ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક

# JOURNAL

## OF THE

# Gujarat Research Society

**Vol. XVIII** **JANUARY 1956** **No. 1**

Contents



Yearly Subscription: Rs. 6/- Single Copy: Rs. 2/8.

# The Gujarat Research Society

*(Registered under Societies Registration Act XXI of* 1880)

*The objects of the Society are* :

(1) To promote, organise and co-ordinate research in all branches of knowledge with reference to Gujarat as one of the units of the Indian Republic. The word Gujarat includes Saurashtra, Cutch and outlying areas.

(2) To collect and publish accurate information on all subjects relating to the region of Gujarat, Saurashtra and Cutch.

(3) To foster the cultural unity of all persons speaking Gujarati without neglecting the fundamental unity among all Indians.

(4) To train, advise and help qualified students in methods of research.

(5) To collect books, manuscripts and similar objects, and arrange for facilities for research by establishing libraries, museums, laboratories, art galleries, etc.

(6) To publish the results of research and to popularise modern knowledge in English and Gujarati languages through journals, periodicals, books, lectures, photographs, films, etc.

(7) To provide facilities for social intercourse between persons interested in the cultural progress of Gujarat region.

(8) To establish branches of the Society in furtherance of the above objects.

The Society publishes a Journal which is devoted to the publication of articles on all branches of knowledge pertaining the region of Gujarat, Saurashtra and Cutch. It has a scientific and cultural approach in the discussion of all problems. The articles are published in English or Gujarati or Hindi at the option of the author.

Papers are received for publication from or through members of the Society on research work in subjects in which they are interested. When research schemes are sponsored or financed by the Society no honorarium is paid, but all contributions are carefully examined and a Medal is awarded every year for the best research contribution published in the Journal. A suitable honorarium may be paid for articles accepted for publication in the Journal, if it is not considered for a Medal.

The Journal is published four times a year, in the months of January, April, July and October. The Journal is sent free to members of the Society. The annual subscription to the Journal is Rs. 6/- only (including postage); for single copies, Rs. 2/8 (including postage) is charged. Rates of advertisement in the Journal can be obtained from the Hon. General Secretary of the Society. Editorial communications, and books for review should be sent to the Editor, Journal of the Gujarat Research Society, 46-48, Esplanade Mansion, Mahatma Gandhi Road, Bombay 1. Copies of the Journal can also be had from N. M. Tripathi, Ltd., Princess Street, Bombay 2.



*Membership fee* : *Patron* Rs. 10,000 ; *Vice-Patron* Rs. 5,000 ; *Donor* Rs. 1,000 ; *Life Member* Rs. 250 ; *Ordinary Member* Rs.12 *per annum.*

---

46-48, Esplanade Mansion, Mahatma Gandhi Road,
BOMBAY 1

JOURNAL

OF THE

# Gujarat Research Society

Vol. XVIII | JANUARY 1956 | No. 1

# ગુજરાતની આદિવાસી સંસ્કૃતિનું સંશોધન

ગુજરાત સંશોધન મંડળની સ્થાપના ૧૯૩૬ માં થઈ તે વખતે ગુજરાતના સંશોધનના પ્રશ્નોની એક યાદી કરવામાં આવી હતી. તેમાં ગુજરાતની મનુષ્ય વિદ્યાની દૃષ્ટિએ તપાસ કરવાનો એક પ્રશ્ન આગળ રાખવામાં આવ્યો હતો. તે વખતે ગેઝીટીઅરો અને એન્થોવનની સરવે સિવાયનું બીજું કાંઈ સાહિત્ય ઉપલબ્ધ નહોતું.

જૂલાઈ ૧૯૩૯ ના ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાં આ વિષયના સાહિત્યની સમાલોચના કરીને પુસ્તકો અને લેખોની નોંધ મેં આપી હતી. તે વખતે ખાસ કરીને મનુષ્ય માપન વિદ્યાની દૃષ્ટિએ આ વિષયની ખીલવણી માટે સૂચના કરી હતી. ગુજરાતની પ્રજાના શરીર માપનનું કામ સર હરબર્ટ રીસ્લેએ ૧૮૯૭ માં અને ડૉ. બી. સ. ગૂહાએ ૧૯૩૧ ના સેન્સસના અંગે અખિલ હિંદ સર્વેના વિભાગ તરીકે સારી રીતે બજાવ્યું હતું. આનું કામ ગુજરાતમાં ફરીથી કરવાને માટે મેં ગુજરાત સંશોધન મંડળ તરફથી ૧૯૪૧ માં પ્રયાસ કર્યા હતા. મુંબઈની શેઠ ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજના આધ્યાપક ડો. કુરૂલકર અને લખનૌના પ્રો. મજુમદાર ની મદદથી અને પૂજ્ય ઠક્કરબાપા ની સહાયથી પંચમહાલ જીલ્લાના ભીલોનું શરીરમાપનનું કામ શરૂ કર્યું હતું. તે વખતે હું પણ તેમની સાથે હાજર હતો.

આ કાર્યની સફળતાથી ઉત્તેજીત થઇને વધારે મ્હોટા ખર્ચે ૧૯૪૬ માં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની ૨૬ જાતિઓના શરીરમાપન, રક્તશોધન અને સંસ્કૃતિના અભ્યાસ માટે યોજના કરવામાં આવી. લખનૌના પ્રોફેસર મારા મિત્ર ડૉ. મજુમદાર એમના મદદનીશોને લઈને આ બધા પ્રદેશોમાં ફર્યા. તેમણે ૩૬૦૦ માણસોના શરીરના માપ લીધાં અને ૩૦૦૦ માણસોના રક્તની તપાસ કરી. આ સંશોધનનો મોટો સચિત્ર રીપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને તેની કિંમત વધારે હોવા છતાં પણ ગુજરાત બહાર સારી સંખ્યામાં ખપે છે.

સાધનના અભાવે આ કામ આગળ વધી શકયું નહોતું. આખા ગુજરાતની મનુષ્ય વિદ્યાની દૃષ્ટિએ સરવે કરવી એ ઘણું મૂશ્કેલ કામ નથી. સૌરાષ્ટ્ર સરકારની મદદથી સૌરાષ્ટ્રની આર્થિક તપાસ પ્રો. વકીલ અને પ્રો. લાકડાવાળાએ તૈયાર કરી છે. તેવી રીતે આર્થિક–સામાજીક–અને સકળ માનવી સંસ્કૃતિની તપાસ કરવાનું કામ અઘરૂં હોય તો પણ આવશ્યક છે અને બહુ વખત મુલતવી રાખી શકાય તેમ નથી. આ કાર્ય બધી ગુજરાતી પ્રજા માટે સામટું ઉપાડવા કરતાં તેને ત્રણ વિભાગમાં લઈ શકાય.

હિંદના રાષ્ટ્રીય બંધારણમાં હિંદી પ્રજાના પછાત વર્ગો માટે અને તેમની ઉન્નતિ સાધવા માટે ખાસ ગોઠવણ કરવામાં આવી છે. પછાત જાતિઓના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. તેમાં અસ્પૃશ્ય ગણાતી જાતિઓ અને વર્ગોની એક યાદી બનાવવામાં આવી છે. તેવી અનુસૂચિત જાતિઓ શીડયુલ્ડ કાસ્ટસ એ નામથી ઓળખાય છે. હિંદની ૩૫ કરોડ વસ્તીમાંથી તેમની સંખ્યા લગભગ છ કરોડ જેટલી છે. તેમને માટે મહાત્મા ગાંધીએ હરિજન જેવું સુંદર નામ અપનાવ્યું છે.

બીજો વર્ગ "અનુસૂચિત આદિવાસીઓનો" બંધારણમાં જૂદો રાખવામાં આવ્યો છે. આ "શીડયુલ્ડ ટ્રાઇબ્સ"ની વસ્તી હિંદમાં લગભગ બે કરોડ જેટલી ગણવામાં આવે છે. તેમની ઉન્નતિનો પ્રશ્ન પણ અગત્યનો છે. ગુજરાતમાં કાળી પરજ—જેમને માટે ગાંધીજી એ રાની પરજ એવું નામ આપ્યું છે; અને ડુંગરમાં કે જંગલમાં રહેતી "જંગલી" જાતિઓ જેને માટે ગાંધીજી એ ગિરિજનોનું નામ આપ્યું છે તેવી જાતિઓની સંખ્યા ગુજરાતમાં ઘણી છે.

ત્રીજો વર્ગ અન-અનુસૂચિત જાતિઓનો એટલે "બીજા પછાત વર્ગો"નો છે. તેમાં સમાજમાં હલકા ગણાતા વર્ગો જેવાકે હજામ, ધોબી, કુંભાર, લુહાર, વણકર, ભરવાડ, રબારી વગેરે જ્ઞાતિઓનો સમાવેશ થાય છે. આ વર્ગોના ઉદ્ધાર માટે સરકારે એક બંધારણીય કમીશન નીમ્યું છે. તેના સભ્ય તરીકે કામ કરવાનો મને પ્રસંગ મળ્યો હતો. તેનો અનુભવ મનુષ્યવિદ્યાના અભ્યાસમાં મને ઘણો ઉપયોગી થયો છે.

ગુજરાત સંશોધન મંડળને ગુજરાતની બીજી પ્રજાઓના કરતાં આદિવાસી પ્રજાનું સંશોધન વધારે અગત્યનું લાગ્યું છે. ભીલોના અભ્યાસને માટે ૧૯૩૮ માં જ "ગુજરાતના પ્રથમ વતની-ભીલો-વિષે" મેં લેખો લખ્યા હતા. ત્યાર પછી સંશોધન મંડળે શ્રી ઠાકોરદાસ ભાણાભાઈ નાયકને શિષ્યવૃત્તિ આપીને રાજપીપલાના ભીલો સંબંધી મહાનિબંધ લખવાની સગવડ કરી આપી છે. તે કામ માટે તે ભાઇને પી.એચ ડીની ઉપાધિ મળી છે. તે ભાઈ હાલમાં લંડનમાં છે અને તેમનું પુસ્તક અંગ્રેજીમાં છપાય છે.

ગુજરાતના આદિવાસીઓ વિષે વધારે સંશોધન માટે આ મંડળે એક વધુ યોજના ૧૯૫૪માં તૈયાર કરીને મુંબઈ સરકાર મારફત હિંદી સરકારને મોકલી. હિંદી સરકારના આદિવાસી-કલ્યાણ યોજનાના મુખ્ય અધિકારી શ્રી લક્ષ્મીકાન્ત શ્રીકાન્તે આ વિષયમાં રસ લીધો અને અમારી યોજના ને મંજુરી મળી. આ યોજનાના મુખ્ય અંગો નીચે દર્શાવ્યા છે અને તે પ્રમાણે જેટલી બને તેટલી આદિવાસી જાતિઓનું સંશોધન કરવાની તૈયારી થઈ રહી છે.

**સંસ્કાર જીવન:**—આદિવાસી ભાઇઓની સંસ્કૃતિ ના સંપર્કથી પરિવર્તન કે નાશ થાય તે પહેલાં તેમના રીત રિવાજોના અને લોકસાહિત્યનો અભ્યાસ :

(क) (૧) જન્મ (૨) લગ્ન (૩) સીમન્ત (૪) મૃત્યુ પ્રસંગના સંસ્કાર.

(ख) રમત, ગમત, તહેવાર, નૃત્ય, નાટક.

(ग) લોકવાર્તા, લોકગીત, લોકસંગીત, લોકસાહિત્ય.

(घ) ભૂત, ડાકણ, ભૂવા, ભગત, ધર્મભાવના, દેવ, દેવીઓ.

**આર્થિક-સામાજિક સ્થિતિ:**—(૧) નિત્યજીવન (૨) સમાજમાં બીજી જાતિઓ સાથેનો સંબંધ (૩) આર્થિક સ્થિતિ (૪) આવક (૫) ખર્ચ (૬) દેવું (૫) આર્થિક પરાધીનતા (૬) જમીન, ગણોત, અને જમીનધારાની અસર (૭) હુન્નર, ઉદ્યોગ સાથે સંબંધ.

**આરોગ્ય અને પોષણ:**—(૧) ખોરાકના પ્રકાર અને વજન (૨) ઉત્તેજક અને માદક પદાર્થો—મદ્યનિષેધની ખબર (૩) આરોગ્ય અને કાર્યશક્તિ.

**શરીર માપન** અને **રક્ત સંશોધન:**—બીજી જાતિઓ સાથેનું સંમિશ્રણને માટે ઉપયોગી માહિતી મેળવવા માટે.

**પ્રગતિ:**—(૧) સાક્ષરતા (૨) શિક્ષણ (૩) નિશાળો (૪) દવાખાના અને હોસ્પીટલો (૫) પશુ રક્ષણ સંસ્થા (૬) ધંધો (૭) જીવનની મુશ્કેલી (૮) કલ્યાણના માર્ગો.

આ આખા સંશોધનનું ધ્યેય કેવળ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ હકીકતો મેળવવાનો અને અમુક સિદ્ધાન્તો સ્થાપવાનો જ નથી; પરંતુ તે ઉપરાંત પ્રત્યેક જાતિકુલ વિષે સંપૂર્ણ અને આધારપૂર્વક માહિતી તૈયાર કરવાનો છે કે જેથી આ જાતિઓના કલ્યાણ માર્ગની યોજનાઓ શરૂ કરવામાં અને પાર ઉતારવામાં સહાયરૂપ થઇ પડે.

ઉપરની યોજના પ્રમાણે દૂબળા જાતિનું સંશોધન ૧૯૫૫ના જાનેવારી માસથી શરૂ કરવામાં આવ્યું હતું. પહેલું સંશોધન કેન્દ્ર ધર્મપુરમાં ૨૦ જાનેવારીથી ૧૫ એપ્રીલ સુધી રાખવામાં આવ્યું હતું. ત્યાંથી ખશુરા, હનુમાન ઝાંપા, મલુણ પાડા, કનુર બરડા, મોટા પોંઢા, રાજપોરા, ભાંભા અને બારસોળ અને પારડી તાલુકાના રોહીણા અને તરમાલિયા, એ ગામોનાં દુબળા ભાઇની સ્થિતિ અને સંસ્કૃતિનું અવલોકન કરવામાં આવ્યું હતું. આ સ્થળે દૂબળાઓની સંખ્યા ઓછી હોવાને લીધે ધોડીઆ અને નાયકડાની સંસ્કૃતિની પીછાન કરવાનો લાભ મળ્યો હતો.

સંશોધન કેન્દ્ર નવસારી તાલુકામાં મરોલીમાં એપ્રીલની મધ્યથી જૂલાઇની મધ્ય સુધી રાખવામાં આવ્યું હતું. ત્યાંથી મહુવર, કોલાસણા, કડોલી, છીણમ, ધામણ, નડોદ, મરોલી-ગામ, ડાંભેલ, પોંસરા, હાંસાપુર, સીસોદ્રા અને સાલેજ, એ ગામોમાં અનુકુળ સમયે જઇને ત્યાંના દૂબળા ભાઇઓનો સંપર્ક સાધવામાં આવ્યો હતો.

બારડોલી તાલુકાનું વરાડ ગામ આ સંશોધનને માટે અગત્યનું અને સગવડ ભર્યું લાગ્યું. તેથી જૂલાઈની મધ્યથી નવેંબરના અંત સુધી ત્યાંજ કામ કરવામાં આવ્યું હતું. ૪૦૦ હળપતિનાં ઝુંપડા નવા બંધાયેલા હોવાથી અને શ્રી જવેરભાઈ પટેલ જેવા કાર્યદક્ષ સંચાલકની મદદ હોવાથી કામ સરળ થયું હતું. ત્યાંથી રાજપોરા–લુંભા, પણદા, રાયમ, અકોટી, અસ્તાન, વરાડ, બાજીપુરા અને બુટવાડા વગેરે ગામોના દૂબળાભાઇઓનું નિરીક્ષણ કરવામાં આવ્યું હતુ.

આ ઉપરાંત પારડી તાલુકાના રોહીણા અને તરમાલીઆ ગામોમાં ઉદવાડા પાસેના સરોધી અને ભરૂચ જીલ્લાના વાગરા, અરગામા અને આંકોટ ગામોનું નિરીક્ષણ કરવામાં આવ્યું છે. આ નિરીક્ષણોમાં અર્વાચીન વિજ્ઞાનના સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. સ્થિર છાયાચિત્રો

લેવામાં આવ્યા છે અને જરૂર પડે ચલચિત્રો લેવાનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો છે. દિવાસા અને નવરાત્રિના આનંદ પ્રમોદના ઉત્સવોમાં ગવાતાં ગીતોની નોંધ (વિજળી વગરના ગામો માં ખાસ પેટ્રોલ જનરેટરના ઉપયોગથી ટેપરેકર્ડર પર) કરવામાં આવી છે.

હજુ ઘણું સંશોધન કરવાનું બાકી છે. ઘણાં ગામો, સંસ્થાઓ, રીતરિવાજો, ઉત્સવો, લોકગીતો, લોકસાહિત્ય વિષે માહિતી મેળવવાની છે. શરીર માપન, રક્ત તપાસણી, આરોગ્ય તપાસ, રોગ તપાસ, ખોરાક તપાસ વગેરે બાકી છે. આ ઉપરાંત આર્થિક સ્થિતિ, શિક્ષણ પ્રચાર સ્થિતિ, સાક્ષરતા, સમાજ રચના અને સમાજ પરિવર્તન ના પ્રવાહો વગેરે વિષયો સંબંધી હકીકતો મેળવીને તેમાંથી અભ્યાસપૂર્વક તારણ અને સંશોધન કરવાનું છે. આખો રીપોર્ટ તૈયાર કરતાં ઘણો સમય લાગશે. તે દરમયાનમાં અત્યાર સુધીમાં મેળવેલી માહિતીનો એક ખાસ અંક તૈયાર કરવાનું યોગ્ય ધાર્યું છે. તેમાં સારી સંખ્યામાં સમાજ સેવકો એ દૂબળા જાતિ વિષે એકઠી કરેલી માહિતી અને તેમના સુખદુઃખની વાતો, વિચારો અને તેમની યોજનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ લેખોનો પરિચય નીચે આપવામાં આવ્યો છે.

"દૂબળા છે કોણ" એ પ્રથમ લેખમાં ડૉ. સૂમન્ત મહેતા દૂબળા ભાઈઓનો તેમનો ૪૦-૪૪ વર્ષનો સંપર્ક અને દૂબળા જાતિના ઈતિહાસ, સંસ્કૃતિ અને ભવિષ્ય ઉપર સારો પ્રકાશ પાડે છે. શ્રી. જુગતરામ દવે એ ૧૯૪૬માં લખેલી હળપતિ મુક્તિ (હાળીપ્રથા અને મુક્તિ-દાનની હીલચાલ) છપ્પન પાનાની પત્રિકા આધારભૂત ગણાય છે. પરંતુ તેમના અનુસંધાનમાં હાલની પરિસ્થિતિ સમજાવતો નવો લેખ તેમણે મોકલ્યો છે. એક સંગીન કાર્યકર્તા આ દબાયેલી જાતિના પ્રશ્નો વિષે મૌલિક ચર્ચા કરીને તેમના ભવિષ્યને માટે સારી યોજનાઓનું માર્ગદર્શન કરે તેની ઉપર સમાજે ધ્યાન આપવું ઘટે છે. તેમના સાથી અને સહકાર્યકર્તા શ્રી. જવેરભાઈ પટેલે "મારી અનુભવ કથા" એ શીર્ષક નીચે દૂબળા ભાઈઓ વિષેના પોતાના અનુભવનો સાર આપ્યો છે. પ્રોફેસર હકુમતરાય દેસાઈએ "સુરત જિલ્લાના હાળીઓ" વિષે આપેલી માહિતી અને વિચારો ઘણા ઉપયોગી છે. હાળી પ્રથા હવે જાહેર રીતે નાબુદ થઈ છે અને હાળીઓ છૂટા હોવા છતાં કેટલા પછાત રહ્યા છે તે તેમણે સમજાવ્યું છે.

આ પછીના લેખોમાં સંશોધન તત્ત્વ અને ખાસ કરીને સંસ્કારવિચાર વધારે પ્રમાણમાં છે. દૂબળાની સંસ્કૃતિ વિષે ડૉ. ખાનાપુરકરે કરેલી નોંધનો અનુવાદ શ્રી હર્ષદ ત્રિવેદીએ કર્યો છે અને એ દૂબળાભાઈની સંસ્કૃતિનો સારો ખ્યાલ આપે છે. "દિવાસો" એ દૂબળાભાઈઓનું મોટામાં મોટું પર્વ ગણાય છે. તે પર્વના ઉત્સવનો અને તે ગુજરાતની બીજી જાતિઓ કેવી રીતે ઉજવે છે તે વર્ણન સંસ્કૃતિના વિકાસ અને પ્રસરણના વિષયો સારી રીતે ચર્ચે છે. "દૂબળા જાતિમાં પંચની પદ્ધતિ" વિષે અમારા અન્વેષક શ્રી. જયંતિલાલ ભાણાભાઈ નાયકનો લેખ સારી માહિતી આપે છે. તે જ ભાઈએ "દૂબળા સંસ્કૃતિમાં રોગ નિવારણ" એ વિષય ઉપર રસમય નોંધ તૈયાર કરી છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે સેંકડો વર્ષો સુધી હિંદુ કુટુમ્બોમાં "હાળીઓ" અને "વાશીદી" તરીકે કામ કરવા છતાં અને હિંદુધર્મના શુધ્ધ સંસ્કારોનો લાભ મળવા છતાં પણ, દૂબળાભાઈઓના આદિવાસી સંસ્કારો હજુ દૂર થયા નથી. જ્યાં સુધી એ આદિવાસી પ્રજાને પોતાના જૂના સંસ્કારો, વ્રતો, નૃત્યો, ગીતો, અને જીવન પદ્ધતિ પ્રગતિને પંથે લઈ જતી હોય ત્યાં સુધી તેને જાળવી રાખવાને અને તેને માટે ઉત્તેજન મેળવવાને તેઓ

હકદાર છે. એ દૃષ્ટિથી પણ આ લેખ ઉપયોગી છે. વળી મંડળ તરફથી "દૂબળા વિષે થોડા પ્રાથમિક આંકડા"નો લેખ પણ આ અંકમાં મુકવામાં આવ્યો છે. દૂબળાની સંસ્કૃતિ વિશે ઘણા લોકગીતો અને લોકવાર્તાઓ ભેગાં કરવામાં આવ્યા છે. તા. ૨૩-૨૪ ઑક્ટોબર ૧૯૫૫ના દિવસો એ નવરાત્રિના સંબંધ પ્રસંગે ગવાતાં "ઘેરીઆ"ના બીજા નૃત્યગીતો નો ટેપરેકર્ડરની મદદથી કરવામાં આવેલાં આ ગીતો રાસ અને કેટલાએક મંત્રો રેકર્ડર પર હવે સાંભળી શકાય એમ છે.

આ પ્રમાણે આ અંકમાં દૂબળાભાઇને વિષે થતા સંશોધન ના અંગે મેળવેલી સામગ્રી અને નોંધો સંગ્રહવામાં આવી છે. તેમના વિષે સળંગ એહવાલનું પુસ્તક તૈયાર થતાં હજુ ઘણો સમય લાગશે. તે દરમયાનમાં આ પ્રમાણે માહિતી પ્રગટ કરવાના બે કારણ છે. એક તો પ્રસિદ્ધ કરેલી વિગતોની ચોકસાઈ અને ખરાપણા માટે વધારે અન્વેષણ કરવામાં મદદ મેળવવી અને બીજુ તે વિષે શિક્ષિત દૂબળાભાઇઓનો અભિપ્રાય લઇને વધારે આધાર પૂર્વક અને શાસ્ત્રીયજ્ઞાન પ્રાપ્ત કરવું. સાધારણ રીતે માનવવિદ્યાના અન્વેષણમાં અન્વેષિત સમૂહનો અન્વેષક વિશે શું અભિપ્રાય હોય છે તે જાણવા મળતું જ નથી. પરંતુ આ અન્વેષણમાં તો બંને બાજુનો સંપૂર્ણ સહકાર સાધીને આ જાતિની સંસ્કૃતિ અને વિકાસ ને માટે સર્વ સાધનો મેળવવાની અમારી યોજના છે કે જેથી કેવળ વૈજ્ઞાનિક માહિતી ઉપરાંત કલ્યાણમાર્ગ વિષે પણ સંશોધન પૂર્વક માહિતી રજુ કરી શકાય.

પોપટલાલ ગોવિંદલાલ શાહ

---

# દૂબળા છે કોણ ?

૧૯૦૪માં મેં રાનીપરજ તથા દુબળાઓને પહેલી જ વાર જોયા. સોનગઢ વ્યારાના જંગલમાંથી પસાર થઈને મારે વાંસદારોડ સ્ટેશન પાસેના ઉનાઈના ગરમ પાણીના ઝરાનું રસાયણિક પૃથક્કરણ કરવાનું હતું. એ દિવસોમાં વ્યારાના જંગલમાં પુષ્કળ ઝાડ હતાં અને હવામાં ઝેરી મેલેરિયા હતો, અને શહેરી લોકોને વ્યારાની નોકરી આંદામાનના ટાપુના જેવી દુષ્ટ લાગતી. જંગલની બન્ને બાજુએ નાનાં ગામડાંઓ વસ્યાં હતાં. આ ખેતરોનો મુખ્ય પાક ડાંગરનો હતો. મોટા ભાગના ખેડુતો રાનિપરજ હતા. એ દિવસોમાં એ 'કાળીપરજ' કહેવાતા, પણ તે ઉપરાંત થોડા સાહસિક પાટીદારો અને અનાવળા, જરા મોટા પાયા પર ખેતી કરાવતા અને તે રાનિપરજ તથા દૂબળાઓને મજુર તરીકે રોકતા. આ બધા રાનિપરજ અને દૂબળાઓ એકવડા શરીરના, રંગે શ્યામ પણ છેક કાળા નહીં, ઉંચાઈમાં ટૂંકા હતા, માથે ચીંથરાનું ફાળીયું બાંધતા અને કમરે લંગોટ પહેરતા. તે સિવાય તેમની પાસે પહેરવા ઓઢવાના અત્યંત થોડાં કપડાં હશે. સ્ત્રીઓના કોણીની નીચેના આખા હાથ અને ઘુંટણની નીચેના પગ હલકી ધાતુનાં કડાંથી ભરેલા રહેતા. હાથ તથા પગનો તેટલો ભાગ કદી ધોવામાં આવતો નહીં. સામાન્ય રીતે આ લોકો જુવારનું ભડકું અને કદાચિત જુવારનો રોટલો તથા જો નદીમાંથી પકડી શકાય તો માછલી પકડીને ખાતા અને પારસી દુકાનદાર પાસેથી ઉધાર મેળવી શકે તેટલી તાડી પીતા—જો કોઈ જમીનદારને ત્યાં મજુરીએ જાય તો આખા દિવસની મજુરી દોઢ આનો (વખતે વધારેમાં વધારે બે આના) મળતી. વાંસ અને તાડછાંના બાંધેલા ઝુંપડામાં એ લોકો રહેતા. પાસેના શહેરી જમીનદારો કે તેમના મુનીમો તેમને જોરજુલમથી, ફરજીઆત, મજુરીએ લઈ જઈને દોઢ આનો દસ કલાકના કામ માટે આપતા. તાડીના દુકાનદારો ખોટા હિસાબ લખીને તેમની જમીન પડાવી લેતા. "તમારે તમારી જંજીરો સિવાય કંઈ ખાવાનું નથી" એવું જે પ્રોલિટેરિએટ માટે કહેવાય છે તેના આ લોકો આબેહુબ દૃષ્ટાંતરૂપ હતા. ૧૯૦૬–૦૭ અને ૧૯૧૨ થી ૧૪ નાં ત્રણ સાડાત્રણ વર્ષમાં મને નવા અનુભવો થયા. હું નવસારીમાં સિવિલ સરજ્યન થયો અને હોદ્દાની રૂએ હું પોલીસ મેડિકલ ઑફિસર થયો. મારપીટ કે ખૂનના કેસો મારે તપાસવાના અને તેનાપર અભિપ્રાય આપવાના તથા મારે કોર્ટમાં તેને વિશે સાક્ષી આપવાની રહેતી. હું નવસારી ગયો કે તરતજ મારે ઘેર "ડાલી" આવવા માંડી. એ ડાલીઓ પારસી જમીનદાર તરફથી આવતી. ડાલી એટલે મોટો કરંડીઓ અને તેમાં મીઠાઈ, કેક, બીસ્કીટ, મુંબઈના મેવા, અને વખતે વ્હીસ્કીની બાટલી. મારાપર આટલો બધો પ્રેમ શા માટે વરસી પડ્યો છે તે હું સમજી ગયો. એ જમીનદારો રાનિપરજોને મારપીટ કરે તે વખતે હું રહેમ નજર રાખું તેટલા માટે ડાલી આવતી. એ ડાલીઓ મેં પાછી કાઢી. નિર્દય માર માર્યાના અનેક કેસો મારી પાસે આવ્યા. આ દિવસોમાં મેં જોયું કે જમીનદારો આબકારી સુપ્રિન્ટેન્ડંટ, પોલીસના તથા રેવેન્યુના બધા ન્હાના મોટા અમલદારોને તેમજ ન્યાયાધિશોને ખુશ રાખવાના, જમાડવાના, પ્રયત્નો કરતા. સિવિલ સરજ્યન તો હોય જ. થોડા સમયમાં મેં જોઈ લીધું કે ગરીબ રાનિપરજોને ન્યાય મળે એવું વાતાવરણ ન હોતું.

આ પ્રસંગે એક ઐતિહાસિક હકીકત હું પહેલી જ વાર નોંધું છું કે હું સરજ્યન હતો ત્યારે નાયબ સુબા (એસિસ્ટંટ કલેકટર) તરીકે મહમદઅલી હતો. આ મહમદઅલી પછી મૌલાના મહમદ અલી તરીકે, એક અંગ્રેજી અને એક ઉર્દુ પેપરોનો તંત્રી થયો, હિંદ દેશની

મુસ્લીમ કોમનો આગેવાન થયો, એક વખત કોન્ગ્રેસનો સખત વિરોધી હતો તે હિંદી રાષ્ટ્રીય મહાસભાનો પ્રમુખ પણ થયો. એ મારો જીવજાન દોસ્ત હતો. એ ઓકસફર્ડમાં ભણતો હતો ત્યારથી હું એને ઓળખતો. રાનિપરજોને જે અન્યાય થતો હતો તે એનાથી સહન ન થયો. એણે હાથ નીચેના માણસોને લાંચ લેતા જોઇને સખ્ત શીક્ષા કરવા માંડી. ઉપલા અમલદારોને ખરી હકીકત જણાવતા લાંબા કાગળો લખ્યા. ખૂદ મહારાજાને પણ પત્રો લખ્યા. મેં પોતે પણ અનુભવ્યું હતું કે હું રાનિપરજનો બચાવ કરતો તે નવસારીમાં તો નહીં જ પણ વડોદરાની રાજધાનીમાં પણ ઉપરી અમલદારોને રૂચતું નહીં. આવી જબરી ઈન્દ્રજાલ રાનિપરજની વિરૂદ્ધ પથરાયલી હતી.

૧૯૨૨માં રાનિપરજોમાં "માતાનો વા વાયો". ત્રણ ચાર લાખ રાનિપરજોમાં જાગૃતિ આવી. કલ્પી ન શકાય એટલી મકમ્મતાથી તેમણે દારૂ તાડી છોડ્યાં. તેટલી જ હિંમતથી તેમણે વેઠ અને ત્રાસની સામે સત્યાગ્રહ કર્યો. ઠક્કરબાપા, હું અને બીજી ૪૦-૫૦ શહેરી વ્યક્તિઓ વડોદરાના નાગરિકો પણ તેમની વ્હારે ધાયા. મેં નોકરી છોડી દીધી હતી તેથી હું "કાળીપરજ સંકટ નિવારણ મંડળ"નો પ્રમુખ થયો. ૧૯૨૨થી ૨૯ સુધી હું પ્રમુખ રહ્યો, આ બધી જાગૃતિ વડોદરા રાજ્યમાં જ શરૂ થયેલી પણ પછીથી સુરત જીલ્લામાં આવી અને જ્યારે ગાંધીજી અને વલ્લભભાઈ જેવા આગેવાનોનું માર્ગદર્શન તેમને મળ્યું ત્યારથી તેમની સ્થિતિ સુધરી છે તે જાણીતી વાત છે. હવે તો ઘણાએ દારૂ તાડી છોડી દીધાં છે, વધારે સારૂં કામ ખેતરમાં કરે છે, તેમના ખોરડાં કંઇ સુધર્યાં છે, વડોદરા રાજ્યમાં ફરજીઆત કેળવણી હતી, હવે તો બધા રાનિપરજ અને દુબળાંનાં છોકરા ભણે છે. ભણે છે થોડું અને નામનું. હજી ભણેલા નવજુવાનોને પણ નાણાંની કિંમત જણાઇ નથી. હજી તો લુચ્ચા લોકો તેમને ફોસલાવીને તેમની પાસેથી જમીન વેચાણની સહીઓ કરાવી શકે છે. જે જાગૃતિ આવી છે તે પાશેરાની પહેલી પુણી જેટલી છે.

રાનિપરજ પાસે થોડી જમીન હોય છે, દુબળા પાસે એક તસુ જેટલી પણ જમીન હોતી નથી. તેમના ઝુંપડાં પણ તેમના ધણી (ધણીયામા)ની જમીનપર બાંધ્યાં હોય છે, એમને મજુરીને પેટે એક કે બે વાર ખાવાનું અને રા રતલ જુવાર મળતી હતી. હવે તેમને એક રૂપિઓ, ઓછું કે વધારે, (જુદા જુદા તાલુકાના પ્રમાણમાં) મળે છે. તેમની પાસે એક ટંકનું પણ ખાવાનું હોતું નથી, વધારામાં કપડાં હોતાં નથી, ઠંડીથી રક્ષણ કરવાનાં કપડાં હોતાં નથી. સરસામાન તો હોયજ ક્યાંથી? રાનિપરજને ત્યાં હવે થોડો સરસામાન હોય છે.

પરણતી વખતે જે દારૂ તાડી અને ખીચડી માટે ખર્ચ થાય તેટલો મેળવવા માટે દુબળાઓ "હાળી" બનતા હતા, હાળી એટલે ગુલામ. તે પ્રથા નબળી પડતી જાય છે, પણ તે પ્રથા બંધ પડી છે એવું જો કોઇ કહે તો તે હડહડતું જુઠું છે. મારા પોતાના નોકરનો ભાઈ થોડા વખત પહેલાં હાળી બન્યો હતો. આપણા સંસ્કારી મુંબઈ રાજ્યમાં આ પ્રથા હજી સુધી નાબૂદ થઈ નથી તે આપણી પ્રજા માટે કલંકરૂપ છે. યુનાઇટેડ નેશન્સે "સર્ફડમ" એટલે ગુલામ નોકરો વિષે તપાસ કરી હતી તેમાં હાળીનો સમાવેશ થયો હતો.

હાળીની નાબૂદી માટે ખેરના પ્રધાનમંડળે એક તપાસ સમિતિ નીમી હતી. તે પ્રોફેસર "દાંતવાળા સમિતિ"નો રિપોર્ટ ૭ વર્ષ થયાં છતાં પ્રગટ થયો નથી, એ એક સત્ય હકીકત છે.

હાલમાં એક આશાસ્પદ હિલચાલ શરૂ થઈ છે. ઘણા દુબળાના જુવાનો મુંબઈ, વલસાડ, સુરત, ભરૂચ, વડોદરા, નડીઆદ, અમદાવાદમાં નોકરી કરવા માટે ચાલ્યા જાય છે. આ સેંકડો જુવાનો નવા વિચારો લાવશે અને ફેલાવશે તો તેમની સ્થિતિ સુધરવાની આશા રહે છે.

સુમન્ત મહેતા

---

# સુરતના હળપતિ–એક સામાજિક અને આર્થિક સમસ્યા

## ૧. પ્રથાના દાસ.

હળપતિ કે દૂબળા વિષે લખવા બોલવાનો પ્રસંગ આવતાં મારૂં દિલ અંદરથી નારાજ થાય છે, કારણ કે તેની વાત કરવી એટલે તેના થતા અન્યાયો અને ગામોનું વર્ણન કરવું, અને તેવું વર્ણન કરતાં ગમે તેટલું સાચવું તો પણ "ધણિયામા વર્ગ" ઉપર છાંટા ઉડેજ. તેમ થાય એ સારૂં લાગતું નથી.

એક મિત્રને જીંદગીમાં પહેલીજ વાર બારડોલી નજીકના પાટિદારિયા ગામમાં થોડા દિવસ રહેવાનો પ્રસંગ આવ્યો, તેણે એ ગામના લોકો વિષે અભિપ્રાય આપતાં કહ્યું, આવા ભલા, સજ્જન ગામ લોકો કયાંય જોયા ન હોતા. હું પોતે પણ એવોજ અભિપ્રાય ધરાવું છું. પેલા મિત્રને અહીંની બહેનોનો પરિચય બહુ થયો નથી, નહિ તો તેમને માટે આના કરતાં પણ વધારે માન ભર્યાં વિશેષણો વાપરત એ વિષે મને શંકા નથી. અને છતાં હળપતિ અત્યાર સુધી દુઃખી, દરિદ્રી, પરાધીન અને તે ઉપરાંત અભણ, અસંસ્કારી અને વ્યસની રહી ગયો છે, એ પણ ખરૂં છે.

સૌ પ્રથાના દાસ છે.

## ૨. "દૂબળો અને ધણિયામો"

"હળપતિ" તો અમારૂં પાડેલું નવું નામ છે. નામને ગાંધીજીએ અને સરદારે માન્યતા આપેલી છે, અને જીલ્લામાં પણ સૌને મોઢે ચઢી ગયું છે. બાકી પ્રજાને તેમના માલીકો તરફથી મળેલાં હુલામણાનાં નામો જૂદાં છે.

આખી જાત 'દૂબળા'ની છાપથી ઓળખાય છે, જો કે શરીરો તો તેમનાં કામ કરી કરીને અને ધણિયામાને ઘેર તાંસળી ભરી ચોખા ખાવા મળે તેથી સ્નાયુબદ્ધ અને બળવાન છે. પુરૂષ હળ ચલાવે તેથી 'હાળી' કહેવાય.

દૂબળાનું નામ 'વાસીદી' છે. અહીંના ખેડુતોને ખેતી માટે અને સવારી માટે સુંદર બળદો રાખવાનો શોખ છે. અને પટલણોને ભેંસનું દુઝાણું રાખવાનો શોખ છે. એટલે દરેક ઘરમાં સારી સરખી પશુશાળા હોય છે, અને તેનું વાસીદું કરવાની ફરજ હળપતિ બેનોની છે.

૭-૮ વર્ષનો છોકરો થયો એટલે તેને છોકરો કે પોરિયો કોઇ કહેતું નથી. તે છોકરો મટીને 'ગોવાળિયો' થઈ જાય છે, અને માલીકના ઢોર ચારવાની તેની જન્મસિદ્ધ અને કોઇ પણ જાતના શંકા વિનાની ફરજ થઈ પડે છે.

બદલામાં માલીકને પણ તેને લાયકનું નામ મળી ગયું છે.। હળપતિ તેને 'ધણિયામો' કહે છે! એકલો ધણિ શબ્દ તો વાપરવો ઠીક નહિ, કારણ કે ધણિ તો સ્ત્રીનો હોય અથવા બળદનો હોય, તેથી દૂબળાએ પોતાના ધણિને માટે 'ધણિયામો' એવો વ્યાકરણનો નવો પ્રયોગ શોધી કાઢયો છે.

માલિકને માત્ર ધણિ કહ્યો હોત તો તેની પટલાણીને કયું નામ આપવું તેની મુંઝવણ પડત. પણ આ નવો પ્રયોગ શોધાયો એટલે તેને પણ 'ધણિયામી' કહેવાની સગવડ થઈ ગઈ છે.

સરદારે જ્યારે દૂબળા માટે 'હળપતિ' નામ સ્વીકાર્યું ત્યારે 'ધણિયામો' નામ રદ કરી 'પટેલ' નામ વાપરવાની સૂચના કરી હતી. પણ તે તો હળપતિને મોઢે ચઢી જાય ત્યારેજ પ્રચલિત થઈ શકે અને તેને મોઢે ત્યારેજ ચડશે જ્યારે તે દૂબળો મટી સાચો હળપતિ થશે.

## ૩. શરીર પર પ્રથાની અસર

હળપતિવાસમાં તમે જઈ ચઢો તો પહેલું દૃશ્ય નાગાં ઉઘાડાં રખડતાં બાળકોનું જોવામાં આવશે.

ઝીણી નજરથી અવલોકન કરશો તો તમને જણાશે કે માના ખોળામાં રમનારાં અને માના દૂધ પર ઉછરનારાં એટલે કે વર્ષ દોઢ વર્ષની ઉમર સુધીનાં બાળકોનાં શરીર સારાં હોય છે. તે પછી જ્યારે બાળકો ખોરાક પર ચડે છે—એટલે કે પાંચ છ વર્ષની ઉમર સુધીનાં બાળકોનાં પેટ વધી ગયા હોય છે, હાથ પગ પાતળા થાય છે, આંખ મોં ફીકાં અને નિસ્તેજ થઇ ગયાં હોય છે. ત્યાર પછી ગોવાળિયાની ઉમરે પહોંચેલાં બાળકોની શારીરિક સ્થિતિમાં સુધારો થતો માલુમ પડશે, અને છેવટે જુવાન છોકરાઓને જોશો તો હાડ અને સ્નાયુ બંધાયેલાં જોવામાં આવશે.

આનાં કારણો હાળી પ્રથામાં જડે છે. એ પ્રથામાં હાળીને કામના બદલામાં એક ટંક ભાણે બેસાડીને જમાડવામાં આવે છે. તેથી પુરુષ અને મોટે ભાગે સ્ત્રી પણ ઠીક ધરાયેલાં રહે છે. તેથી માને પૂરતું દૂધ આવવાથી ધાવણાં બાળકો તાજાં રહે છે, પરંતુ તેઓ અન્ન ઉપર ચડે છે ત્યારે માબાપ તેમને પૂરતુ અને પૌષ્ટિક ખોરાક આપી ન શકવાને લીધે તેમના શરીર પર ભૂખમરાનાં ચિહ્નો સ્પષ્ટ જોવામાં આવે છે. પણ તે પછીની ઉમરમાં આવતાં ગોવાળિયાઓને અને હાળીઓને ખાવાનું મળવા માંડતાં તેમનાં શરીર વળી પાછાં પોષાવા માંડે છે.

હળપતિઓનાં દુઃખો ગાનારને ધણિયામાઓ આ વસ્તુ તરત સંભળાવે છે: "અમારે ત્યાં ખાનારા દૂબળા કેવા તાજા હોય છે? અને તેમનાં શરીરો સાથે નાસી છૂટેલા દૂબળાઓનાં કંતાએલાં શરીરો સરખાવી જુઓ."

હળપતિ પોતાને ઘેર એક વેળ ખાય એમ ધણિયામો ખાસ ઇચ્છે છે. તે વખતસર કામે ચડે અને કામ માટે તેના શરીરમાં જરૂરી તાકાત ટકી રહે એ ખાતર આ રિવાજ તેમને હાળી પ્રથાનો અનિવાર્ય ભાગ લાગે છે.

હળપતિ મુક્તિના આંદોલનમાં આ રિવાજ તોડી નાખવો એ અમારા કાર્યક્રમોમાંનો એક મહત્ત્વનો ભાગ હતો. તૈયાર ભાણે ખાવાની ટેવ પડવાથી ઘરનાં બાળકોને પૂરૂં મળ્યું કે નહિ એ સંબંધમાં એક પ્રકારની બિન જવાબદારી માણસમાં આવી જાય છે. ઘરના બાળ ગોપાળ સૌ સાથે મળીને આછું પાતળું જે મળે તે ખાવામાં રહેતો ગૃહસ્થ જીવનનો લહાવો તેઓ ભોગવતાં થાય, અને જવાબદારીનું ભાન કેળવે એ ખાતર આ કાર્યક્રમ ઘણો મહત્ત્વનો હતો. આંદોલનનાં શરૂઆતનાં વર્ષોમા હળપતિઓએ ઉત્સાહથી આ સુધારો અપનાવ્યો હતો. કેટલાંક કુટુંબો આ સુધારાને વળગી રહ્યા છે, પણ દરિદ્રતા અને બેકારીને કારણે મોટે ભાગ તૈયાર ખાવાના લોભમાં સરી પડયો છે.

## ૪. બંધનનું મૂળ

હાળી પ્રથાનો આર્થિક આધાર શો ?

જાત મહેનત ગીરો મૂકાવી તેના બદલામાં કંઇક રકમ ધીરવી એ આ પ્રથાનું મૂળ છે.

ગરીબીમાં જીવન વીતાવવાને ટેવાએલા માણસને એવી કઇ અનિવાર્ય જરૂર ઊભી થઇ છે કે જેને ખાતર તેને જાત લખી આપવા નીકળવું પડે છે ? જેણે આ પ્રથાને કામ કરતી જોઈ નથી તેને ખરેખર આ વાતની ખૂબજ નવાઇ લાગે છે.

જન્મીને પછી જીવન નભાવવું એજ માણસમા મોટી અનિવાર્ય જરૂર છે. પણ હળપતિ તેની ગમે તેટલી અનિવાર્ય જરૂર હોય, છતાં જ્યાં સુધી તે બાળક કે ગોવાળિયો હોય ત્યાં સુધી તેને ધીરનાર કોણ તૈયાર થાય ? જ્યારે તે જુવાન થાય છે અને તેની જાત મહેનત ખરીદવા જેવી થાય છે ત્યારેજ કોઈ પણ માણસ તેની સામે ધીરવા તૈયાર થાય છે.

હળપતિ કોમનો છોકરો જ્યારે જુવાન થાય છે ત્યારે લગ્ન કરવું અને તે પણ નાતજાતના રીતરીવાજ પ્રમાણેની લેવડ દેવડ અને ખાણીપાણી સાથેનું લગ્ન કરવું એ તેના માબાપને અનિવાર્ય જરૂરિયાત લાગે છે. તે માટે બહુ મોટી રકમ તો જોઇતી નથી, સો એક રૂપિયા પૂરતા થાય. પણ હળપતિ માટે તે નાની વાત નથી. આખી જાત હોડમાં મૂકવા જેટલી એ વાત તેને મનમહત્ત્વની છે.

હળપતિને છોકરો પરણાવવાની જરૂરિયાત અનિવાર્ય બની છે, તો ગામમાં કોઈ ધણિયામાને તાબે નવજુવાન હાળી રાખવાની અનિવાર્ય જરૂર ઊભી થઈજ હોય છે. આમ ગામમાં હાળી-ધણિયામાનું એક નવું જોડું ઉમેરાય છે.

## ૫. ગુલામી કે જીંદગીનો વીમો?

સો રૂપિયા જેટલી નાની રકમ માટે જાત વેચવાને આ લોકો કેમ તૈયાર થાય છે ? માણસ ગમે તેટલા અભણ અને પછાત હોય, પણ આટલુંયે ન સમજી શકે એવો તે ગમાર હોય એ કલ્પનામાં આવવું મુશ્કેલ છે.

હળપતિ આ વાત સમજતો નથી. પણ પોતે કરેલા વહેવારનો અર્થ તેના મગજમાં બીજોજ હોય છે. થોડી રકમ માટે જુવાન છોકરાને વેચી એમ તે સમજતો નથી, પણ છોકરાને માટે આખી જીંદગીના રોટલાનું પોતે સાટું કરી આપ્યું, વીમો ઉતારી આપ્યો અને એ રીતે બાપ તરીકેનો ધર્મ બજાવ્યો એમ તેનું મગજ વિચારી રહ્યું હોય છે.

ધણિયામા વગરનો હાળી એટલે આધાર વગરનો, કોઇ જાતની સલામતી વિનાનો માણસ. આવી નિરાધાર સ્થિતિમાં છોકરો જીવન કેવી રીતે વીતાવશે? કાલે સવારે તેને કોણ કામે તેડશે અને કોણ ખવરાવશે ? રોજ સવારે ઉઠીને આજ કોને ત્યાં કામે જવું અને કોને ત્યાં ભાણું માંડવું એવી ફિકર કરવાની હોય ત્યાં માણસ જીવી કેમ શકે? ધણિયામો કર્યો એટલે આ બધી ચિન્તા માથેથી ઉતરી. વળી છોકરાની સાથે તેની 'વાસીદી'નું કામ અને પેટિયું સલામત થઈ ગયું, અને તેને છોકરાં થાય ત્યારે 'ગોવાળિયા'નું પેટિયું પણ સલામત.

હળપતિ જ્યાં સુધી હાળીપ્રથાના કૂવામાંનો દેડકો રહેશે ત્યાં સુધી તેનું મગજ આ રીતેજ કામ કરી શકશે એ દેખીતું છે.

## ૬. બશેરનું ભાતું

હાળી નાની સરખી રકમનું દેવું કરે છે તે ખાતર ધણિયામાને ત્યાં આખી જીંદગી મજૂરી કર્યા કરે છે. આ જાણીને કોઇને પણ નવાઈ લાગશે.

પણ હાળી પ્રથા એટલે પેટિયા બદલે કામ કરાવવાની પ્રથા. એક વેળ તૈયાર ખવરાવે, અને બીજી વેળ માટે બશેર ભાતું એટલે દાણા આપે તે ઘેર જઈ રાંધી ખાય અને તેમાંથીજ બૈરાં છોકરાં બધાંને સમજાવે. તેમાંથીજ સાજે માંદે નભાવવાનું, અને તેમાંથીજ વાર તહેવાર કરવાના. કમાઇને કંઈક બચાવવું અને અંતે દેવામાંથી છૂટવું એ સવાલજ રહેતો નથી.

કોઈ કોઈ વાર હળપતિ અતિ તંગીમાં આવી પડે, ઘેર સુવાવડ કે માંદગી આવે ત્યારે ધણિયામો તેને ખાવટી આપી જીવાડે છે—એટલે કે અનાજના રૂપમાં કરજ આપે છે.

હાળીને લાગે છે કે ભલા ધણિયામાએ અણીને વખતે તેની લાજ રાખી. ધણિયામાને પણ એ સમજાતું નથી કે આવી રીતે ઉદારતા અને ભલાઈ બતાવીએ છીએ તો પણ કોઈ અમારી કદર કેમ કરતું નથી અને હાળીને અન્યાય કરતા હોઇએ એમ અમારી નિન્દા કેમ કરવામાં આવે છે.

## ૭. છૂટા હળપતિ

હળપતિવાસીમાં બધાં ઘરો તો અત્યંત દરિદ્ર અને તૂટ્યાં ફૂટ્યાં ઝુંપડાંઓ હોય છે, પણ તેમાં એકાદ બે રહ્યાં ખડ્યાં ઘરો નળિયેરી છાંપરાંવાળાં, ઓટલાઓવાળાં, એને કંઇક મોટાં જોવામાં આવશે..

તમારે સમજી જ લેવું કે કંઇને કંઈ સંજોગથી આ ઘરનો માલીક હાળીપ્રથાની પકડમાંથી છૂટેલો છે, અને કંઇક સ્વતંત્ર મહેનત મજૂરીનાં કામો કરતો થઇ ગયો છે.

કોઈને તેના ધણિયામાએ પોતે થઇને છોડ્યો હશે. ક્યારેક ભલાઈમાં છોડ્યો હશે તો ક્યારેક તેનો ભાર માથેથી ઉતારવા ખાતર છોડ્યો હશે.

કોઈ ધણિયામાને થાપ આવી નાસી છૂટેલો હશે.

કોઇ બીજે ધંધે વળગી, કમાઇ, દેવું વાળીને છૂટો થયો હશે.

આમ છૂટા થયેલા હળપતિઓમાંથી કોઇ ગરજૂ ખેડૂતો પાસેથી ભાગે-ગણોતે ખેતી મેળવી જાત ખેડૂતનું જીવન ગુજારતા થાય છે, અને બળદ ગાય વગેરે પણ વસાવે છે.

કોઈ કડિયાઓની સાથે રહી તગારાં વહેતા વહેતા છેવટે કડિયા બની ગયા હોય છે અને પ્રમાણમાં સારી કમાણી કરે છે.

કોઇ સૂથારોનાં રંદા ખેંચતા ખેંચતા વેરણિયા કે સૂથાર બની ગયા હોય છે.

આવા સ્વતંત્ર હળપતિઓ સારાં ઘર વસાવે છે, સારાં કપડાં પહેરે છે, પોતાનાં છોકરાંને લોકોના ગોવાળિયા ન બનાવતાં નિશાળે મોકલે છે, પોતાની સ્ત્રીને વાસીદાંના કામે ન મોકલતાં ઘરે જ ગાય ભેંસ રાખે છે.

હાળી પ્રથાના ભરડામાંથી છૂટી ગયેલા આ લોકોની સ્થિતિ સાથે સરખાવતાં તે પ્રથાનો ભરડો કેવો ભયંકર અને દયાજનક છે તે પ્રત્યક્ષ દેખાય છે.

## ૮. કાયદાથી યે આકરો કાયદો

મેં બહુ પ્રયત્ન કરી જોયો કે કોઈને પણ દેવું આપીને દેવાના બદલામાં મજૂરી કરવાની ફરજ પાડવી એની બંધી કરતો કાયદો કરવો જોઈએ. પણ મને ખાત્રી આપવામાં આવી છે કે તેવી ફરજ પાડવી એ મૂળથીજ ગેરકાયદે છે. ન્યાયની અદાલત કરજના બદલીમાં કરજદારના માલ મીલ્કતમાંથી જપ્તી કરીને અપાવી શકે, પણ તેને કરજના બદલામાં મજૂરી કરવાની ફરજ પાડી શકતી નથી.

આમ છતાં હળપતિ નાસી જતો કેમ નથી? કાયદાથી બંધાયો હોય તેના કરતાં પણ વધારે સજ્જડ બંધથી બંધાયો હોય તે રીતે તે ધણિયામાને ચોંટી રહેતો કેમ જણાય છે?

આનું એક કારણ તો એ છે કે તે નાનપણથીજ આ સ્થિતિમાં બંધન જોવાનું શીખ્યો નથી. તે તો એમ સમજે છે કે તેને એક કાયમી અને સલામતી ભરેલો ધંધો મળી ગયો છે અને તે માટે એ પોતાને જાણે કે ભાગ્યશાળી ગણે છે.

ધણિયામો કકળાટ કરનારો અને મારઝૂડ કરનારો હોય છે તોજ તે નાસી જાય છે. તેવાને ધણિયામો ગમે ત્યાંથી શોધી કાઢે છે અને મારી બાંધીને પકડી લાવે છે. બધો ધણિયામા વર્ગ આ કામમાં મદદ કરે છે, પોલીસ પટેલો, તલાટીઓ, પોલીસો ખાનગી રીતે તેને મદદ કરતા હોય છે. ક્યારેક અમારે કાર્યકર્તાઓને ભાગે આવા પ્રસંગે હળપતિનું રક્ષણ કરવાના પ્રસંગો આવે છે. તેમની આંખમાં આવે વખતે જે રોષ જોવામાં આવે છે તેવો બીજા કોઈ પ્રસંગે મેં જોયો નથી. તાજી વીઆયેલી ગાય પાસેથી તેનું વાછરડું લેવા જતાં ગાયની આંખમાં જે રોષનો અનુભવ થાય છે તેની સાથેજ એને સરખાવી શકાય.

હળપતિ મુકતિની હીલચાલ પછી આ પ્રકારનું બંધન ઢીલું થયું છે, અને હિંમતવાળા હાળીયો ધણિયામાની ઉપરવટ થઈને છૂટા થઈ જવા લાગ્યા છે.

છૂટા થાય છે તે સામાન્ય રીતે બીજા કામ ધંધે લાગી જાય છે અને સુખી થાય છે. કોઈને ધંધો સૂઝતો નથી તો હારીને પાછો આવે છે અને કરગરીને ફરીથી નાથ નખાવે છે.

## ૯. પેટિયાં કરતાં વધવું ન જોઈએ

હળપતિ તરફથી વધારે રોજીના દર માટે નવા જમાનામાં ક્યારેક ક્યારેક ચળવળ ઉપડે છે.

ધણિયામા વર્ગને તેવી ચળવળ ગમે નહિ એ દેખીતું છે. તેમને થાય છે કે અમે દૂબળાને, વાસીદાંને, અને ગોવાળિયાને ખવરાવીને પોષીએ છીએ, તેને ઉતારેલાં લૂગડાં આપીએ છીએ,

જોડા સીવડાવીએ છીએ, બીડી માટે તમાકુ આપીએ છીએ, હવે તો સવારે ચહા પણ આપીએ છીએ, સાજે માંદે ખાવટી આપીએ છીએ, જુવાન થાય ત્યારે પરણાવી દઇએ છીએ, અને સુવાવડ આવે ત્યારે વસાણું અપાવીએ છીએ. છતાં નાકદર લોકોને અમારો ગુણ વસતો નથી અને અમારી નાહકની પજવણી કરે છે.

ખાવા પીવા ઉપરાંત હળપતિને બીજી કોઇ જરૂરીયાત પૂરી પાડવાની ફરજ તેમને સમજાતીજ નથી.

તેથી ક્યારેક ચળવળ ઉપડે છે અને વાટાઘાટ કરવા બેસવું પડે છે ત્યારે ધણિયામા વર્ગની નજર પેટિયાની કીંમત જેટલા આંકડાથી રોજીનો આંકડો વધી ન જાય તે તરફ જ રહે છે.

૧૯૩૮માં પહેલ વહેલી ચળવળ ઉપડેલી તે વખતે ચાર આના અને ત્રણ આનાના દરો તેમણે કબૂલ રાખેલા.

ત્યાર પછી અત્યંત મોંઘવારી આવતાં આજે રોજ રૂપિયો સામાન્ય રીતે થઈ ગયો છે. પણ અન્નની ચોખ્ખી કીંમતના કરતાં તે જેટલું વધારે છે તેટલો કચવાટ એ લોકોને રહી ગયો છે.

વળી હમણાં અનાજના ભાવ ઘટ્યા કે તરત ધણિયામા વર્ગે દર ઘટાડવા માટે ખળભળાટ મચાવ્યો. હળપતિને કુદરતી રીતે આશા રહે છે કે અનાજ સસ્તું થતાં હવે તે કમાણીમાંથી કંઈક બચત રાખી શકશે અને કંઈક વધારે સગવડ અને આરામ ભોગવી શકશે.

ધણિયામો તેની આ આશાની કદર કરવા તૈયાર નથી. તે કહે છે એને ખાવટી કરતાં વધારે અપાવશે તો ખેતીમાં ખોટ જશે; અને બીજું ધરાએલો દૂબળો કામ કરવા શા માટે આવશે?

## ૧૦. અભણ કેમ રહી જાય છે?

હળપતિઓ પોતાનાં છોકરાંને નિશાળે મોકલે કે પોતે રાત્રિ શાળાઓ કાઢી ભણે એ સામાન્ય રીતે ધણિયામા વર્ગને નકામું અને ખેતીમાં ભંગાણ પાડનારૂં પગલું લાગતુ હોય છે. "આ લોકો ભણશે તો ખેતી કોણ કરશે?" આ તેમનો હંમેશનો પ્રશ્ન હોય છે.

પહેલાં તો એવાં છોકરાંને નિશાળમાં જઈ કાન પકડીને કામે તેડી જવાના દાખલા બનતા. અમારા જેવાઓ છોકરાંઓને નિશાળે જવા સમજાવીએ તો તેઓ કહેતાં કે નિશાળમાં માસ્તર તેમને ભણાવતા નથી, ખૂણે બેસાડી મૂકે છે. અને વારંવાર મારઝૂડ કરે છે.

જમાનો પલટાતાં આ સ્થિતિ તો ઠીક ઠીક સુધરી છે. છતાં આજ પણ માધ્યમિક શિક્ષણ પૂરૂં કરનાર હળપતિ બાળકો જીલ્લામાં આંગળીને વેઢે ગણાય તેટલાં ભાગ્યેજ હશે. અને સ્નાતક સુધી પહોંચેલો એકાદ પણ નીકળ્યો હોય તો મને તેની જાણ નથી.

## ૧૧. ઘરની ધણિયાણી તેવો હાળી

હાળી પ્રથાને માટે સારી ભાષા વાપરીએ તો તેને 'કુટુંબ પ્રથા' કહી શકાય. હાળી ઘરનું એક કાયમી અંગ છે. મા, બાપ, છોકરાં છૈયાં, નોકર ચાકર, ઢોર-ઢાંખર એમ બધા અંગો ભેગાં થાય ત્યારે ઘર બને છે.

પણ કુટુંબનું ગૌરવવંતુ નામ તો જ વાપરી શકાય જો ખાવાપીવા, પહેરવા, ઓઢવા,. રહેવા કરવા અને કામ કરવા વગેરે સર્વ વ્યવહારોમાં સમાનતા રખાતી હોય. પહેલાં દેશમાં સામાન્ય જીવન પ્રમાણમાં ભારતીય સંસ્કૃતિ પ્રમાણેનું સાદું હતું ત્યારે ખાવા પહેરવામાં ધણિયામા અને હાળીમાં બહુ ફેર રહેતો નહિ. તે વખતે પણ મીલકત, કમાણી, ભણતર વગેરેમાં તો ભેદ હતોજ, છતાં કુટુમ્બ પ્રથા કહીએ તો ચાલે એવું હતું. આજે આચાર બદલાયા છે, ધણિયામા શુદ્ધ ખેડૂત રહ્યા નથી, ઘણા વેપાર ધંધે ચડ્યા છે, ખેતી પણ જમીનના એક પ્રકારના વેપારની ઢબે કરવા લાગ્યા છે, તેમના માન-પાન્ બદલાયાં છે. હળપતિને સાથે બેસાડીને જમાડનારા ધણિયામા હવે રહ્યા નથી. એટલે કુટુમ્બ પ્રથાનું મોટું નામ વાપરવું શોભે એવું નથી.

અને કુટુમ્બ ભાવના કાઢી લઈને કુટુમ્બના બંધનો માત્ર રાખવામાં આવે તો તેનું સાચું નામ ગુલામીજ રહે છે. એટલે આજે તો હાળી પ્રથા એ શુદ્ધ ગુલામી પ્રથા છે. તેમાં ખાવા ઉપરાંત કમાણી નથી, કામ કરવાના કલાકની કોઈ મર્યાદા નથી, ઘર છોડીને જવાનું નથી,—ઘરની ધણિયાણી આ શરતોએજ ઘરમાં રહેતી હોય છે ને? પરંતુ તે ગૃહિણી છે અને હાળી તો એ શરતો નીચે ગુલામ જ ગણી શકાય.

તેથી હાળી છૂટો હોય, પોતાનું ગૃહસ્થ જીવન સ્વતંત્રતામાં અને પોતાના મનપસંદ વાતા-વરણમાં ગાળતો હોય પોતાના સ્ત્રી પુત્રોને સુખી અને સંસ્કારી જીવન આપવા માટે પોતાની લાયકાત દિવસે દિવસે વધારતો હોય એ સ્થિતિમાં તેને ખેતીમાં મજૂર તરીકે રાખવો હોય તો ઉપરની જવાબદારીઓ ઉપાડવા માટે આવશ્યક એવો પગાર તેને મળવો જોઈએ.

મારું એવું માનવું છે કે પગાર કે રોજીની પ્રથા રહેશે ત્યાં સુધી આ સ્થિતિ આવી શકવાની નથી. જ્યારે જમીનની માલીકી છોડી દેવામાં આવશે અને આજના ધણિયામા અને હાળીએ—અત્યારના બધા ભેદો ભૂલી સાથે મળીને સહકારથી ખેતી કરશે અને કમાણીનો સાથે મળીને ઉપભોગ કરશે ત્યારે જ તે સ્થિતિ આવશે. તે દિવસે ધણિયામા—હાળી જેવું કંઇ રહ્યું નહિ હોય. આ શ્રમજીવી અને આ બુદ્ધિજીવી એવો ભેદ પણ રહ્યો નહિ હોય.

ભવિષ્યનું આ ચિત્ર આપણી સૌની મનશ્ચક્ષુ સામે રહ્યા કરે અને આપણે સૌ તે દિશા તરફ સમજપૂર્વક હંકારતા રહીએ એમાંજ શ્રેય છે.

## ૧૨. અદૃશ્ય બંધનો

કોઈપણ પશુપાલન સખત નિર્દય બંધનો વગર થઈ શકતું નથી. ગળામાં સાંકળ, નાકમાં નાથ, પગમાં બેડી, તે ઉપર જરૂર પડે તેમ તેમ હાકોટા, ચાબૂક, આર, બેડી આ બધાં પાળેલાં પશુઓના રોજના સાથીઓ હોય છે. પાળેલો માણસ એટલે ગુલામ તેને પણ આવાંજ બંધનોમાં રાખવો પડે છે. જમાનો વધે છે તેમ તેમ ગાળ, માર અને બેડી જેવાં સ્થૂલ અંકુશો ઢીલાં પડ્યાં છે, પણ સૂક્ષ્મ ઘાતક બંધનો કાયમ છે. તે આવાં છે:—

(૧) દૂબળાને પેટિયા ઉપરાંત વધારે કમાણી ન મળવા દેવી. તે વધારે કમાણીની આશાથી બીજે જાય તો સખ્ત વિરોધ ઉપડે છે. કોઈ ગરજૂ ધણિયામાઓ બીજા કરતાં વધારે રોજી વગેરે આપે છે તો પણ ખળભળાટ કરી મૂકવામાં આવે છે.

(૨) દૂબળાને ખેતીની મજૂરી ઉપરાંત બીજી કોઈ કળા કારીગરી શીખવા ન દેવી. અને હળપતિઓમાં કામ કરનારાઓ ખાદીભક્તો રહ્યા, હળપતિઓ રેંટિયા કાંતે, વસ્ત્ર સ્વાવલમ્બી થાય, મજૂરીનું કાંતીને પણ કંઈક આવક વધારે, સાથે સાથે તે રેંટિયા સાથે સંકળાયેલા દેશભક્તિના અને સ્વતંત્રતાના સંસ્કારો પણ ઝીલે એવો લોભ એમને રહે એ સ્વાભાવિક છે. આવા પ્રસંગો મને યાદ છે. જ્યારે સરદારની ગામડાંઓની મુલાકાતો વખતે લોકોએ ગંભીર ચહેરે તેમની પાસે રાવ ખાધી છે, "આ લોકો દૂબળાંને રેંટિયા કંતાવે છે, પછી અમારી ખેતી કોણ કરશે?" તેમણે તો આ ફરિયાદ એટલી સીધી અને ન્યાયી લાગતી હતી કે સરદાર પોતાના તરફ સહાનુભૂતિ બતાવશે એમજ તેમણે માની લીધું હતું. પણ સરદારે તો તેમને સમજાયું. કે "જે વસ્તુ બાપુજી તમને, અમને અને આખા દેશને આપી રહ્યા છે તે હળપતિ શીખે એથી તો તમારે ખુશી થવું જોઈએ.

(૩) દૂબળાને વિદ્યાનો રસ ચાખવા દેવો નહિ. દૂબળાનાં બાળકો નિશાળે જાય કે મોટાઓ પ્રૌઢશિક્ષણના વર્ગોનો લાભ લે એ જોઈ ખળભળાટ થતો હોય છે. જમાનાના વહેવા સાથે આ બંધન હવે નબળું પડતું ચાલ્યું છે.

(૪) વસવાટ બાબતમાં હળપતિને સદા આશ્રિત સ્થિતિમાં રાખવો, ઝુંપડી બાંધવાની જમીન, ઝુંપડી માટેના ડાંડા, ઝુંપડી માટેનું છાજ એ બધી વસ્તુઓ માટે તેને ધણિયામાના મોં સામુંજ તાકવાનું રહે છે. માથું ઉંચું કરે તો તે બધી મહેરબાનીઓ ખેંચી લેવામાં આવશે એવી ધાકથી તે ધણિયામાથી છૂટવાનો વિચાર કરતાં ડરે છે.

(૫) દૂબળાને સદા દેવામાં ડૂબતો રાખવો.

હળપતિને પેટિયાં ઉપરાંત બીજી કમાણી ન હોવાથી લગ્ન માટે લીધેલું કરજ વાળવાનો પ્રશ્ન જ રહેતો નથી. ઉલટું ટાણે-કટાણે તેને દર વર્ષે કંઈનું કંઈ ખાવટી વગેરેનું કરજ વધતું જાય છે. રૂપિયા ૧૦૦નો દૂબળો આઠ દસ વરસમાં રૂપિયા ૫૦૦નો થઈ જાય છે. જ્યારે પણ તે માથું ઉંચકે ત્યારે તેને આ રકમની યાદ આપવામાં આવે છે અને "સીધા રહેવું ન હોય તો તે ભરી દે" એમ તાકીદ આપવામાં આવે છે. કોઈવાર ત્રાસેલો હળપતિ કોઈ બીજો ગરજૂ ધણિયામો શોધી લાવી તેની પાસે એટલી કિંમત ભરાવી છૂટો થાય છે. અને નવા સાથે બંધાય છે. હળપતિને દૂબળો રાખનારાં આવાં બધા સૂક્ષ્મ બંધનો છે. એ રીતે બંધાયેલા અને પૂર્ણપણે આશ્રિત દૂબળાને નાની નાની મહેરબાનીઓ આપતા હોવાથી તે રાજી રહે છે અને ધણિયામાને વળગી રહે છે—રોજનું કઢી ચોખાનું તૈયાર ભાણું ભડકી માટેની છાશ, ક્યારીમાં વાલ કર્યા હોય ત્યારે થોડી પાપડી, બળતણ માટેનાં હાડાં કાંટા, લૂગડું જોડો રોજ ચહા અને તમાકુ, વાર તહેવારે અથાણું પાપડને ગળ્યું મોઢું વગેરે વગેરે આવી મહેરબાનીઓ છે.

હળપતિ જ્યારે તકરાર કરે છે ત્યારે આ મહેરબાનીઓ ખેંચી લેવાની તેને ધમકી આપવામાં આવે છે, ને ધમકી આગળ લાચાર બનીને તે પૂંછડી પગમાં ઘાલી અચૂક નમી પડે છે. કોઈ માથા ભારે હળપતિ બે દિવસ ટકાવ બતાવે છે તો ટળવળતાં છોકરાંને જોઈને ત્રાસેલી દૂબળી તેને નમવાની ફરજ પાડે છે.

## ૧૩. હળપતિ ઉદ્ધારના કાર્યક્રમો

હળપતિના પ્રશ્નના અંગઉપાંગો દર્શાવવાનો અહીં પ્રયત્ન કર્યો છે. હળપતિને સાચો 'હળપતિ' બનાવવામાં મદદરૂપ થવું હોય તો આ પ્રશ્નની બધી બાજૂઓ સમજી તેને અનુસરતા ઉપાયો શોધવા જોઇએ. તેવા ઉપાયો અમે શોધ્યા છે અને યથાશક્તિ અમલમાં મૂકી રહ્યા છીએ. કેટલાક ઉપાયો સારી રીતે ચાલ્યા છે, કેટલાકમાં કંઈ કંઈ નડતરો આવી રહ્યાં છે.

(૧) સૌથી પ્રથમ ૧૯૩૮ માં સરદાર અને બાપુના આશીર્વાદ સાથે હળપતિને ગુલામીમાંથી જાહેર રીતે મુક્ત કરવામાં આવ્યો. ખેડૂત વર્ગે જાહેર સભામાં તેને છૂટો કરવાનો અને ચઢેલું કરજ માંડી વાળવાનો ઠરાવ કર્યો.

(૨) મુક્તિ સાથે આશ્રિત જીવન છોડી તે ગૃહસ્થજીવન અપનાવે—પોતાના ઘરમાં ખાવાનો નિયમ રાખે એમ હળપતિને સમજાવ્યું. આની શરૂઆત તો ઉત્સાહથી થઇ, પણ અત્યંત અલ્પ કમાણીને લીધે તૈયાર ભાણાનો ત્યાગ તેને માટે શક્ય ન બન્યો.

(૩) હળપતિના બંધનોનુ મૂળ છે લગ્ન માટે કરેલુ કરજ, તેને ખાતર તે જીંદગી આખી માટે વેચાય છે.

શું લગ્ન વખતે અમુક રિવાજો માટે ખર્ચ કરવું જરૂરનું છે ?

દારૂ તાડી પીવાનો રિવાજ તો હવે ગયોજ છે. કોઇ ક્યારેક ખાનગીમાં કદાચ ગાળીને પીતા હશે. પણ લગ્ન સમારંભમાં જાહેર રીતે પીવાનું તો ગયુંજ.

જમાડવાની તો હળપતિઓએ પોતાની સ્થિતિ પ્રમાણે નીતિ ક્યારની કરી લીધેલી છે. જાનવાળા ઘરેથી રોટલા બાંધીને લઈ જતા હોય છે.

કન્યાના બાપને કંઇક ૪૦-૫૦ રૂપિયા જ્ઞાતિના રિવાજ પ્રમાણે આપવા પડતા હોય છે. આના ઉપાય તરીકે કન્યાને કૃષ્ણાર્પણ કરવાનો કાર્યક્રમ વિચારવામાં આવ્યો છે. આવા વગર ખર્ચના લગ્ન થવા લાગે તો હાળી પ્રથાના મૂળમાં કુહાડો વાગ્યા વિના ન રહે. આવા સુધારાઓની પાછળ કેળવણી પાઠબળ જરૂરનું છે. તે ન હોવાથી સાદો દેખાતો આ સુધારો આગળ વધતો નથી.

(૪) કન્યાને ઘરેણા લૂગડાં વગેરેનું પણ કંઈક ખર્ચ હોય છે. તે ખર્ચ ખોટું તો નથી, કારણ કે ઘરેણાં પીતળ જસતનાંજ હોય છે, ચાંદીનું તો એકાદ નંગ હોય તો હોય. નાની નાની બચતની ટેવ હોય તો તે માટે કરજ કાઢવું ન પડે. આ દૃષ્ટિએ સહકારી બચત મંડળીની યોજના વિચારવામાં આવી છે. પણ હળપતિનું જીવન હજુ ખાડામાંજ ચાલતું હોવાથી આ યોજના સુષુપ્ત દશામાં પડી છે.

(૫) હળપતિ સ્વતંત્ર કામ ધંધો કરતો થાય અને તેની કમાણી કંઇક વધે તો તેનું આશ્રિતપણું ઉતરે. આ ખાતર તેને જૂદા જૂદા ગ્રામઉદ્યોગો શીખવવાની યોજના વિચારી કાઢી છે. કાંતણ, વણાટ, સૂથારી, લુહારી, કડિયા કામ વગેરે કામો જેટલા શીખવા તૈયાર થાય તેમને શીખવવાનું રાખ્યું. સંજોગોથી આ કાર્યક્રમમાં હજુ વેગ આવતો નથી.

(૬) રહેઠાણનું આશ્રિતપણું ટળે તે માટે જમીનો અને કાટમાલ અપાવી સ્વતંત્ર વાતાવરણમાં વધારે વ્યવસ્થિત ઝુંપડીઓમાં રહેતા થાય એ કાર્યક્રમ ઠીક સફળ થયો છે. અત્યારના હળપતિવાસો અત્યંત ગીચ અને તેથી ગંદા હોય છે. ગીચ તો એટલા કે સુરત જિલ્લામાં દર વર્ષે ૧૦ થી ૧૨ હળપતિવાસોમાં અકસ્માત આગો લાગે છે, અને આગ સંકટ નિવારણ એ અમારાં કામોમાં એક હંમેશનું અંગ બનાવવું પડયું છે. હળપતિઓ માટે સહકારી ઘર મંડળીની યોજના પણ કરી જોઈ. સરકારી કરજ અને મદદથી બસોએક સારા લાકડાં અને નળિયાંવાળા ઘર બંધાયાં.

અમને આશા હતી કે જમાનો સુધરતાં હળપતિઓની કમાણી વધશે અને લીધેલું કરજ સારી રીતે વાળી શકશે. પણ કમાણી વધવાની આશા પાર પડી નથી.

(૭) ખેતીની જરૂરિયાત કરતાં હળપતિઓની સંખ્યા અતિ મોટી હોવાથી ખેતીથી સ્વતંત્ર એવી મહેનત મજૂરી હળપતિને મળી રહે તે માટે સહકારી મજૂર મંડળીઓ ઉભી કરવાનો કાર્યક્રમ હાથમાં લેવામાં આવ્યો છે. રસ્તા, નહેરો વગેરે ખોદવાના કામો, જંગલ કટાઇનાં કામો વગેરેમાં વાળવાનો પ્રયત્ન કરીએ છીએ. આ કામો તેમને માટે નવાં છે. હજુ કાયમ માટે તેવાં કામો આપી શકાય એવું સંગઠન થઈ શકયું નથી. નવું કામ તૂટી પડે ત્યારે પાછા ધણિયામાના મોં સામે તાકવું પડે એવા સંજોગોને લીધે આ કાર્યક્રમે હજુ વેગ પકડ્યો નથી. પરંતુ તેમાં મોટી શક્યતા રહેલી છે.

(૮) બાળકોને ભણાવવાની ટેવ દિવસે દિવસે વધતી ચાલી છે, છતાં હજુ મોટો ભાગ નિશાળે ગયા વિનાનો રહી જાય છે. ભણતર કરતાં રોટલો મેળવવાની તેમને વધારે ફિકર કરવી પડે છે. તેવાં છોકરાંઓ માટે સાંજને વખતે શાળાઓ ચલાવવામાં આવે એવી યોજના સૂચવવામાં આવી છે. શાળાઓના શિક્ષકો તેને સફળ બનાવી શક્યા નથી. પણ એ યોજના છોડવા જેવી નથી.

(૯) પણ આ લોકોને કેટલાંક વર્ષ સુધી સામાન્ય ભણતર ઉપરાંત સ્વતંત્ર નિર્ભય અને પ્રેમભર્યાં વાતાવરણમાં સંસ્કારી જીવનની ટેવો પાડવાની જરૂર છે. તોજ તેમના મનમાં વધારે સારા જીવન માટે ભૂખ પેદા થાય. ઉદાસીન સ્વભાવ મટી ઉદ્યોગી સ્વભાવ થાય તે માટે તેમને માટે આશ્રમો કાઢવાની કલ્પના કરેલી છે. હળપતિ બાળાઓ માટે આ પ્રકારની વ્યવસ્થા નાના પાયા પર થઇ શકી છે. રાનિપરજ પ્રદેશોમાં પછાત વર્ગો માટે અનેક આશ્રમો ચાલે છે પણ તે આ નવા લોકોને દૂર પડે છે અને તેમને અજાણ્યા જેવું લાગે છે. તેમની વસ્તી વચ્ચે થોડાં વર્ષ સુધી આશ્રમો કાઢી આપવા પડશે.

(૧૦) મદ્યનિષેધની નીતિ આખા મુંબઈ રાજ્યમાં થઇ ગઈ છે એ હળપતિઓ માટે ભારે આશીર્વાદ રૂપ થઈ પડયું છે. પહેલા તો સખ્ત કામોના હંગામોમાં ધણિયામાઓ પોતેજ કામ કઢાવી લેવા ખાતર તેને પીવાના ખાસ પૈસા આપતા. દારૂ છોડવાનો ઉપદેશ આપીએ ત્યારે તે એવો જવાબ દેતા કે અમે ન પીએ એથી તો ધણિયામાના પૈસા બચશે. અમને તેમાં શો લાભ થવાનો છે? ગુલામી જતાં સારુ શુદ્ધ જીવન જીવવાની કંઈક વૃત્તિ આવવા લાગી છે.

(૧૧) કોઈનો ઉદ્ધાર માત્ર બહારના સાધનો કરી ન શકે. સેવકો, સરકાર બધા આરંભ કરાવી આપી શકે, પણ આપનો ઉદ્ધાર આપેજ કરવો રહ્યો. આ દૃષ્ટિથી હળપતિ મહાજનની યોજના કરવામાં આવી છે. પેટની ચિન્તા અને જૂની પ્રથાનાં બંધનોને લીધે કોમની સેવા કરનારા હજૂ ઓછાજ નીકળે છે. તેથી મહાજન હજુ સાચું મહાજન થઈ શક્યું નથી. પરંતુ એ કાર્યક્રમ પાછળ મોટી શક્યતા પડેલી છે. હળપતિને સાચું હળપતિપદ તો ત્યારેજ મળશે જ્યારે તે સાચો ખેડૂત બનશે. માત્ર ચીંધેલી મજૂરી કરનાર તે પદે પહોંચી ન શકે. તેનામાં જવાબદારીનું ભાન, આગળ વધવાની અભિલાષા, વ્યવસ્થાશક્તિ વગેરે આવી ન શકે. પ્રેમ, ઉદારતા, ત્યાગ જેવા માનવગુણો પણ ન ખિલી શકે. હળપતિને ખેડૂત બનાવવાના સારામાં સારા અને ટૂંકામાં ટૂંકા રસ્તા તરીકે સહકારી ખેતી મંડળીઓનો કાર્યક્રમ વિચારવામાં આવ્યો છે. ખેડૂત વર્ગને હજુ દૂબળા પદ્ધતિની ખેતી ચલાવી શકાશે એવી આશા રહેલી છે ત્યાં સુધી આ કાર્યક્રમ ઝીલી લેવામાં આવતો નથી. જેમ જેમ તેઓ અનુભવતા જશે કે મજૂરને માત્ર પેટિયું આપીને રાખી શકાતો નથી. તેને જીવનની સર્વ જરૂરિયાતો માટે પૂરતું આપ્યા વિના ચાલવાનું નથી, તે સાથે જ્યારે એમ પણ તેઓ અનુભવશે કે બળદની જેમ પરાણીને ગોદે કામ કરનાર મજૂરથી ખેતીમાં રસ આવતો નથી. ખેતીને પોતાની માનનારા અને સર્વ રીતે સરખા એવા ભાગીદારો હશે તોજ ખેતીમાં રસ રેડાશે, ત્યારે કોઈના કહ્યા વગરજ ખેડૂતો અને તેમના હાળીઓ સરખા ભાગીદાર બની સહકારી ખેતી કરવા મંડી પડશે. આ કાર્યક્રમનો બીજરૂપે આરંભ થયો છે. યોગ્ય વાતાવરણ મળતાં તે વૃદ્ધિ પામે એવો પૂરો સંભવ છે. વિનોબાજીનો ભૂદાનયજ્ઞ કલ્પનાતીત ઝડપથી આવું વાતાવરણ સર્જી રહ્યો છે.

શ્રી. જુગતરામ દવે

———

# મારી અનુભવ-કથા

## ૧. પ્રાસ્તાવિક

દૂબળા એ સુરત જિલ્લાની પછાત જાતિઓમાંની એક જાતિ છે. સુરત જિલ્લાના લગભગ બધાજ તાલુકામાં તેમની વસ્તી છે. જે તાલુકામાં જમીન ફળદ્રુપ હોય છે, ત્યાં તેમની વસ્તી વધારે હોય છે. સન ૧૯૫૧ની વસ્તી ગણત્રી પ્રમાણે સુરત જિલ્લામાં તેમની વસ્તી ૧ લાખ ૮૪ હજાર છે. આખા મુંબઈ રાજ્યમાં તેમની વસ્તી બે લાખ કરતાં વધારે હશે. સુરત જિલ્લા ઉપરાંત ભરુચ અને થાણા જિલ્લામાં પણ તેમની વસ્તી છે.

હિંદની બીજી આદિવાસી પ્રજાની પેઠે દૂબળાઓ જંગલમાં કે ડુંગરમાં રહેનારી પ્રજા નથી. તેમની અને આદિવાસી-ગિરિજનો વચ્ચે આ મોટો તફાવત છે. સુરત જિલ્લાની સુધરેલી ગણાતી અનાવિલ, પાટીદાર, પારસી કે વોરા જેવી ઉજળિયાત જાતિના ખેડૂતોમાં દૂબળાઓ ખેત મજુરી કરે છે.

## ૨. જુની પદ્ધતિ

જમીન માલિકોના ખેતરમાં ખેત મજૂરી કરવી એજ એમનું આજીવિકાનું સાધન છે. સુરત જીલ્લામાં હાળી પ્રથાને નામે ઓળખાતી ખેત મજૂરોની એક ગુલામી પ્રથા ઘણા વખતથી ચાલતી હતી. તે પ્રથા તદ્દન નાબૂદ થઈ છે એમ કહી શકાય નહિ. આ રીતે મજૂરી કરનારને હાળી, દૂબળો કે તિરસ્કારમાં નરડો કહેવામાં આવે છે. દૂબળાઓજ મોટે ભાગે આ હાળી તરીકેની ગુલામી જેવી મજૂરી કરે છે. દૂબળાઓ ઉપરાંત બીજી આદિવાસી જાતિ—ચોધરા, ગામિત, ઢોડિયા અને નાયકા વગેરે જાતિના બહુ થોડા લોકો આ ગુલામીમાં સપડાયેલા છે.

દૂબળો પરણવા લાયક ઉંમરનો થાય ત્યારે પોતાની નબળી આર્થિક પરિસ્થિતિને લઈને લગ્ન કરવાના પૈસા હોતા નથી. આથી એ પોતાના ગામના જમીનદાર પાસે કરજે પૈસા લે છે. જમીનદારોને તો મજૂરોની જરૂર હોવાથી તેઓ દૂબળાને પૈસા ધીરે છે. આ દૂબળો જમીનદારને ત્યાં કામ કરવા બંધાય છે. લગ્નમાં દેજ પેટે આપવા પડતાં રોકડ નાણાં તથા બીજા ખર્ચો મળી લગભગ ૧૫૦ થી ૨૦૦ રૂપિયા ખર્ચ થતું. આ પ્રમાણે ૧૫૦ થી ૨૦૦ રૂપિયા જમીનદાર પાસે લે એટલે તે જમીનદારનો હાળી બને છે. અને હાળી તરીકે જમીનદારના ખેતરમાં કામ કરવું પડે છે. તે ઉપરાંત તેની પત્નીને જમીનદારને ત્યાં વાસિદી તરીકે ઉકરડામાં છાણ નાંખવાનું, વાસણ માંજવાનું, કપડાં ધોવાનું વગેરે કામો કરવાં પડે છે.

## ૩. હાળીની રોજી-દેવું

પ્રથમ તો હાળીને રોકડ મજૂરી કદાપિ આપતાજ નહિ, બે વખત ખાવાનું અને બશેર જુવાર કે ચાર શેર ડાંગર ભાતા તરીકે મળતાં. એક પણ દિવસના આરામ વિના કે રજા, સિવાય ૩૬૫એ દિવસ તેને કામે જવાનુંજ. તાવ આવ્યો હોય કે કોક દિવસ કામે જવાનું દિલ ન થતું હોય તો ઘરના કાતરિયામાં હાળી સંતાઈ જાય, ત્યાંથી પણ તેમને મારીને કામે લઈ જવામાં આવતો. ઉપર કહી તે ૨ શેર જુવાર તો કહેવાની પણ વજન કરતાં તે ૧॥ શેર જ નીકળે.

આમ હાળી તરીકે ઓછી મજૂરી મળતી હોવાથી તે તેના કુટુંબનું ભરણ પોષણ કરી શકતો નહિ. આથી તેને જમીન માલિક પાસે વધૂને વધૂ ખાવટી લેવી પડતી ને કોકવાર કપડાં કે એવી કોઈ જરૂરિયાતની વસ્તુ ખરીદવા માટે રોકડ પૈસા કરજે લેવા પડતા. આમ દર વર્ષે તેનું દેવું વધતું જતું. રોજી તરીકે રોકડ રકમ ઘાસ કાપવામાં ને કપાસ વીણવામાંજ મળતી તેમાં મોટે ભાગે સ્ત્રીઓજ જતી.

હાળી તરીકે કામ કરે તે બદલ રોકડ રકમ તેને ખાતે જમા થાય નહિ. અને જે કાંઈ રકમ. કે ખાવટી લઈ જાય તે એને ખાતે મંડાય. આમ હાળીને ખાતે લ્હેણુંજ વધે.

મૂળ જેણે ૧૦૦) કે ૧૫૦) રૂપિયા લીધા હોય તેમનું દેવું વધીને રૂા. ૮૦૦) થી ૧૦૦૦) સુધી થયેલું જાણ્યું છે. હાળીને સરેરાશ રૂા. ૪૦૦) નું દેવું રહેતું. જે હાળી બીજી કે ત્રીજીવાર પરણ્યો હોય તેનું દેવું રૂા. ૮૦૦) થી ૧૦૦૦) થાય.

સન ૧૯૩૯ સુધી દૂબળાઓ આ રીતની ગુલામી દશામાંજ હતા. તેઓ પોતાનું દેવું વાળવા જ્યાં વધુ રોજી મળે ત્યાં પણ જઈ શકતા નહિ. જો કોઈ હાળી ક્યાંક વધુ પૈસા મળે ત્યાં નાશી જતો તો તેને ધણિયામો હાળીને તે ગામના પટેલની મદદ લઈને પકડી લાવતો. નાશી જવાના પ્રયત્નો માટે તેને માર મારવામાં આવતો. કોઈ હાળીએ પોતાનો ધણીયામો બદલવો હોય તો તે અખાત્રીજ પર બદલી શકતો. પણ છૂટા થતાં પહેલાં તેણે જૂના ધણિયામાંના નીકળતા પૈસા આપી દેવા પડતા. આમ તે એક જમીનદારનો ગુલામ મટી બીજા જમીનદારનો ગુલામ બનતો. પણ કદી આ બંધનમાંથી છૂટો થઈ શકતો નહિ. હાળીના છોકરાઓ પણ બાપના ધણીયામાને ત્યાં પરણવા માટે દેવું કરીને હાળી તરીકે કામ કરતા અને તેમની પત્નીઓ "વાસીદી" તરીકે કામ કરતી.

પૂ. બાપુ અને સરદાર વલ્લભાઈ પટેલના પ્રયત્નથી સને ૧૯૩૯ના જાનેવારીની ૨૬મી તારીખે ખેડુતનની સભાએ તેમને (હાળીઓને) છૂટા કર્યા. આમ સભામાં ભલે તેમને છૂટા કર્યા હશે, પણ એ પ્રથા હજી બંધ થઈ નથી. અને એ બંધ થઈ છે, એમ જો કોઈ કહે તો તે વાત સત્યથી તદ્દન વેગળી છે.

## ૪. લગ્ન અને બીજા રીતરિવાજો

લગ્નમાં થતા ખર્ચને પહોંચી વળવા માટેજ તેમને હાળી તરીકેની ગુલામી સ્વીકારવી પડતી. આથી સભાઓ ભરી જેમ બને તેમ ઓછા ખર્ચે લગ્ન કરવા પ્રચાર કર્યો. દેજ તરીકે દીકરીના મા-બાપને ફક્ત ૧૨ા રૂપિયાજ આપવા એવું ઠરાવ્યું. ઈ. સ. ૧૯૪૭ માં તો સભાઓ ભરી ફૂલ-હારથીજ લગ્ન કરવાં એવો રિવાજ શરૂ કર્યો. આ સુધારાને ચોર્યાસી, પલસાણા અને કામરેજ તાલુકામાં ઠીક ઠીક વેગ મળ્યો. ૪૦૦ થી ૫૦૦ લગ્ન આ રીતે કરવામાં આવ્યાં હશે. આ પ્રમાણે લગ્ન પ્રસંગે જેમ બને તેમ ઓછો ખર્ચ કરવાનો સુધારો દાખલ થયો.

મરણ પ્રસંગે દૂબળાઓ મરનારના ઘેરથી ચા-પાણીના પૈસા લેતા. આ પૈસામાંથી સ્મશાનમાં ગયેલા માણસો ચા-પાણી પીતા. આ રિવાજ પણ બંધ કરાવવામાં આવ્યો.

## ૫. પહેરવેશ અને ઘરેણાં

સામાન્ય રીતે દૂબળાઓ મોટે ભાગે હાળી તરીકે કામ કરતા પડતા. તેમને ધણિયામા તરફથી બે જોડ બંડી, ટૂંકી પોતડી મળતી. ઘણાખરા લંગોટી મારતા અને માથે ફેંટા બાંધતા.

સ્ત્રીઓ ઘાઘરો અને તે ઉપર કછોટો મારીને હાથ વણાટના જાડા મમરાકોરના લુગડાં પહેરતાં. બદનમાં કાપડાં પહેરતાં. હાથમાં પીતળની છાલીઓ પહેરતી. છાલીની સાથે પીતળની કડખી પણ પહેરવામાં આવતી. ગળામાં કોડિયાં ગાંઠી તરીકે પહેરતાં. આ ઉપરાંત કાનમાં ચાંદીના ગાળા પહેરવામા આવતાં. પગમાં નીકલના ડોલ્લા અને હાથના ઉપરના ભાગમાં ચાંદીના ગોળ કડાં પહેરવામાં આવતાં.

આજે તો પુરુષો ધોતીયું, ટૂંકું પાટલુન કે લાંબું પાટલુન પણ પહેરે છે. બંડીને બદલે બધાજ ખમીસ પહેરે છે. માથે ફેંટો બાંધતા નથી. કોઇક દૂબળો માથે સફેદ ટોપી રાખે છે.

દૂબળા સ્ત્રીઓ આજે પણ કછોટો મારીને લુગડું પહેરે છે. અસલના હાથ વણાટનાં જાડાં લુગડાંને બદલે હવે તેઓ મીલની ઝીણી સાડીઓ પસંદ કરે છે. ચોળીએ કાપડાંની જગા લીધી છે. હાથમાં છાલીને બદલે કાચની બંગડીઓ આવી છે. પગમાં "ડોલ્લાંને" બદલે ચાંદીનાં સાંકળાં આવ્યાં છે. કાનમાં એરીંગ પણ પહેરે છે. વાળમાં કોપરેલ નાખી તેને સારી રીતે રાખવામાં આવે છે. વાળને વ્યવસ્થિત રાખવા માટે પીન, બકલ વગેરેનો પણ ઉપયોગ હવે થાય છે.

## ૬. સ્વચ્છતા અને ઘર

ઇ. સ. ૧૯૩૦ કે તે પહેલાં તેમને સ્વચ્છતાનો બહુજ ઓછો ખ્યાલ હતો. જાજરૂ જવા માટે પાણીનો ઉપયોગ પણ કરતા નહોતા. દરરોજ સ્નાનનો પણ રીવાજ નહોતો. અઠવાડિયામાં એકાદ વાર સ્નાન કરી લેતા.

કપડાં ધોઇને ચોકખાં રાખતા નહિ. તેમના ઘર હવા ઉજાસ વિનાનાં અને ખૂબ નીચાં કે જેમાં ટટાર ચાલી શકાય જ નહિ. છાપરાં પર નળિયાં મળે નહિ. ઘાસથી છાવામાં આવતાં. આથી ચોમાસામાં પુષ્કળ પાણી તેમના ઘરમાં પડતું. આથી તેમને કેટલાયે દિવસ ઉંઘ વિના કાઢવા પડતા.

સ્વચ્છતાની બાબતમાં છેલ્લા પચ્ચીસ વરસમાં એ લોકો ઠીક ઠીક આગળ વધ્યા છે. જાજરૂ પાણી વિના જતા નથી. દરરોજ સ્નાન કરે છે. નાહવા માટે તાડછાના છટિયા વતી ખાનગી કોટડી જેવું પણ બનાવે છે.

તેમના ઘરોની પરિસ્થિતિમાં ઝાઝો ફરક પડ્યો નથી. ઘણા ખરા ઘરોની દશા હજી તેની તેજ છે. ઘર બાંધનારી સહકારી ઘર મંડળીના પ્રયાસથી કેટલાક ગામે નળિયાંવાળાં નવાં ઘરો બન્યાં છે. પણ તેમની સંખ્યા બહુજ ઓછી છે.

## ૭. હાળી અને ધણિયામો

આજથી પચ્ચાસ વર્ષ-પહેલાં હાળી તેના ધણિયામાથી ખૂબજ ડરતો. તેની સામે હાળી એક હરફ પણ કાઢી શકતો નહિ. ઘણી વખત તો ધણિયામો તેને સખત માર પણ મારતો. ત્યારે હાળીઓ પોતાના હક્કો શું છે તે જાણતા ન હતા અને તેમનાથી ડરીને દિવસમાં ૧૦ કે ૧૨ કલાક કામ કરતા.

આજે તેમનામાં ઠીક જાગૃતિ આવી છે. તે પોતાના હક્કો શું છે તે સમજતો થયો છે. આજે તે કહે છે, "હું ધણિયામાથી જીવતો નથી, પણ ધણિયામો મારાથી જીવે છે." તેઓ પોતાના કામના કલાક માટે, રોજીના દરો માટે લડે છે, ત્યારે ઓછા વેતને વધૂ કામ લેવા ટેવાયેલા ખેડૂતો તેમનામાં ફરજનું ભાન નથી એવો આરોપ મૂકે છે. જમીન-માલિકોને હાળીઓ માથું ઉંચકે કે પોતાની કંગાળ સ્થિતિ સુધારવા માટે કાંઈ માગણી કરે એ ગમતું નથી. વળી તેમની પાસે જે ફરજોની તેઓ માંગણી કરે છે તેની સાથે સાથે પોતાની ફરજો શું છે તે ભૂલતા જાય છે. આમ આજે જમીનમાલિક વર્ગ પોતાની ખર્ચાળ ટેવો વધવાથી ખર્ચને પહોંચી વળી શકતો નથી અને તેથી મજૂરો-હાળીઓ વધારે રળી આપે એવી અપેક્ષા રાખે છે.

બીજી બાજુથી હાળીઓ પોતાની પહેલી દશામાંથી હવે ઉપર ઉઠવા માંગે છે. પોતાની ગરીબી, તદ્દન કંગાલ રહેઠાણ અને અસહ્ય ગુલામી અવસ્થામાંથી છૂટવા માંગે છે. આની આ સ્થિતિ તેમને માટે અસહ્ય છે.

આ તબક્કે પૂ. ગાંધીજી અને સરદાર શ્રી યાદ આવે છે. તેઓના પ્રયત્નને કારણે ૧૯૩૯ની સાલમાં હળપતિઓને ગુલામીમાંથી કાયદેસરનો છૂટકારો મળ્યો. પણ સમાજે તેને દિલથી અપનાવ્યો નથી એમ આજે પણ લાગે છે. આ સવાલ હાળી પદ્ધતિનો મટીને આજે સુરત જિલ્લાની ખેતી-જમીન માલિક અને ખેત મજૂરનો બન્યો છે.

## ૮. મુક્તિનાં મંડાણ

ઈ. સ. ૧૯૩૦માં તેઓ અજ્ઞાનમાં સબડતા હતા. તેઓને અંધકારના આ કૂપમાંથી બહાર કાઢવા મેં ઇ. સ. ૧૯૩૫માં વરાડ (તાલુકે બારડોલી) ગામમાં પ્રથમ પ્રૌઢ શિક્ષણ વર્ગ શરૂ કર્યો. આ વર્ગમાં મોટી ઉંમરના પુરુષો તથા છોકરાઓએ ઠીક ઠીક ભાગ લીધો હતો. તેમાં કુલ્લે ૮૦ વિદ્યાર્થીઓની સંખ્યા હતી. ત્યાર પછી આવા વર્ગો વરાડના આજુ બાજુ પણદા, ઓરજ, પારડી, રાયમ, અકોટી, હરિપુરા વગેરે ગામોમાં કાઢવામાં આવ્યા.

આ વર્ગમાં તેમને ભજન, રાસ, ગરબા વગેરે શીખડાવવામાં આવતા. આ ઉપરાંત તેમની ભજન મંડળીઓ પણ ઉભી કરવામાં આવી. આ મંડળી દર અઠવાડિયે ગ્રામ સફાઈનું કાર્ય પણ કરતી. દર પંદર દિવસે બધી ભજન મંડળીઓને એકઠી કરવામાં આવતી. આ ભજન મંડળીઓ સાથે બારડોલી તાલુકાના ગામોમાં ફરીને દારૂબંધીનો પ્રચાર શરૂ કર્યો.

આ પ્રૌઢ શિક્ષણ વર્ગો અને ભજન મંડળીઓને ઉત્તેજન આપવા અને વ્યવસ્થિત ચલાવવા સરકારે પણ પેટ્રોમેક્સ, સ્લેટ પેન, હાથ પગ અને કપડાં ધોવા સાબુ, તબલાં, ઝાંજ, કરતાલ

વગેરે આપવા માંડ્યાં. જે ગામનો શિક્ષક પ્રૌઢ શિક્ષણનું કામ કરે તેને અમુક પગાર વધારો કરી આપ્યો. હરિપુરા, અકોટી અને વરાડ ગામમાં ખાસ સેવક તરીકે મારી નીમણુંક પણ કરવામાં આવી. આ બધું ટૂંક સમય ચાલ્યું.

આમ એ લોકોને શિક્ષણ આપી બીજી પ્રવૃત્તિઓ શીખવાડી તેમની પાસે બીજા કાર્યો કરાવ્યાં. ધણિયામા સિવાય હળપતિઓ બીજાઓનું કહ્યું કરીજ શક્તા નહિ, એવો એ જમાનો હતો. તેવે વખતે પ્રૌઢ શિક્ષણ વગેરે પ્રવૃત્તિઓ દ્વારા અમારો સંપર્ક વધ્યો. તેઓ અમારૂં કહ્યું ધણિયામાની નાખુશી વહોરીને પણ માનતા થયા તેના પ્રત્યક્ષ ઉદાહરણ રૂપે વરાડ ગામમાં આજુ બાજુના એક હજાર હળપતિઓને એકઠા કરી એક માઇલ લાંબો રસ્તો એક દિવસમાં તૈયાર કરવામાં આવ્યો. જેને 'મુનશી રોડ' નામ આપવામાં આવ્યું. ઇ. સ. ૧૯૩૭માં શ્રી. કનૈયાલાલ મુનશી વરાડ આવવાના હતા. હળપતિઓએ પોતે આગળ પડીને બનાવેલા આ રસ્તાનું ઉદ્‌ઘાટન તેઓને હાથે કરાવવાનું હતું. જો કે શ્રી. મુનશી આવી શક્યા ન હતા. પણ આ રસ્તો 'મુનશી રસ્તા'ને નામે ઓળખાય છે.

આ પછી હરિપુરામાં કોંગ્રેસ અધિવેશન ભરાવાનું નક્કી થતાં, હરિપુરા અને તેને જોડતાં આજુ બાજુના ગામના ૧૬ માઈલ લાંબા રસ્તાનું માટી કામ ફક્ત ૩૦૦૦ રૂપિયાને ખરચે કરવામાં આવ્યું.

આ રસ્તા કરવાની પ્રવૃત્તિએ ઠીક ઠીક જોર પકડયું. પછી તો અમારી ટૂકડીઓને ગામે-ગામથી નિમંત્રણ મળવા લાગ્યાં. જે ગામ હળપતિઓને બોલાવે તેઓ એક ટંક ખવડાવે. ગામનાં છોકરાં પણ આ કામમાં ભેગાં કામે લાગે. આ રીતે મોટા રસ્તા અને ગામડાંઓ વચ્ચેના રસ્તા, 'એપ્રોચ રોડ' બારડોલી તાલુકાના ગામેગામ બંધાયા.

ઇ. સ. ૧૯૪૬ માં મોટું કામ પરબથી વરાડના ૧૦ માઇલ લાંબા રસ્તાનું કામ કરવામાં આવ્યું. રસ્તાઓનાં કામો હળપતિઓએ કર્યાં તેથી ખેતી સિવાયનાં કામો પણ તેઓ કરી શકે છે એવો એમને વિશ્વાસ આવ્યો એ એક બહુ મોટી વસ્તુ હતી.

## ૯. છાપરાંનો પ્રશ્ન

આપણે અગાઉ જોઈ ગયા કે તેમનાં ઘરોની સ્થિતિ તદ્દન ખરાબ છે. બીજી મુશ્કેલી એ હતી કે તેમનાં છાપરાં તેમના ધણિયામાની જમીનમાં હતાં. આથી તેઓ ધણિયામાથી હંમેશાં દબાયેલા રહેતા. ભાડા પેટે ઓછા દરે મજૂરી કરવી પડતી. જો કામે આવવાની ના પાડે તો તેમનાં છાપરાં તોડી જવાનું કહેવામાં આવતું. અને કોઇ કોઈ વાર તો તે પોતાનો સામાન ખાલી કરે તે પહેલાં ઝુપડાંને આગ પણ લગાડવામાં આવતી.

### (अ) સરકારી જમીન છાપરાંને માટે

મેં વિચાર્યું કે એ લોકો જ્યાં સુધી ધણિયામાની જમીન પર રહેશે ત્યાં સુધી તેઓ વધુને વધુ ગુલામ બનવાના અને રહેવાના. તેઓને રહેવા માટે તેમની માલિકીની જમીન આપવામાં આવે તોજ તેઓની સ્થિતિમાં કંઇક સુધારો થશે. આથી મેં તે વખતના પ્રાંત ઓફિસર

શ્રીયુત બર્વેને સરકારી ગૌચરની જમીનમાંથી દૂબળાઓને છાપરાં બાંધવા માટે જમીન આપવા કહ્યું. તેમને ગળે આ વાત ઉતરી અને તેમને એ યોજના મંજૂર રાખી. ત્યારપછી દૂબળાઓને ઘર બાંધવા માટે સરકારી જમીન મફત આપવી એવા નિયમો કરવામાં આવ્યા. તે આધારે આજે સુરત જિલ્લામાં લગભગ ૩૦૦૦ કુટુંબને છાપરાંની જમીન આપવામાં આવી હશે. હવે સરકારી ગૌચર જે છે તેમાં છાપરાં બાંધી શકાય એમ નથી. એટલે બીજી જમીન કાયદેસર લેવાનો પ્રશ્ન ઉભો થાય છે. સરકારે દૂબળા તથા બીજા આદિવાસીઓને ઘર બાંધવા જમીનનો પ્રબંધ કરવો એમ નક્કી કર્યું છે. ત્યારે આ નીતિના અમલમાં ઢીલ ન થાય એવાં પગલાં લેવા જરૂરી છે. કારણ કે હજુ ૨૦,૦૦૦ કુટુંબો પોતાની જમીન નહિ તથા કેટલાકને છાપરું પણ નહિ એવી અવસ્થામાં દિવસો કાઢી રહ્યાં છે. આ કુટુંબો ખેત-મજૂરો છે. ઔદ્યોગિક મજૂરોને માટે જેમ મકાનોની વ્યવસ્થા કરવાનું કામ ઉદ્યોગપતિઓ તેમજ સરકારે માથે લીધું છે ને કામ ઉપાડ્યું છે તેવી રીતે વિના વિલંબે જમીન માલિકો, ગ્રામ પંચાયતો કે સરકારે દરેક ખેત-મજૂરને ઓછામાં ઓછી ઘર પૂરતી જમીનો આપવાના કાર્યક્રમમાં દિન પ્રતિદિન વધારે સહાય અને સગવડતા આપવાની જરૂર સ્પષ્ટ દેખાય છે.

## (બ) ગૌચરની જમીન બીજા અનેક પ્રશ્નો ઉભા કરે છે

આજે ગૌચરમાં છાપરાં બાંધવા માટે જે જમીનો આપવામાં આવે છે તે અનેક બીજા પ્રશ્નો ઉભા કરે છે. તે જમીન નીચી હોય છે, એટલે ચોમાસામાં પાણી ભરાઈ જાય, ગામથી દૂર હોય, અથવા જવાના રસ્તાઓ ના હોય, પીવાના પાણીની સગવડ ના હોય, ખાડીઓ પર પુલો ના હોય, આવી આવી અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે. આવી મુશ્કેલીઓ ઉભી થતી હોવાથી કેટલેક ઠેકાણે હળપતિ ભાઈઓ ગૌચરની એવી જમીનમાં જવા સ્વાભાવિક રીતે ના પાડે. તેથી એ જરૂરતું છે કે જમીન આપવાનું નક્કી થાય તે પહેલાં ગૌચરની જમીન રહેઠાણને માટે કેટલેક અંશે સગવડતાવાળી છે તે તપાસ કરાવવી જરૂરી લાગે છે. તે જમીન જો સગવડતાભરી ન લાગે તો બીજી કયી જમીન કાયદેસર લેવી તે અમલદાર પાસે જલદી નક્કી કરાવવું.

## ૧૦. સહકારી ઘરમંડળી તથા વિવિધ કાર્યકારી મંડળીઓ

તેમને સારાં ઘરો બાંધી આપવાના હેતુથી તેમની સહકારી ઘરમંડળીઓ ઉભી કરવામાં આવી. આ મંડળીઓ એ લગભગ ૧૦૦ જેટલાં ઘરો તૈયાર કરવામાં મદદ કરી છે.

આજે આદિવાસીઓ માટે ઘર તૈયાર કરવા માટે સરકારે પી. ડબ્લ્યુ. આર. ૨૧૯ની યોજના કરી છે. આ યોજના હેઠળ એક માણસ સહકારી મંડળી ઉભી કરનાર અને તેનો હિસાબ રાખનાર જોઇએ. તે ઉપરાંત દરેક સભ્યે શેર અને સભ્ય ફી મળી ૧૧ રૂપિઆ શરૂઆતમા ભરવા પડે. આ સિવાય જમીનનું ભાડું, સ્ટેમ્પ ફી, માપણી ફી વગેરે મળી એક મોટી સરખી રકમ થઈ જાય છે. જે તેઓ એકી વખતે ભરી શકે એવી સ્થિતિમાં નથી.

દૂબળાભાઇઓને તથા આદિવાસીને એકી વખતે આટલા બધા નાણાં આપવા ન પડે એવી બીજી કોઈ યોજના સરકારે વિચારવી જોઇએ.

ઢૂંર મંડળીઓ ઉપરાંત મેં વરાડમાં વિવિધ કાર્યકારી આપ બળ સહકારી મંડળી ઉભી કરી હતી. આ જાતની મંડળીઓ વાંકાનેર અને સરભોણ મુકામે પણ ઉભા કરવામાં આવી હતી. હળપતિ ભાઈઓના એક, એક રૂપિયાના શેરના ભંડોળમાંથીજ આ મંડળીઓ ઉભી કરી હતી. તે વખતે માપબંધી ચાલુ હતી, એટલે દૂબળા ભાઈઓને અનાજની મુશ્કેલી ના પડે એ હેતુથી આ મંડળીઓએ અનાજ-વહેંચણીનું કામ શરૂ કર્યું. આ કામ લગભગ ઇ. સ. ૧૯૫૩ સુધી ચાલ્યું.

## ૧૧. હળપતિ મહાજન

તેમને જો તેમના હકકો અપાવવા હોય તો મીલ-મજૂરોની પેઠે તેમનાં પણ મહાજનો સ્થાપવાં જોઇએ એવો વિચાર મને આવ્યો. આ વિચારથી પ્રેરાઈને મેં વરાડમાં "હળપતિ મહાજન" નામની સંસ્થા ઉભી કરી. આ મહાજન દ્વારા તેઓ યોગ્ય રોજી મેળવે અને તેમના બીજા હકકોનું રક્ષણ તથા બીજા પ્રશ્નોનો ઉકેલ તેઓ સારી રીતેલાવી શકશે.

હળપતિ મહાજનની સ્થાપના પછી તેમનામાં ઠીક ઠીક જાગૃતિ આવી છે અને તેઓ પોતાની રોજી વધારવા માટે લડવા લાગ્યા છે.

સને ૧૯૩૯માં તેમને રોજી તરીકે ૪॥ આના આપવા એમ પૂ. બાપૂ અને સરદાર પટેલની હાજરીમાં ઠરાવવામાં આવ્યું હતું.

## ૧૨. રોજી અનાજમાં કે રોકડ

ઉપર પ્રમાણે રોજીના દરો ઠરાવ્યા પછી વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં અનાજના ભાવ ખૂબ વધ્યા. મજૂરો માટે ઓછી રોજીમાંથી અનાજ મેળવવું મુશ્કેલ બન્યું. આથી હળપતિ ભાઈઓએ મજૂરી રોકડ નાણાંમાં લેવાને બદલે અનાજમાં લેવી શરૂ કરી. આ પ્રમાણે સંજોગોવશાત્ તેમને રોકડ નાણાંને બદલે અનાજમાં મજૂરી લેવી પડી.

ઈ. સં. ૧૯૪૨ની ચળવળ પછી પાછો મજૂરીનો પ્રશ્ન ઉભો થયો. ત્યારે અઠવાડિયામાં બે દિવસ બે રૂપિયા રોકડા અને બાકીના પાંચ દિવસ પાંચ શેર જુવાર આપવી એવું શ્રી મોરારજી ભાઇ તથા શ્રી નંદાએ નીમેલી કમીટીએ ઠરાવ્યું.

પણ કાળા બજારમાં અનાજના ભાવો ખૂબ ઉંચા આવતા હોવાથી ધણિયામાઓએ અઠવાડિયામાં બે દિવસ રોકડા રૂપિયાને બદલે રોજનો એક રૂપિયો આપવો શરૂ કર્યો.

હાલમાં અનાજના ભાવો નીચા ગયા હોવાથી ખેડૂતો હળપતિ ભાઈઓની મજૂરી ઘટાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ખેડૂતોને જ્યારે અગત્યનું કામ જેવું કે રોપણી, નીંદણી, કે ઘાસ કાપણી હોય ત્યારે તેઓ તેમની રોજી ઓછી કરવાની વાતો કરતા નથી. અગત્યનાં કામો પૂરાં થઇ રહ્યા પછી તેમની રોજી ઘટાડવાની બાજીઓ રચાય છે. હળપતિઓને કહેવામાં આવે છે, "કાલથી અમુક રોજી ( એટલે ૧૦ આના રૂપિયાને બદલે. ) હોય તો કામે આવજો." આમ જ્યારે કંઈ કામ હોતું નથી ત્યારે તેમને મુશ્કેલીમાં મૂકી તેમની પાસે ઓછી રોજી સ્વીકારવાની તરકીબો રચાય છે.

## ૧૩. વાજબી રોજી માટેના પ્રયાસો

જમીનદારોની આવી નીતિનો ભોગ વરાડ ગામના હળપતિઓ બન્યા નહિ અને યોગ્ય રોજી ન મળે ત્યાં સુધી કામે ન ચઢવું એવું નક્કી કર્યું. દિવાળી પછી જ્યારે ખેડૂતોને કામની મોસમ આવી ત્યારે તેમને સમજાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા. આખરે એક દિવસે પાંચ શેર જુવાર અને એક દિવસનો રોકડો રૂપિયો આપવો એવું નક્કી થયું.

ઈ. સ. ૧૯૫૫ના મે મહિનામાં જ્યારે ખેડૂતોને ખેતીમાં ઓછું કામ હતું ત્યારે રાજપોરા લુંભાના જમીનદારોએ એકઠા મળી ૧૦ આના જ રોજ આપવો એમ નક્કી કર્યું. અઠવાડિયા પછી તેમને (હાળીઓને) કહેવામાં આવ્યું કે રૂપિયાને બદલે ૧૦ આના રોજ હોય તો કાલથી કામે આવજો. કેટલાક ખેડુતોએ તો હળપતિઓને સાત દિવસ અગાઉથી રોજી આપી ન હતી. દૂબળાઓએ ખેડુતોની માંગણી સ્વીકારી નહિ.

હળપતિઓ જ્યારે હડતાળ પર ઉતરે અથવા તેમને હડતાળ પર ઉતરવાના સંજોગો ઉભા કરે છે, ત્યારે તેમને બીજા ગામના ખેડૂતો રોજી ન આપે એવો પ્રબંધ કરવામાં આવતો. પણ તેમની આ નીતિને બહારના ખેડૂતોએ માન્ય રાખી નહિ અને રોજચોરાના હળપતિઓને તેમના ખેતરમાં રોકવા લાગ્યા.

આથી તે ગામના ખેડૂતોએ ધારેલું પરિણામ આવ્યું નહિ. આથી તેમને સંડોવવા માટે તેમના પર "ચેપ્ટર કેસ" કરવામાં આવ્યો અને તેમાંથી હળપતિઓને છૂટવા માટે ૪૨૦ રૂપિયા વકીલને આપવા પડ્યા. આખરે હળપતિઓ બીનગુનેગાર ઠર્યા.

## ૧૪. પૂરતી રોજી અને ગૃહઉદ્યોગો

સુરત જિલ્લાના દૂબળા ભાઈઓનો મુખ્ય પ્રશ્ન પૂરતી (યોગ્ય) અને કાયમી રોજીનો છે. સુરત જિલ્લાની ખેતીની પદ્ધતિ એવી છે કે ત્યાં મજૂરોની માંગ મોસમી છે. જ્યારે ખેતીમાં કામ હોય ત્યારે મજૂરની અછત વર્તાય છે. કામ પૂરું થતાં મજૂરો બેકાર પડે છે.

ખેતીનું કામકાજ ન હોય ત્યારે તેમને કામ આપવા માટે મજૂર મંડળીઓ ઉભી કરવામાં આવી છે પણ આ મંડળીઓ દ્વારા તેમને બારેમાસ રોજી મળે એવો પ્રબંધ હજી સુધી થઇ શક્યો નથી. એવા સંજોગોમાં તેમને બીજા ગૃહઉદ્યોગો શીખવાડવા જોઇએ. બીજી પંચ વર્ષીય યોજના હેઠળ અંબર ચરખાની જે યોજના છે તે યોજના હેઠળ હળપતિઓની મંડળી બનાવી તેમને ચરખા આપવા જોઇએ. આ ઉપરાંત તેમને કડિયા કામ, સુથારી કામ વગેરે કામો શીખવાડવાં જોઇએ.

તેમની સહકારી મજૂર મંડળીને ખૂબ વિસ્તૃત કરવી જોઇએ. સરકારે તેવી મંડળીઓને કામ આપવાં જોઇએ. આમ બધી બાજુથી પ્રયત્નો કરવામાં આવશે તોજ તેમની રોજીનો પ્રશ્ન હલ થઈ શકશે.

**ઝવેરભાઈ શંકરભાઈ પટેલ**
હળપતિ-નિવાસ, વરાડ.

---

# સુરત જિલ્લાના હાળીઓ

ગુજરાતમાં સૌથી મોટો જિલ્લો સુરત. એની વસતિ કુલ ૧૮,૨૭૮૪૨ની છે. દર ચોરસ માઇલે ગુજરાતની ઘનતા યા ગીચતા (Density) ૩૬૩·૬ છે, જ્યારે સુરત જિલ્લાની ૪૪૯ છે. આવા ગીચ વસતિવાળા પ્રદેશમાં સૌથી વધુ દયાજનક દશા હાળીઓની છે. હાળી અગર હળપતિ સાચા અર્થમાં "દૂબળા" છે. દૂબળા એટલે દુર્બલ. શારીરિક, આર્થિક તેમજ સાંસ્કારિક રીતે અત્યંત દુર્બલ એટલે દૂબળા. આમ તો હાળીનો ખરો અર્થ ખેડૂત છે પણ સુરત જિલ્લાની આ દૂબળા જાતિ ખેડૂત છે અને તેઓ ખેતીનું જ કામ કરે છે, એ દૃષ્ટિએ ખેડૂત ખરા પણ ખેતીનો લાભ એમને નહિવત્ જ મળે છે. તે અર્થમાં તેઓ ખેડૂત નથી. આથી જ તેઓની ગણત્રી માત્ર ખેત મજૂરો તરીકે થાય છે.

સૂરત જિલ્લાની કુલ વસતિ પૈકી ખેતી પર નભતી કુલ વસતિ ૧૧,૧૭૯૦૦ છે. ખેતી પર નભનારી વસતિ પૈકી એઠાખાઉ જમીન માલિકોની વસતિ ૧૫૦૪૦ની છે. પૂરેપૂરી અથવા થોડી જમીન ધરાવનારા. ખેડૂતોની વસતિ ૬૩,૩૩૧ છે. બિલકુલ જમીન નહિ ધરાવનારા ગણોતિયા આદિ ખેડૂતોની વસતિ ૨,૦૨૨૨૭ છે, અને ૨,૬૭૨૦૨ જેટલી ખેત-મજૂરોની વસતિ છે. આ ખેત-મજૂરો પૈકી ૭૯૫૮૫ સ્વાવલંબી, ૧,૩૫,૪૨૧ પરાવલંબી અને ૫૨,૧૯૬ જેટલી અર્ધી કમાણીવાળી વસતિ છે. ૧,૩૫૪૨૧ની પરાવલંબી ખેત-મજૂરો મોટે ભાગે હાળિઓ, હળપતિ દૂબળાઓ છે. આ દૂબળાઓને ગુલામ બનાવી શોષણ કરવાની પ્રથા તે હાળી પ્રથા. જ્યારે પૂર્ણરૂપમાં પ્રચલિત હતી ત્યારે હાળી પ્રથા એ ગુલામીની પરાકાષ્ઠા ગણાતી. વ્યક્તિને ગુલામ તરીકે રાખવાની કે વેચવાની વાતો તો ઇતિહાસને પાને મળે છે, પણ એક નિઃસહાય વ્યક્તિને પરણવા માટે મામૂલી રકમ આપી તેના આખા કુટુંબને ગુલામ બનાવવાની પ્રથા એટલે આ હાળી પ્રથા. એકવાર એક દૂબળાને પરણાવી ગુલામ બનાવ્યો કે દૂબળા અને ધણિયામાનું ચક્ર પેઢી દર પેઢી ચાલ્યા જ કરે. પુરુષ ખેતી કામ કરે તેના બદલામાં ભાતિયું કે વેરિયું કે પેટિયું મળે. તેની પત્ની ધણિયામાને ઘેર "હારકપાણી" કરે; બદલામાં મહિના માસે મળે રૂપિયો, બે રૂપિયા કે પાંચ રૂપિયા. સપરમે દહાડે વધેલું અન્ન મળે; એકાદ લૂગડું ભેટ મળે. એના છોકરાંને પણ ધણિયામાની જ સેવા કરવાની. ઢોર ચારવા ગોવાળ બનવાનું. આમ આખાયે પરિવારને ગુલામી દશામાં હડસેલતી પ્રથા એટલે હાળી પ્રથા.

આ હાળીપ્રથાનો જન્મ ક્યારે અને કેવી રીતે થયો એ સંશોધનનો વિષય છે. પણ એટલું સ્પષ્ટ છે કે આ અનિષ્ટ પ્રથાના જન્મને જમીનદારી પ્રથાના જન્મ સાથે સીધો સંબંધ છે. એઠાખાઉ ખેડૂતોથી ખેતીનું કામ ન થાય. ખેતીનું કામ તો કરાવવું જ રહ્યું. વળી ખેતીનું કામ પણ એવું કે મુલતવી ન રખાય. કુદરતના નિયમોને વર્તીને જ સમય કસમયે કામ કરવું જ પડે. વરસાદ પડે એટલે વાવણી કરવી જ પડે. યોગ્ય સમયે જમીન ખેડવી પડે. ન ખેડે તો ઉટકી જાય. આંબા પર શાખ ગળે એટલે કેરી પાડવી જ પડે. પણ "ખેતી કરે તે ખેડૂત" નહિ પણ "ખેતી કરાવે તે ખેડૂત," એવા વર્ગથી જાતે તો ખેતીકામ થાય નહિ એટલે સદા ખેતમજૂરો પોતાના હાથ પર રહે એવી કોઈ યોજના કરવી જ પડે ને ? આવી કોઈ યોજનામાંથી યા વિચારમાંથી જ હાળી પ્રથા જન્મી હશે એવું મારું અનુમાન છે.

આજે અશક્ત અને સર્વ રીતે દુર્બળ બની ગયેલી આ દૂબળા જાતિ એક વાર લડાયક કોમ હતી એમ કહેવાય છે. એક વૃદ્ધ ખેડૂતે મને એકવાર કહ્યું હતું કે દિવાળી પર “દૂબળા” ઓ “ઘેર” રમે (ઘેરિયા રાસ) તેના મૂળમાં આ કોમનો ભૂતકાળ ભરેલો છે. અસલ દશેરાના દિવસે નિયત ચોક્કસ મથકે કોળી કોમના મૂખ્ય નાયકને ત્યાં દુબાળાઓની ટોળી એકઠી થતી. ત્યાં જે પ્રદેશને કે ગામને ઘેરો ઘાલવો હોય તેની યોજના થતી. એ યોજના પ્રમાણે ટોળી કૂચ કરતી અને કાર્તિકી પૂનમ સુધીમાં ક્યાં તો ધારેલું કામ પાર પાડતી કે મોરચે ટોળી ખપી જતી. દીવાળીમાં આજે પણ આ દૂબળાની જાતિ ને કોળી જાતિ ઘેરૈયા રમે છે. તે વખતે બોલાતા બોલમાં પણ આ વૃદ્ધે કહેલી વાતના પડઘા તો પડે છે. શક્તિના પૂજારી આ ઘેરૈયાનો નાયક, જેને ‘કવિ’ કે “કવિયો” કહેવામાં આવે છે તે જાણે કે કોઈ સૈનિકની ટૂકડીને હૂકમ આપતો હોય તેમ બોલે છે “હમરેક” આના જવાબમા ઘેરૈયાઓ કહે છે “મોરચા” આમ આ “હમરેક” એટલે ‘મોરચો’ એટલે Front એ શબ્દોમાં કંઇક અંશે મને વૃદ્ધ ખેડૂતે કરેલી વાતને ટેકો તો આપે છે. આ અંગે વધુ અભ્યાસ કરતાં કંઇ ચોક્કસ પૂરાવા મળતા નથી. *(“હમરેક”=હામ રે એમ પણ બની શકે.)

અલબત આ એક રસપ્રદ સંશોધનનો વિષય છે. દુબળાની અત્યારે “તળાવિયા” એવી અટક છે. ગોંડળ શબ્દ કોષમાં “તળાવિયો” એટલે “એક જાતનો કોળી” અને તળાવિયા એટલે લેઉઆ કણબીની અને કાનમમાં રહેતી કોળીની એ નામની અટક એવો અર્થ આપ્યો છે. કણબીને ખેતી સાથે ગાઢ સંબંધ આજે યે છે પણ સુરત જિલ્લાની કોળી કોમમાં મોટે ભાગે ગણોતિયા છે. અને પાછળથી ખેતી કરતાં શિખતા હોય એમ પણ માની શકાય તેમ છે. એમાંથી કેટલાક મહેનત કરી, પૈસા કમાઇ જમીનવાળા પણ થયા છે. આમ છતાં આજે યે આ કોળી કોમની લડાયક વૃત્તિ ઘણી વાર જણાઈ આવ્યા વિના રહેતી નથી. આમ કદાચ “તલવારિયા” નું “તળાવિયા” થયું હોય અને આખરે કામના વહેતાં પાણી સાથે એકવારની આ તલવાર હાથમાં જાલતી લડાયક કોળી કોમનો એકાદ ભાગ વધુ અસહાય અને નિરાધાર વર્ગ બની જતાં આજીવિકાને કારણે આજનો દૂબળો બની ગયો હોય એમ માની શકાય, અને એ પ્રક્રિયામાં જ હાળી પ્રથાનો જન્મ થયો હોય એવો પૂરો સંભવ છે.

સમયના વહેણ સાથે હાળી પ્રથાની નાબૂદી માટે પ્રયાસો થયા છે. આજે દેશ આઝાદ થયા પછી ઠીકઠીક નજીવા ફેરફાર થયા છે તો સાથે સાથે નવા સવાલો પણ પેદા થયા છે. સરકારે હાળી પ્રથાની નાબૂદી કાયદેસર કરી છે પણ કાયદાઓનો લાભ જેને માટે કાયદા કરાયાઓ હોય તે વર્ગની પ્રબળ જાગૃતિ વિના લઈ શકતા નથી. જનશક્તિ વિનાના કાયદા સદા પાંગળા હોય છે. પરિણામે એવા કાયદાઓ કાગળ પર માત્ર શોભા આપે છે, વાસ્તવિક શુભ પરિણામ આવતું નથી. બલ્કે હાળીપ્રથા નાબૂદીના આંદોલનને કારણે ધણિયામાઓ પહેલાં છાશ આદિ મફત આપતા, ભીડેભાડે મદદ કરતા તે પણ બંધ થયું છે અને બીજે પક્ષે આર્થિક ગુલામીને કારણે હાળીઓને હજી પણ કદમબોશી જ કરવાની રહી છે. સુરત જિલ્લામાં આજે એ હાળીઓની દશામાં આંખે ઉડી વળગે એવો નોંધનીય ફેરફાર થયો નથી.

માનવીની પ્રાથમિક જરૂરિયાત ત્રણ છે. અન્ન, વસ્ત્ર ને ઓટલો. પારાવાર ગરીબીમાં સબડતા હાળીઓ સાચા અર્થમાં સર્વહારા છે. જેનું સર્વ હરાઇ ગયું છે તે હાળી. એનું મન પણ

* ‘હમરેક’ = હામ રે એમ પણ બની શકે તો ‘સ્મર છ’ એમ પણ ઘટાવી શકાય.

ભૂખ્યું છે, પેટ પણ ભૂખ્યું છે. શારીરિક દુર્બળતાને કારણે શ્રમ કરવાની યે પૂરી શક્તિ નથી રહી! આમ છતાં, શ્રમ સિવાય એની પાસે પેટનો ખાડો પૂરવાનું એકે સાધન નથી. પહેલાં જ્યારે ધણિયામાઓ સાથે સારો સંબંધ હતો ત્યારે વસા બે વસા અને વીઘાં સુધી વાવલાં આપ્યાં હતાં તે પણ હવે તો ઝુંટવી લેવાયાં છે. પરિણામે, રોજ પર મજૂરી કરીને જેમ તેમ પેટનો ખાડો પૂરે છે. આર્થિક પરિસ્થિતી એને ચોરી કરતાં પણ શીખવે છે! મજૂરી બારે માસ મળતી નથી! ચોમાસામાં કામ હોતું નથી. પહેલાં તો આવા બેઠકના દિવસોમાં ખાવટી લઈ ચપટી ખાયને પેટ ભરતા. આજે 'ખાવટી' પણ અપાતી નથી! અર્ધ-ભૂખ્યા એવા આ હાળીઓ જેમ તેમ ચોમાસાનાં દિવસો કાઢે છે. ધણિયામાની મહેર પર જ ચોવીસે કલાક એને જીવવાનું રહે છે કેમ કે આજે તેઓની રોજીને માટે બીજો કોઈ રસ્તો શોધાયો નથી.

વસ્ત્રની તો વાત શી કરવી? ફાટેલાં તૂટેલાં ધણિયામા તરફથી ભેટ મળે તેજ તેનાં વસ્ત્રો. શિયાળાની ઠંડીમાં બળતણ સળગાવી આખું કુટુંબ તેની આસપાસ સૂઈ રહેતું અને આજે ઘણાં કુટુંબોની એજ દશ છે. હવે તો ઘણે સ્થળે ધણિયામાઓ બળતણ પણ કાપવા દેતા નથી એટલે વધુ દયાજનક સ્થિતિ પણ કાંક કાંક સરજાય છે.

ઓટલો અથવા રહેઠાણનો સવાલ હળપતિઓ માટે પાયાનો છે. જ્યાં સુધી પ્રત્યેક હળપતિનું રહેઠાણ સ્વતંત્ર જમીનમાં ન થાય ત્યાં સુધી એક ય બીજી રીતે હળપતિઓ ખેતી કરાવનાર ખેડૂતોના ગુલામ રહેવાના જ. તેઓને પરાવલંબી જીવન જીવવું પડવાનું જ. આજે મોટે ભાગે હાળીઓનાં છાપરાં ધણિયામાઓની જમીનમાં છે. આજે હાળીપ્રથાની સરકારી નાબૂદી પછી પણ હાળી, પોતાની મજૂરીની કે એવી કંઈ ન્યાયી માગણી કરે તો તુરત તેને રહેઠાણ પરથી તગેડી મૂકવાની ધમકી અપાય છે. આખરે બીચારો એ હળપતિ હતો ત્યાંનો ત્યાં જ રહે છે. આમ રહેઠાણનો સવાલ સૌથી પહેલો હલ કરવાની જરૂર છે. સરકાર એ દિશામાં પગલાં લે છે પણ તે અધકચરાં છે. મફત જમીન આપે પણ તે જમીન સરવે (માપણી કરાવવા માટે) કરાવવા માટે હળપતિઓ પાસે પૈસા માગે અને દામ પણ નાની રકમ નહિ, સારી એવી રકમ. પરિણામે ગરીબ હળપતિઓ રહેઠાણ વિનાના જ રહે છે. જ્યાં સુધી હળપતિના રહેઠાણનો સવાલ ઉકેલાય નહિં ત્યાં સુધી સુરત જિલ્લામાં હાળીપ્રથા એક યા બીજે સ્વરૂપે રહેવાની જ.

રહેઠાણનો સવાલ ઉકેલવા માટે સરકાર મદદરૂપ થઈ શકે. સુરત જિલ્લામાં આશરે વીસ હજાર હાળી કુટુંબો હશે. આ કુટુંબોને સરકાર મફત જમીન આપે અને ગ્રામપંચાયત મારફત સામાન્ય સસ્તું રહેવા લાયક ઘર બાંધવા માટે લાંબા ગામ લોન અપાવે તો એક વરસમાં આ પ્રશ્ન ઉકલી શકાય છે. સરકારનું પછાતવર્ગના ઉદ્ધાર માટેનું ખાતું ધારે તો સહેજે ૧ કરોડ રૂપિયા શું નહીં આપી શકે? સરકારી મંડળીઓ પણ રચી શકાય છે. આવી મંડળીઓ રચાવા પણ માંડી છે એ એક શુભ ચિહ્ન છે. આજે હાળીપ્રથાની ગુલામીની જડ આ રહેઠાણનાં સવાલમાં છે. એ જડને ઉખેડ્યા વિના હાળીઓના ઉદ્ધારની તમામ વાતો નિરર્થક સાબીત થશે.

હાળીની આર્થિક સ્વતંત્રતા ભૂદાન પ્રવૃતિમાં રહેલી છે, ખરી પણ સુરત જિલ્લામાં વસતીની ગીચતાને હિસાબે જમીન ઘણી ઓછી છે. આવી જમીન વહેંચણીથી જમીન વિહોણા આ હાળીઓનો સવાલ ઉકલી શકે તેમ નથી. વળી ખેતીના કામમાં એક માત્ર મજૂરી પૂરતી નથી. બુદ્ધિ અને શ્રમ બંનેનો સુમેળ જોઇએ છીએ. આથી ખેતી કરાવનારા ખેડૂતો અને ખેતી માટે

મજૂરી કરી શકે એવા આ હળપતિઓની ગામદીઠ સરકારી મંડળીઓ રચાય તો હાળીઓની દશા તો સુધરે જ પણ ખેતમજૂરો પર જ આધાર રાખી ખેતી કરતા ખેડૂતોનું પરાવલંબનપણું પણ દૂર થાય. સાથે સાથે એ પણ યાદ રાખવું જરૂરી છે કે એક માત્ર ખેતી પર આજે ગ્રામ પ્રજાનો નિભાવ થઈ શકે તેમ નથી. Insensive farming—ઘનિષ્ઠ ખેતી કરવા સાથે નાના પાયાના ઉદ્યોગો કે ગૃહઉદ્યોગો પણ ખીલાવવા પડશે. હળપતિઓની સહકારી મંડળીઓ રચી ગૃહઉદ્યોગોને પણ ઉત્તેજન આપી એક કાંકરે બે પક્ષી મારી શકાય છે.

હાળીઓમાં દારૂની લતે પણ દાટ વાળ્યો હતો. દારૂતાડીના વ્યસન માટે પણ તેઓની આર્થિક અને સાંસ્કૃતિક અવદશા વધુ જવાબદારાની છે. દુઃખી જીવનને ભૂલવા જ દારૂને લતે આ કોમ ચઢી હતી.

સુરત જિલ્લામાં આજે તમે જોશો તો કોઈ આદિવાસી વકીલ મળી આવશે, ડૉકટર મળી આવશે, સારી જમીન ધરાવનારા ખેડૂત તેમ વેપારીઓ મળી આવશે. હરિજન કોમમાં પણ ભણેલીગણેલી વ્યક્તિ મળી આવશે પણ હળપતિઓમાં ભાગ્યેજ મેટ્રીક સુધી ભણેલો પણ મળી આવશે. પ્રાથમિક શાળાઓમાં માંડ માડ ચાર ચોપડી ભણે છે અને પછી પાછા એના હાલ એ જ એવી હાળીઓની દશા છે. સૌથી વધુ કચડાયેલો વરસોથી વિચિત્ર પ્રકારની ગુલામીમાં જકડાયેલ આ હાળીઓની આર્થિક, સામાજિક અને સાંસ્કારિક મુક્તિ માટે સક્રીય માર્ગ લેવા સૌ કોઈ પ્રયાસ કરે એજ પ્રાર્થના.

પ્રો. હકૂમત દેસાઈ

---

# દૂબળાઓમાં દિવાસો

દિવાસો એ સુરત જિલ્લાના દૂબળાઓનો સૌથી અગત્યનો તહેવાર ગણાય છે. એ સિવાય તેમનો બીજો કોઈ મોટો તહેવાર નથી. એટલા માટેજ જાણે કહેવાયું છે, "દિવાસો તો દૂબળાંનોજ."

દૂબળા ભાઈઓ દિવાસો અષાઢ વદ અમાસને દિવસે ઉજવે છે. દિવાસાની ઉજવણીમાં તેમની કુંવારી છોકરીઓજ ભાગ લે છે. દિવાસાની તૈયારી તેઓ પંદર દિવસ અગાઉથી જ કરવા માંડે છે. એટલે કે આષાઢ વદની શરૂઆત થતાં છોકરીઓ રાત્રે ઢીંગલા-ઢીંગલીઓનાં ગીતો ગાવા માંડે છે.

દિવાસાના પર્વ માટે દૂબળા ભાઈઓની દરેક અપરણિત છોકરીઓ એક ઢીંગલી અથવા ઢીંગલો બનાવે છે. ઢીંગલી અથવા ઢીંગલો નવા કાપડના ટૂકડાઓમાંથી બનાવવામાં આવે છે. તેમની આંખો ચણોઠીના બીની બનાવવામાં આવે છે. ઢીંગલા-ઢીંગલીના લગ્ન દિવાસાની સાંજે યોજવામાં આવે છે.

પંદર દિવસ અગાઉ દરરોજ રાત્રે, છોકરીઓ ઢીંગલા-ઢીંગલીના લગ્નના ગીતો ગાય છે. દૂબળા સમાજમાં તેમના છોકરા-છોકરીઓનાં લગ્ન પ્રસંગે પણ આજ ગીતો ગવાય છે. ઢીંગલા-ઢીંગલીના લગ્ન પણ તેમની લગ્ન વિધિ પ્રમાણેજ કરાવવામાં આવે છે.

દિવાસાના દિવસે છોકરીઓ એક બીજાની ઢીંગલીઓને પોતાની બેનપણીના ઢીંગલા સાથે પરણાવે છે. કોણે કોના ઢીંગલા સાથે પોતાની ઢીંગલી પરણાવવી વગેરે અગાઉથી નક્કી કરવામાં આવે છે. બે બેનોના ઢીંગલા-ઢીંગલી ભાઇ-બેન ગણાય છે. તેથી તેમનાં લગ્ન એક બીજા સાથે કરાવવામાં આવતાં નથી. એક છોકરીએ પહેલે વર્ષે ઢીંગલી બનાવી તો તેણે દરવર્ષે ઢીંગલીજ બનાવવી પડે, એ જાતની પ્રથા તેમનામાં છે. જો તેમ કરવામાં ન આવે તો ઘરમા કોઈ બિમાર પડે એમ માનવામાં આવે છે.

ઢીંગલા-ઢીંગલીના લગ્ન દરેક ઘરે જુદાં જુદાં યોજવામાં આવતાં નથી. દરેક ફળિયાની છોકરીઓ તેમના ઢીંગલા ઢીંગલીના લગ્ન એકજ ઘરે સમુહમાં ઉજવે છે. દરેક ફળિયામાં એક મોટો (મુખ્ય) ઢીંગલો અને મોટી (મુખ્ય) ઢીંગલી બનાવવામાં આવે છે. બે છોકરીઓ જેઓ આ ઢીંગલો અને ઢીંગલી બનાવે છે, તેઓ તેમની મા ગણાય છે. બંને મા એક બીજાની વેવણો ગણાય છે. આ વેવણો બીજાં બધા ઢીંગલા-ઢીંગલીઓના લગ્ન કરાવે છે.

હિંદુઓની પેઠે દૂબળા ભાઈઓ પણ લગ્ન પહેલાં 'ગ્રહશાંતિ' જેને એ લોકો "સાંતેક" કહે છે તે કરાવે છે. છોકરા-છોકરીઓની 'સાંતેક'ની પેઠે ઢીંગલા-ઢીંગલીઓની પણ 'સાંતેક' કરાવવામાં આવે છે.

ઢીંગલાની 'સાંતેક' દિવાસાને આગલે દિવસે કરવામાં આવે છે. તે દિવસે ઢીંગલાની માને ઉપવાસ કરવો પડે છે. 'સાંતેક' પૂરી થયા પછી તે ભોજન કરી શકે છે. ઢીંગલીની 'સાંતેક' તેજ દિવસે એટલે દિવસાને દિવસે કરવામાં આવે છે. ઢીંગલીની માને આ દિવસે ઉપવાસ કરવો પડે છે, અને ઢીંગલા-ઢીંગલીના લગ્ન પૂરાં થયા પછી તે ભોજન કરી શકે છે.

દૂબળાભાઇઓના છોકરા-છોકરીઓનાં લગ્ન પ્રસંગે છોકરા-છોકરીઓને પીઠી ચોળવાનો રિવાજ છે. તેજ પ્રમાણે દિવાસાના ત્રણ દિવસ અગાઉ ઢીંગલા-ઢીંગલીને પણ પીઠી ચોળવામાં આવે છે. આ વિધિ "સેવ-મુરત"ને નામે ઓળખાય છે. દળેલી હળદરમાં પાણી તથા વાનો વગેરે નાંખી 'પીઠી' બનાવવામાં આવે છે. ઢીંગલા-ઢીંગલીને પીઠી ચોળવામાં આવે ત્યારે નીચેનું ગીત ગાવામાં આવે છે:—

હરધી[1] ઘટી રે મેં તેના કાગર
મોકયલા રે,
મારા ક્યા ભાઈ તો હરધીના વેપારી,
હરધીના ડબા મોકયલા.

મારા મગનભાઈ[2] તો હરધીના વેપારી,
હરધીના ડબા મોકયલા.

વાના[3] ઘયટા રે મેં તેના કાગર મોકયલા,
મારા ક્યા ભાઈ વાનાના વેપારી,
વાનાના ડબા મોકયલા.

ગીતમાં કહ્યા પ્રમાણે બેન પોતાના ભાઇને પીઠીમાં જોઈતી વસ્તુઓ હળદર, વાનો વગેરે મોકલવા પત્ર લખે છે.

દિવાસાને દિવસે ઢીંગલીનો મામો મોસાળું લઇને આવે છે. આ છોકરીઓમાંની એક છોકરી ઢીંગલીનો મામો બને છે. તે પોતાની બીજી સખીઓ સાથે મોસાળું લઇને આવે છે. ઢીંગલીની મા સિવાય બધીજ છોકરીઓ મોસાળામાં ભાગ લે છે.

મામો ભાણેજ માટે એક લુગડું, ઘાઘરો, ચોળી તથા બંગડીઓ લાવે છે. મામો મોસાળું બીજે ગામથી લઇને આવતો હોય એવો દેખાવ કરવા માટે આ વસ્તુઓ લઇને તેઓ ગામ બહાર જાય છે અને ત્યાંથી પાછાં ફરે છે. મોસાળું આવી ગયા પછી લગ્ન વિધિ (ઢીંગલા-ઢીંગલીની) શરૂ કરવામાં આવે છે.

છોકરા-છોકરીઓના લગ્ન વખતે તેઓ 'ચૉરી' બનાવે છે. તેજ પ્રમાણે ઢીંગલા-ઢીંગલીના લગ્ન માટે પણ ચૉરી બનાવે છે. ચૉરી બનાવવા માટે છોકરીઓ પીળી માટી લેવા પાદરે જાય છે. ત્યાંથી થોડી માટી ખોદી લાવવામાં આવે છે. માટી લઇને તેઓ જ્યારે પાછાં ફરે છે ત્યારે તેમના માથા પર અને ખાસ કરીને પેલી માટી પર ચાર માણસો એક કપડું ધરી રાખે છે. આ માટીમાંથી ચોરસ આકારની ચૉરી બનાવવામાં આવે છે.

તેમના છોકરા-છોકરીઓના લગ્ન પ્રસંગે તેઓ બ્રાહ્મણને વિધિ કરાવવા માટે બોલાવતા નથી. આ ઢીંગલા-ઢીંગલીના લગ્ન પ્રસંગે પણ બ્રાહ્મણને બોલાવવામાં આવતો નથી. ચૉરી બનાવવાનું તથા લગ્ન કરાવવાનું કામ તેમનામાંના બે માણસોનેજ સોંપવામાં આવે છે.

---

[1] હરધી-દળેલી હળદર. [2] મગનભાઈ-ભાઇનું નામ. [3] વાનો-પીઠી બનાવવામાં વપરતો સફેદ ભૂકો.

ચૉરી તૈયાર થઇ ગયા પછી ઢીંગલીની મા બીજી છોકરીઓ સાથે જાન નોતરવા જાય છે. વરને (ઢીંગલાને) તથા જાનને જ્યાં ઉતારો આપવામાં આવ્યો હોય ત્યાં તેઓ જાય છે અને તેમને લગ્ન મંડપમાં પધારવાનું આમંત્રણ આપવામાં આવે છે.

ઢીંગલા-ઢીંગલીના લગ્ન માટે ખાસ મંડપ પણ તૈયાર કરવામાં આવે છે. આ મંડપ તદ્દન નાના માપનોજ બનાવવામાં આવે છે. ચૉરી આ મંડપ નીચેજ બનાવવામાં આવે છે. લગ્નવિધિ પણ મંડપ નીચે કરવામાં આવે છે.

વરરાજાના મંડપમાં આવી ગયા પછી ચૉરી પર અગ્નિ સળગાવવામાં આવે છે. ઢીંગલા (વર) તથા ઢીંગલીને (કન્યા) જુદી જુદી થાળીમાં ગોઠવી ચૉરીની સામસામી બાજૂએ મૂકવામાં આવે છે. પેલા બ્રાહ્મણો તેમની વચ્ચે એક કપડું. જેને એ લોકો 'અંતરપટિયું' કહે છે, તે રાખે છે. ત્યાર પછી તેઓ તેમને આવડે તે પ્રમાણે લગ્ન વિધિ શરૂ કરે છે. "કન્યા દાન દાતા સાવધામ (સાવધાન)." "કારી (કાળી) ગાંઠી[1] સાવધામ." વગેરે બોલે છે. આ પ્રમાણેના શ્લોકોચ્ચાર પછી લગ્ન પૂરાં કરવામાં આવે છે.

દિવાસાની રાતે છોકરીઓ જાગરણ કરે છે. આખી રાત તેઓ ગરબા ગાયા કરે છે. ભાટીઆ, બ્રાહ્મણો, લોહાણા વગેરેમાં પણ દિવાસો પાળનારી સ્ત્રીઓ પણ રાત્રે જાગરણ કરે છે. પરંતુ આ કોમોમાં દિવાસો પરણેલી સ્ત્રીઓજ ઉજવે છે અને તે પરણ્યા પછી પાંચ વર્ષ સુધીજ. ઘણે ઠેકાણે એવરત જેવરત માતાની વાર્તા વંચાય છે અને તેમનું પૂજન થાય છે.

બીજે દિવસે બપોરે તેઓ આ ઢીંગલા-ઢીંગલીઓને તળાવ અથવા નદીમાં વળાવવા જાય છે. નદી કિનારે તેમના ફરીથી લગ્ન યોજવામાં આવે છે. ત્યાં લગ્ન પૂરાં થઇ ગયા પછી તેમને એક તુમડીમાં મૂકી તુમડીને પાણીપર મૂકી દેવામાં આવે છે. નદીના પાણીમાં તેમને મૂકી દેવાથી ઢીંગલીઓ તેમને સાસરે એટલે દરિયામાં પહોંચી જાય છે એમ માનવામાં આવે છે.

ઢીંગલા-ઢીંગલીઓને વળાવતી (વિદાય આપતી વખતે) છોકરીઓ નીચેનું ગીત ગાય છે:—

નદી તારી માસી રે ઢીંગલી,
દરિયો તારો દાદો રે ઢીંગલા,
દરિયા કાંઠે જાજે રે ઢીંગલી,
દરિયાને દાદો કેજે (કહજે) રે ઢીંગલી.

આ પ્રમાણે છોકરીઓ તેમની પુત્રી સમાન ઢીંગલીઓને દરિયાને દાદો કહેવાની શિખામણ આપે છે. આ જાતની શિખામણ દરેક મા-બાપ પોતાની છોકરીને સાસરે વિદાય કરતી વખતે આપે છે.

છોકરીઓને લગ્ન પછી પિયેરમાં ગોઠતું નથી. તેને સાસરિયું યાદ આવે છે. ઢીંગલીઓના લગ્ન પછી છોકરીઓ તેમને પોતાની સાથે રહેવા કહે છે.. ત્યારે ઢીંગલીઓ ના પાડે છે. આ ભાવ બતાવતું ગીત નીચે પ્રમાણે છે.

---

[1] કારી ગાંઠી-કાળા કીડીયાંની માળા. જેને એ લોકો 'મંગળસૂત્ર' તરીકે ગણે છે.

આજનો દિવસ રેવ (રહો) રે ઢીંગબાઈ,
સાંકરાં ઘડાવશું.
બયરાં (બળ્યાં) તારાં સાંકરાં
મારે તો જાવું છે દરિયા પાર.

આ પ્રમાણે ઢીંગલીઓ તેમની મા સાથે રહેવાની ના પાડે છે, કારણકે તેમને પોતાને સાસરે જવું છે.

ઢીંગલાંને નદીમાં વળાવ્યા પછી છોકરીઓ નદી કિનારે અથવા રેતીમાં ગરબા ગાય છે. આ પ્રમાણે બીજે દિવસે સાંજે તેમનો દિવાસો પૂરો થાય છે.

દૂબળા પુરુષો તથા મોટી ઉંમરની પરણેલી છોકરીઓ કે સ્ત્રીઓ આ ઉત્સવમાં ઝાઝો ભાગ લેતાં નથી. ગીતો સાંભળવા, લગ્ન જોવા, વ્યવસ્થા કરવી વગેરે કાર્યોમાં તેઓ જરૂર મદદ કરે છે.

ઢીંગલા-ઢીંગલીને દેવ તરીકે તેઓ પૂજે છે. આ જાતનું વ્રત પાળવાથી કુંવારી છોકરીઓ સુખી લગ્ન જીવન પ્રાપ્ત કરી શકે છે એવું માનવામાં આવે છે. દૂબળા ભાઈઓની છોકરીઓમાં ખૂબ નાનપણથીજ માતૃભાવ કેળવવામાં આ રિવાજ અગત્યનો ભાગ ભજવે છે. આ ઉપરાંત લગ્નની પ્રચલિત સંસ્થાનાં (institution) મૂળ આ વ્રતથી છોકરીઓના માનસમાં સ્થાપિત થાય એ એનો મુખ્ય ઉદ્દેશ હોય એમ લાગે છે.

દૂબળા ભાઈઓના ઢીંગલા-ઢીંગલીના આ વ્રતને આપણે હિંદુઓની કુંવારી છોકરીઓ જે ગૌરી-પૂજનકરે છે, તેની સાથે સરખાવી શકીએ. અલૂણાં વ્રતમાં હિંદુ છોકરીઓ જવારા વાવી તેને પૂરા કરે છે. મગ, ભાત, ઘઉં અને જવ વગેરેને માટીના કોડિયાંમાં ઊગાડવામાં આવે છે, તેને જવારા કહે છે. જ્યારે દૂબળાભાઈઓની છોકરીઓ જવારાને બદલે આ ઢીંગલા-ઢીંગલીઓની પૂજા કરે છે.

હિંદુ છોકરીઓ પણ જવારાના લગ્ન કરાવે છે. તેવી રીતે દૂબળા ભાઈઓની છોકરીઓ ઢીંગલા-ઢીંગલીના લગ્ન કરાવે છે. હિંદુ છોકરીઓ આ અલૂણાંતા વ્રત દરમિયાન મીઠું ખાતી નથી. દૂબળાભાઈઓની છોકરીઓ આ જાતનું વ્રત પાળતી નથી. ઢીંગલા અને ઢીંગલીની મા ને જ 'સાંતેક'ને દિવસે ઉપવાસ કરવો પડે છે. અલૂણાં વ્રત પાછળની જે માન્યતાઓ છે તેજ જાતની માન્યતાઓ ઢીંગલા-ઢીંગલીના લગ્ન પાછળ છે.

જયન્તિલાલ ભાણાભાઈ નાયક

---

# દૂબળા જાતિની સંસ્કૃતિ*

દૂબળા એ મુંબઈ પ્રાંતમાં વસતી એક આદિવાસી જાતિ છે. ઈ. સ. ૧૯૪૧ માં તેમની સંખ્યા ૧૫૭,૪૦૦ હતી; જ્યારે ૧૯૫૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે વધીને તે ૨૦૦,૦૦૦ થઈ છે.

દૂબળા શબ્દનો ખરો અર્થ 'નબળા' એવો થાય છે. તેઓ પોતાની જાતને રજપુત ગણાવે છે અને રાઠોડ રજપુતોમાંથી તેઓ ઉતરી આવ્યા છે એવો દાવો કરે છે. જેમ પાવાગઢમાં વસતા ચોધરાઓ ગોધરા તરફ આવીને વસતા થયા છે, તેમ તેઓ પણ સ્થળાંતર કરીને ગુજરાતમાં વસ્યા છે એમ માને છે.

## (૧) વિભાગ:

તેઓ ત્રણ જથ્થામાં વહેંચાયેલા છે; જેવા કે, તળાવીઆ, વોહરિયા અને ખારચા. તળાવીઆ સૌથી શુદ્ધ છે એમ માનવામાં આવે છે; અને દૂબળા-સમાજમાં તેમનું સ્થાન સૌથી ઉચ્ચ છે. તેમનાથી નીચા વોહરિયા અને સૌથી છેલ્લા ખારચા આવે છે. વોહરિયાનું નામ વહોરા જાતિના મુસલમાનોના સંસર્ગમાં આવવાથી પડ્યું છે. વોહરિયા-દૂબળા વહોરાઓની નોકરી કરે છે અને એમના હાથનું ખાય છે તેથી તેઓ વાહેરિયા કહેવાય છે.

## (૨) કુળ-નામ:

દૂબળાઓના દરેક જથ્થામાં જુદાંજુદાં કુળ-નામ હોય છે, જેમાંનાં થોડાં આ પ્રમાણે છે: વાંગડીયા, હરાવીયા, કાનહરીયા, માંડવીયા, વટોલીયા. આમાંનાં કેટલાંક કુળ-નામ દરેક કુળની મરણક્રિયા કરવાની આગલી પ્રથા ઉપરથી પડ્યાં છે. દાખલા તરીકે; માંડવીયા દૂબળાઓ મરણક્રિયા વખતે મરનારની રાખ ઉપર નાનો એવો માંડવો ઉભો કરે છે.

## (૩) પોષાક:

તેમનો પોષાક હિન્દુઓના પોષાકને મળતો આવે છે. પુરુષો ધોતીયું, ખમીસ અને ટોપી પહેરે છે. સ્ત્રીઓ સાડી પહેરે છે. અડધી સાડી, પાછળ છેડો ખોસીને, કમ્મરની આજુબાજુએ વિંટાળે છે જ્યારે બીજો અડધો ભાગ શરીર પરથી માથે લઈ જમણા ખભા ઉપર નાખે છે. સ્ત્રીઓ હાથમાં છાલી અથવા ચૂડી, ગળામાં કીડિયાંના હાર અને કાનની બૂટ ઉપર 'ચોકડા' પહેરે છે. પતિના મૃત્યુ બાદ સ્ત્રી પોતાના પગમાં કલ્લા સહિત બધાં ઘરેણાં ઉતારી નાખે છે. પરંતુ જ્યારે તે પુનર્લગ્ન કરે છે ત્યારે ફરીથી ઘરેણાં પહેરવાનું શરૂ કરે છે.

## (૪) જન્મ:

બાળક જન્મે છે ત્યારે દાયણ તેની નાળ જુવારના સાંઠાથી કાપે છે. નાળ ઘરના પાછળના વાડામાં ખાડો કરીને દાટવામાં આવે છે. દાટતાં પહેલાં, દાયણ નાળને કંકુવાળા ચોખાના થર ઉપર મૂકે છે અને પછી તેની માથે ધૂળ વાળીને એક શિલા મૂકે છે. મા તથા બાળકને આ

---

* આ લેખ જુલાઇ ૧૯૪૫માં મુંબઇ યુનિવર્સિટીના જર્નલમાં પ્રગટ થયો છે. એક દાયકા પૂર્વના દૂબળાભાઇઓના સમાજનું એમાં સારું એવું દર્શન થાય છે. ડૉ. ડી. પી. ખાનાપુરકરે અંગ્રેજીમાં લખેલા આ લેખ ઉપરથી શ્રી. હર્ષદ ત્રિવેદીએ સારરૂપ અનુવાદ કર્યો છે.

શિલા ઉપર બેસાડીને નવડાવવામાં આવે છે. નાળનો બહાર રહેલો ભાગ સૂકાઇને ખરી પડે ત્યાં સુધી રાખવામાં આવે છે અને છેવટે ઘરના મોભની ઉપર મૂકવામાં આવે છે.

જન્મ પછી પાંચમે કે છઠ્ઠે દિવસે 'પચોરા' નામનો વિધિ કરવામાં આવે છે. જે સ્થળે બાળકનો જન્મ થયો હોય તે સ્થળે બે કે ચાર કંકુના ચાંલ્લા કરવામાં આવે છે અને પાસે ઘીનો દીવો મૂકવામાં આવે છે. પછી, શિલા ઉપર પણ ચાર ચાંલ્લા કરે છે. ધરમપુરની આજુ-બાજુનાં કેટલાક લોકો આ શિલા ઉપર મેશના પણ ચાર ચાંલ્લા કરે છે. આ ઉપરાંત જન્મ-સ્થાને અને શિલા ઉપર દારૂનાં ઘાંટણાં નાખવામાં આવે છે. આ દિવસે દાયણને એક રૂપિયો કે બશેર જુવાર અને બે આના રોકડા આપવામાં આવે છે. કેટલેક સ્થળે દાયણ, કુવે કે નદીએ જઈ, એકાદ પથ્થર ઉપર કંકુ અને હળદરના ચાર ચાંલ્લા કરે છે; પછી તેની પાસે ઘીનો દીવો તથા દાતણ મૂકે છે. આ પ્રસંગે પાંચ કુમારિકાઓ અને થોડી પડોશણોને જમવાનું નિમંત્રણ આપવામાં આવે છે. કુમારિકાઓના વાળ ઓળી સેંથીમાં કંકુ પૂરવામાં આવે છે; અને તે પછી બધાંને રોટલા અને શાક વગેરેનુ ભોજન આપવામાં આવે છે. દાયણ બાળકને પાંચ વખત તેની માતાને આપીને પાછું લે છે અને છઠ્ઠી વખતે ઘોડિયામાં સૂવાડે છે. આ વિધિ પૂરો થયે દાયણ કાંસાની થાળી પીટે છે.

બારમે દિવસે દાયણને માંસ તથા દારૂનું જમણ અને એક મરઘી આપવામાં આવતાં હતાં. કેટલેક સ્થળે દાયણ ગાયના છાણના વાલની દાળવાળા લાડુ, કપાસીયા અને સૂતર લઇને કૂવે અથવા નદીએ જાય છે. માતા પણ નહાવા માટે દાયણની સાથે જાય છે. બહાર જતી વખતે બાળકની માતા, કંકુ, હળદર અને દહીંના મિશ્રણના ચાર ચાંદલા ઘરના દરવાજે કરે છે; એજ પ્રમાણે જળાશય પાસેના પથ્થર ઉપર પણ ચાંદલા કરે છે. આ પથ્થર પાસે એક ઘીનો દીવો અને દાંતણ મૂકવામાં આવે છે. એ પછી બાળકની માતા એક ઘડામાં સાતવાર પાણી ભરે છે અને હરવખતે કુવા કે નદીમાં ઠાલવે છે. આ વિધિ પતાવ્યા પછી તે ઘેર આવે છે અને (બાળકના જન્મ પછી) પોતાના ઓશીકે મૂકેલું દાતરડું દૂર કરે છે. સવા માસ પછી માતા શુદ્ધ થાય છે અને આ વખતે પણ બાર દિવસના વિધિનું પૂનરાવર્તન કરવામાં આવે છે.

## (૫) લગ્ન પહેલાં સ્ત્રી-પુરુષનો સંબંધ:

દૂબળાઓની માન્યતા પ્રમાણે કુંવારા રહેવું એ કલંક છે. માટે તેઓ ગમે તે ભોગે પરણી જવાની વ્યવસ્થા કરે છે. પોતાના ભાવિ સસરાને ત્યાં નોકરી કરીને દેજ ચૂકવવાની જે જૂની ખાંધડીઆની પ્રથા હતી તેને તેઓ હલકી ગણે છે. વર અને કન્યાના માબાપના કુટુંબમાં સગપણ નીકળે તો તેવાં લગ્ન થઈ શકતાં નથી. મામા અને ફોઇના છોકરાંઓનાં લગ્ન નિષિદ્ધ છે. કોઈ કુમારિકા લગ્ન પહેલાં ગર્ભવતી થાય અને જો તેનો પ્રેમી દૂબળો હોય તો તેને આ છોકરી સાથે પરણાવી દેવામાં આવે છે. પરંતુ જો એ દૂબળાથી ઉતરતી જાતિનો હોય તો છોકરીને નાત બહાર મૂકવામાં આવે છે. આવી છોકરીને નાતમાં ફરીથી દાખલ થવા માટે દંડના પૈસા ભરીને નાત જમાડવી પડે છે અને પોતાની શુદ્ધિ કરાવવી પડે છે. આવો ગૂનો કરનાર છોકરો જો ઉતરતી જ્ઞાતિનો હોય તો તેની સ્વેચ્છાથી તેને દૂબળા સમાજમાં દાખલ કરવામાં આવે છે.

## (૬) સગાઈ:

છોકરાનાં મા બાપ અને થોડા સગાંઓ મળીને પ્રથમ તો છોકરીના મા બાપને મળવા જાય છે. તેઓને જો છોકરી પસંદ પડે તો ત્રણથી પાંચ રૂપિયાનો દારૂ ખરીદે છે.* આ દારૂના ખર્ચમાં છોકરીના મા બાપ પણ એક બે રૂપિયા ઉમેરે છે. એકઠાં થયેલાં સગાંઓ આ દારૂ પીએ છે. પછી છોકરાનાં મા બાપ છોકરીને સવા ચાર આના રોકડા, એક શેર ખાંડ અને એક નારિયેળ આપે છે. છોકરીનાં મા બાપ પણ છોકરાને આટલી વસ્તુઓ આપે છે. આ વિધિ થયા પછી છોકરાના પક્ષના માણસો પોતાને ગામ જવા માટે રવાના થાય છે. તેમને વળાવવા માટે છોકરીનાં મા બાપ તથા સગાંઓ ગામની હદ સુધી જાય છે. આ સ્થળે છૂટા પડતી વખતે પણ બે રૂપિયાનો દારૂ મગાવીને બધા પીએ છે. આ દારૂ મગાવવામાં બંનેનાં મા બાપનો એક એક રૂપિયાનો ફાળો હોય છે.

## (૭) પહેરામણી:

લગ્ન પહેલાં 'પહેરામણી'ની વિધિ કરવામાં આવે છે. આ વિધિ જાહેરમાં ભરાતી અઠવાડીક ગુજરી કે બજારમાં કરવામાં આવે છે. આ માટે નક્કી થયેલે સ્થળે છોકરા તથા છોકરીને લઈને તેમનાં માબાપ તથા બીજાં સગાંઓ ભેગાં થાય છે. છોકરાની આંખે મેશ આંજેલી હોય છે; કપાળે કંકુનો ચાંદલો અને ગાલે મેશનાં ટપકાં કરેલા હોય છે. તદુપરાંત છોકરાના હાથમાં એક કાળી લાકડી આપવામાં આવેલી હોય છે. આ સંમેલન વખતે છોકરાનો બાપ પાંચ રૂપિયા દારૂ અને દોઢ રૂપિયો તાડી માટે આપે છે જ્યારે છોકરીનો બાપ દારૂ માટે બે અને તાડી માટે એક રૂપિયો આપે છે.** આ સંમેલનમાં વરપક્ષનો એક વડીલ જાહેર કરે છે, "છોકરો આપીયો અને છોકરી લીધી; આ બંદોબસ્ત થઈ ગયો, તેમાંથી કંઈ ફરાય નહિ." કન્યાપક્ષનો વડીલ પણ જાહેર કરે છે, "છોકરી આપીને છોકરો લીધો." આ પછી વર એક તાડીના ઘડા પાસે કાળા રંગની લાકડી મૂકે છે અને એ પોતે તથા કન્યા ઘડાને કંકુના ચાંદલા કરે છે; તથા ઘડા ઉપર ચોખા વેરીને તેને નમન કરે છે. વરના માબાપ કન્યાને એક સાડી, ચોળી, કીડિયાંનો એક હાર, હાથમાં પહેરવાની ચૂડી અને પગમાં પહેરવાનાં કલ્લાં આપે છે. વર જાતેજ કન્યાને ચૂડી પહેરાવે છે જ્યારે તેની માતા કન્યાના ખોળામાં ચોખા મૂકે છે જે પાછળથી નાનાં બાળકોને વહેંચવામાં આવે છે. આટલી વિધિ થયા પછી માછલી ખરીદવામાં આવે છે જેમાં છોકરાનો બાપ દોઢ અને છોકરીનો બાપ એક રૂપિયો આપે છે. આ પ્રસંગે રૂપિયા બારથી બત્રીસ સુધીમાં દેજની રકમ નક્કી કરવામાં આવે છે. પછી માછલી અને દારૂની મહેફીલ ઉડાવીને સંમેલન બરખાસ્ત થાય છે. સગાઈ થયા પછી કન્યા પોતાને સાસરે દર તહેવારોના દિવસે તથા બીજે પ્રસંગે જતી આવતી થાય છે.

## (૮) દહેજ વિધિ:

આખરે લગ્ન કરવાનો સમય આવી પહોંચે છે ત્યારે વરના માબાપ લગ્નનો શુભ દિવસ નક્કી કરવા માટે બ્રાહ્મણને બોલાવે છે. કન્યાના માબાપને આની ખબર આપવામાં આવે

* ૧૯૪૫માં નોંધેલી હકીકત દારૂબંધીના યુગમાં ખરી ન ગણાય. હાલમાં દારૂના બદલામાં ચાનો બહોળો ઉપયોગ કરવામાં આવે છે.

** દારૂ અને તાડીને બદલે હવે ચા અને નાસ્તો અપાય છે.

છે. લગ્નનો દિવસ આવે ત્યારે પહેલાં વરનો બાપ કન્યાના બાપના ઘેર જાય છે અને તેને દહેજના નક્કી થયેલાં પૈસા આપે છે. આ પૈસા, એક થાળીમાં ચોખા અને ઘીના દીવા સાથે મૂકવામાં આવે છે. વરનો બાપ આ પ્રસંગે પણ કન્યાને એક સાડી અને ચોળી આપે છે. આ બધી વિધિ ઘરનાજ ખાંડણિયા પાસેજ કરવામાં આવે છે.

## (૯) ખાંડણ વિધિ :

લગ્ન પહેલાં છઠ્ઠે દિવસે વર પોતાના બનેવીની સાથે કન્યાને ઘેર જાય છે ત્યારે માથે અડધો મણ 'ધાણુ' એટલે ડાંગર, એક સોપારી અને એક પૈસો લઈ જાય છે. કન્યાને ઘેર આવીને તેઓ ડાંગરનો કોથળો કોઈ પડોશીના છાપરે મૂકે છે, આ સમયે કન્યાનો બાપ ત્યાં આવે છે અને વરને પોતાને ઘેર લઈ જાય છે. સસરાને ઘેર જઈને વર બારણામાં ઉગમણી દિશામાં ઉભો રહે છે. કન્યાની માતા એના પગ, દૂધ અને પાણીથી ધુએ છે, પછી એ વરને કપાળે તથા ડાંગરના કોથળાને કંકુના ચાંદલા કરે છે. આ ઉપરાંત વરના કપાળે ચોખા ચોડીને થોડા ચોખાથી વધાવે છે. થોડી ક્ષણો બાદ કન્યા ડાંગરને ખાંડણિઆ પાસે લઈ જાય છે, વર તેને અનુસરે છે અને બંને ભેગા મળીને થોડી ડાંગર ખાંડે છે. વર ઉભો ઉભો સાંબેલાને પકડે છે. જ્યારે કન્યા બેસીને ખાંડે છે. થોડા સમય પછી વર ખાંડેલી ડાંગરની ત્રણ મૂઠીઓ ભરે છે પરંતુ જેવો એ ચોથી મૂઠી ભરવા જાય છે કે તરતજ કન્યા તેની મૂઠી ઉપર એક ફટકો લગાવી તેને એમ કરતો રોકે છે. આ પછી વર તથા તેના બનેવીને ભોજન પીરસવામાં આવે છે જે જમીને તેઓ પોતાને ગામ વિદાય લે છે.

## (૧૦) પીઠી :

વર પોતાને ઘેર આવીને સ્નાન કરે છે અને પોતાના ઘરના ખાંડણિઆ પાસે જઈને બેસે છે. ચાર સુવાસિણી સ્ત્રીઓ આંબાના પાન તથા ભાલાનાં ફણાંથી વરને શરીરે તેલનું મર્દન કરે છે. તેલ લગાડ્યા પછી આંબાના પાન વતી દહીં લગાડે છે; છેવટે વરને માથાથી પગ સુધી પીઠી ચોળે છે. આજ પ્રમાણે કન્યાને ત્યાં પણ થાય છે. લગ્નનો દિવસ આવે ત્યાં સુધી દરરોજ વર તથા કન્યાને શરીરે સવાર-સાંજ બે વખત પીઠી (હળદર) ચોળવામાં આવે છે. લગ્નને આગલે દિવસે વરના ઘર પાસે માંડવો બાંધવામાં આવે છે જ્યારે કન્યાને ત્યાં લગ્નને દિવસેજ માંડવો બંધાય છે. માંડવાના ચાર સ્થંભમાનો એક સ્થંભ સમડીના ઝાડના લાકડાનો હોય છે. સ્થંભને રોપવાના ખાડામાં ચોખા, કંકુ, એક પૈસો, એક સોપારી અને જળ (પાણી) રેડે છે અને પછીજ તે રોપે છે. મંડપના પ્રવેશદ્વાર ઉપર આંબાના પાનનું તોરણ લટકાવવામાં આવે છે. લગ્નને દિવસે ઘરદેવતાઓનું પૂજન કરવામાં આવે છે—આ ઘરદેવતાઓમાં હીરાવા અને ભરમદેવ પણ હોય છે. તેમને સિંદુર ચડાવવામાં આવે છે અને તેમના સ્થાનની પાસે દીવો કરવામાં આવે છે. વરને માથે ફુલ-ટોપી, ગળામાં ફુલનો હાર અને હાથમાં ગજરો અને નારિયેળ આપવામાં આવે છે. વરરાજા માથે ફેંટો બાંધે છે, જામો (અંગરખો) તથા ધોતીયું પહેરે છે અને પગમાં ચંપલ પહેરે છે. હાથમાં સાગની કે તણુસની લાકડી રાખે છે.

## (૧૧) વરઘોડો :

આ પ્રમાણે સજ્જ થઈને વરરાજા કન્યાને ઘરે જવા વરઘોડામાં નીકળે છે. વરમા એક થાળીમાં ચોખા તથા દીવડો લઈને કેટલીક સ્ત્રીઓ સાથે વરરાજાની પાછળ જાય છે. કન્યાને

ઘેર પહોંચીને વરમા બીજી સ્ત્રીઓ સાથે કન્યાના વરના ખાંડણિયા પાસે બેસી તેનું માથું ઓળી સેંથીમાં કંકુ પૂરે છે. છેવટે આ સ્ત્રીઓ વરને ઉતારે પાછી ફરે છે. આ પછી થોડી બીજી સ્ત્રીઓ તૂરવાળા* સાથે વાજતેગાજતે ગામની બહાર જાય છે અને લગ્ન-વેદી માટે માટી લાવે છે. એમની સાથે ચાર પુરુષો જાય છે અને માટી લાવનાર સ્ત્રીઓને માથે એક કપડાંનો ચંદરવો ઓઢાળીને ચાલે છે. વરઘોડો ગામમાં પ્રવેશે તે પહેલાં કન્યાની માતા તથા તે પક્ષની સ્ત્રીઓ સામી જાય છે. અહીં કન્યાની માતા કંકાવટીમાં ચોખા ઘીનો દીવો તથા કંકુ લઈને વરને વધાવે છે—વરને કંકુનો ચાંદલો કરી તેના પર ચોખા વેરે છે. આ વિધિ પૂરો થયા પછી વરઘોડો કન્યાના ઘર તરફ પ્રયાણ કરે છે. આ વખતે વરનો બનેવી વરને પોતાના ખભા ઉપર બેસાડીને ચાલે છે. જ્યારે વરરાજા લગ્નમંડપના પ્રવેશદ્વારમાં આવી પહોંચે છે ત્યારે કન્યાનો ભાઈ મંડપને માથે ચડીને વર ઉપર ચોખા તથા જળ છાંટે છે; આ પ્રસંગે વરરાજા તેને આઠ આના ભેટ આપે છે. પછી તૂરવાળાઓ વરના રસ્તાની આડો વાંસડો ધરી તેનો રસ્તો રોકી રાખે છે. તેમને પણ વર બબ્બે આના આપે છે. હવે કન્યાની માતા આવે છે; અને જુવારનો સાંઠો અને નાના કંદના રવાઈ તથા સાંબેલું લઈને વરનાં ઓવારણાં લે છે. પછી વરના પગ ધૂએ છે અને કપાળે કંકુનો ચાંલ્લો કરે છે.

## (૧૨) લગ્નમંડપ:

આટલી વિધિ થયા પછી વરરાજા લગ્નમંડપમાં પ્રવેશે છે અને વેદીને ચાર આંટા ફરે છે. લગ્નવેદી ઉપર આંબાના પાન મૂકવામાં આવે છે અને તેના ઉપર સૂતર વીંટાળવામાં આવે છે. આથમણી દિશાએ મૂખ રાખીને વરરાજા એક પાટલા પર બિરાજે છે. આ બેસવાના પાટલા ઉપર એક કપડું પાથરેલું હોય છે તથા તેના પર ચોખા તથા બે પૈસા મૂકેલા હોય છે. આ પછી કન્યાને તેનો બનેવી મંડપમાં લાવે છે. કન્યા વરની સામેના પાટલા ઉપર ઉગમણી દિશામાં ઉભી રહે છે, તેણે લાલ રંગની સાડી તથા ચોળી પહેરેલાં હોય છે, અને માથે ફુલ-ટોપી હોય છે. કન્યાની માતા અથવા તૂરવાળો વર કન્યાને ફરતાં ગળસૂતરનો તાર વીંટાળે છે તથા તેમના વસ્ત્રના છેડા ગાંઠે છે. વરકન્યા આંબાના પાનના સામસામા છેડા પકડે છે. કોઈ ગામમાં વરકન્યા ચોખાના દાણા અને વરિયાળી ચાવે છે. આ પછી બંનેની વચ્ચે કપડાનો એક પડદો અથવા અંતરપટ રાખવામાં આવે છે. આ પડદો, બ્રાહ્મણ અથવા તેની ગેરહાજરીમાં કોઈ વડીલ પુરૂષ પકડી રાખે છે. બ્રાહ્મણ હાજર હોય તો થોડા મંત્રોચ્ચાર કરે છે. થોડી વાર પછી અંતરપટ દૂર કરવામાં આવે છે. હવે વરકન્યા આંબાના પાનને તોડી દે છે અને પોતે ચાવેલા ચોખાના દાણા અને વરિયાળી એક બીજા ઉપર થૂંકે છે. ત્યાર બાદ વર તથા કન્યાને કાંડે ગળ-સૂતર બાંધવામા આવે છે. વર, કન્યાને ગળે, કાળાં કીડિયાંની માળા બાંધે છે. પછી બંને જણાંને એમના બનેવીઓ ખભા ઉપર બેસાડીને વેદીની આજુબાજુએ ચાર કે પાંચ ફેરા ફરે છે અને આખરે વરકન્યાને પાટલા ઉપર એક બીજાની લગોલગ બેસાડે છે. આ સમયે વર ઉગમણી દિશાએ અને કન્યા આથમણી દિશાએ બેસે છે. થોડા સમય પછી બંને ગૃહપ્રવેશ કરે છે, જ્યાં એમના વસ્ત્રના છેડા છોડી નાખવામાં આવે છે. આ બાદ ભોજન સમારંભ શરૂ થાય છે. વરરાજા ભોજન પતાવીને મંડપમાં જાય છે અને ત્યાંજ સૂએ છે. સવારે ઉઠીને એ પોતાને માટે નક્કી કરેલા ગામના એક સ્થળે જાય છે. આખો દિવસ ત્યાં જ

* તૂર—ઢોલક જેવું દૂબળાઓનું વાદ્ય—લાકડીથી તાલ સાથે વગાડવામાં આવે છે.

પસાર કરી સાંજે કન્યાને ઘેર આવે છે. અહિં વરકન્યા ફરીથી ડાંગર ખાંડે છે, આ પછી કન્યાની ચોળી ઘરના વચ્ચેના સ્થંભ પર બાંધવામાં આવે છે. પરણેતર જોડું ફરીથી પોતાના વસ્ત્રના છેડા બાંધીને આ સ્થંભની આસપાસ ફરે છે. પછી બંને જોડાજોડ જમવા બેસે છે અને એક બીજાની પતરાળીમાં પીરસે છે. જમ્યા પછી બંને લગ્નમંડપમાં જઇને ઉભાં રહે છે. વરની માતા થાળીમાં એક દીવો અને ચોખા લઈને તેમની આરતી ઉતારે છે, અને તેઓ આ દીવાને પગ નીચે દબાવીને ઓલવી નાખે છે. આ પછી વરકન્યા એક બીજા ઉપર આંબાના પાન વતી પાણી છાંટે છે.

## (૧૩) ઘરપ્રવેશ :

બીજી સવારે વરનો બાપ, નવ નારિયેળ, બે ચોળી, એક સાડી એક સો નાગરવેલનાં પાન, અડધો શેર સોપારી અને વરિયાળી કન્યાના બાપને ભેટ આપે છે. નવાં વસ્ત્ર પરિધાન કરીને કન્યા નાગરવેલનાં પાન, સોપારી તથા વરિયાળી હાજર રહેલા મહેમાનોને વહેંચે છે. આ પછી વરકન્યા વરને ગામ જવા રવાના થાય છે. જતા પહેલાં તેઓ ચાર વાર મંડપ નીચે આવે છે અને બહાર જાય છે. આખરે વિદાય થયા પછી થોડે દૂર જઇ બધા દારૂ પીએ છે. (હાલ ચા નાસ્તો કરે છે.) વરને ઘેર આવી જોડું ઘરના ઉબરે તોરણ નીચે ઉભું રહે છે. વરનો બનેવી તેમના વસ્ત્રના છેડા બાંધે છે. સાતવાર તેઓ ઘરમાં પ્રવેશીને પાછાં બહાર આવે છે. આ વિધીમાં, ઘરની અંદર જઇને વર પોતાના છેડા છોડે છે અને બહાર જાય છે ત્યારે દર વખતે તેનો બનેવી ફરીથી તે બાંધે છે. જો વર છેડા છોડી શકતો નથી તો પોતાના બનેવીને આવી દર નિષ્ફળતાએ બબ્બે આના દંડ આપવો પડે છે. ત્યાર પછી જોડું ઘરપ્રવેશ કરે છે અને તેઓ ચોખા, વાલ અને બીજાં અનાજથી ભરેલાં પાંચ ઘડામાં પોતાના હાથ નાખે છે. એકાદ વ્યક્તિ તેમને પ્રશ્ન પૂછે છે, 'ખાલી કે ભરેલા', ત્યારે તેઓ તેનો જવાબ આપે છે, "ભરેલા". આ પછી વરનો નાનો ભાઈ બારણા બંધ કરીને પૂછે છે, "ભાભી પઈણાવે કે?" વહુ હકારમાં જવાબ આપે છે ત્યારે દિયર બારણા ખોલી નાખે છે.

## (૧૪) ગ્રામદેવતા પૂજન :

બીજે દિવસે જોડું ગ્રામદેવતાઓના દર્શને જાય છે ત્યારે તેમના વસ્ત્રના છેડા બાંધેલા હોય છે. દેવની સમક્ષ તેઓ પોતાને કાંડે ગળ-સૂતર બાંધે છે અને માથે ફુલ-ટોપી પહેરે છે. પછી તેઓ છેડા છોડી નાખે છે અને ઘરે આવીને ઢોલની આજુબાજુએ ચાર વખત નૃત્ય કરે છે.

## (૧૫) વળામણું :

પછી કન્યાને તેડવા માટે તેના માવતર તરફથી વળામણું કરવામાં આવે છે. તે સમયે ઉન્ડા (લાડુ) બનાવવામાં આવે છે. ચાર ચોખાના લોટના, ચાર રાખના અને ચાર જવારા દાંડાના બનાવે છે. બધા ઉન્ડાને સૂપડામાં મૂકવામાં આવે છે. વરકન્યા આ સૂપડાને મંડપના તોરણ નીચે લઈ જાય છે અને ચોખાના ઉન્ડાં મંડપના ચાર સ્થંભ પાસે મૂકે છે. જ્યારે, રાખ અને જવારના સાંઠાના ઉન્ડા મંડપ ઉપર નાખે છે. આ પછી તેઓ મંડપના દરેક સ્થંભને પાણી રેડે છે અને ત્યાર બાદ માટી ખોદીને વેદી બનાવે છે. બંને જણ કન્યાને ઘેર જવા માટે રવાના થાય ત્યારે મંડપનું તોરણ એક છેડેથી છોડી નાખે છે.

### (૧૬) આણું :

કન્યાને ઘેર પહોંચ્યા પછી ચાર પાંચ દિવસે વરને ત્યાંથી આણું આવે છે અને તે વખતે વરને ઘેર કરવામાં આવેલા વિધિનું પૂનરાવર્તન કરવામાં આવે છે તથા કપાળે કંકુ અને આંખે મેશ આંજવામાં આવે છે. આ પછી જોડું વરને ઘેર રવાના થાય છે. અહિં લગ્નમંડપના સ્થંભ પાસે મૂકવામાં આવેલા ઘડામાંના ચારમાંથી બે ઘડા દૂર કરવામાં આવે છે. આ છેલ્લી ક્રિયાથી લગ્ન-વિધિ પૂરો થાય છે.

### (૧૭) છૂટાછેડા :

દૂબળાઓમાં છૂટા છેડા થઇ શકે છે. જ્યારે ધણી કે ધણીયાણીને અસંતોષ હોય છે ત્યારે છૂટા છેડા માગનાર પક્ષ તરફથી નાતના પંચને આમંત્રણ આપવામાં આવે છે અને તેની પાસે બધી હકીકત મૂકવામાં આવે છે. પંચને યોગ્ય લાગે તો તે જાહેરનામું લખીને છૂટા છેડાની મંજૂરી આપે છે. જો સ્ત્રીનો વાંક હોય તો તેણે સાઠ રૂપિયા દંડ ભરવો પડે છે જ્યારે પુરુષને પાંચ રૂપિયા આપવા પડે છે. જો ધણી ધણીયાણીને છોકરાં થયાં હોય તો ધણીને વધારે પૈસા આપવાની પંચ ફરજ પાડે છે.

### (૧૮) પુનર્લગ્ન

વિધવા પોતાના દિયરને પરણી શકે છે. વિધવાને પરણવા માટે આપવી પડતી દેજ વીસથી એકાવન રૂપિયા સુધીની હોય છે. જે માણસ વિધવાને પરણવા માગતો હોય છે તેણે એક સાડી અને ચોળી આપવી પડે છે. જ્યારે વિધવાનો ભાવી પતિ તેને ત્યાં આવે છે ત્યારે એક સ્ત્રી માથે પાણી ભરેલું બેડું લઈને તેની સામે જાય છે. પાણીના ઘડામાં આ માણસ એક બે આના નાખે છે પછી ઘરમાં જઈને વિધવાની સાથે ખાંડણિઆ પાસે બેસે છે. આ સ્થળે, પુર્નલગ્ન કર્યું હોય એવી એક સ્ત્રી સિવાય બધા પુરુષોજ હાજર હોય છે. આ નવું જોડું આંબાના પાંનનાં છેડા પકડે છે ત્યાર પછી કોઇ વડીલ તેઓ બંનેનાં માથાં ભટકાવે છે. આ બાદ નવો ધણી બાઈને કાળાં-કીડિયાંનો હાર પહેરાવે છે. આ નવા જોડાં ઉપર હાજર રહેલા માણસો ચોખા નાખે છે. અહિં બધાને જમાડવામાં આવે છે. રાત્રે સ્ત્રી પોતાના નવા ધણીને ત્યાં જાય છે તે વખતે અગાઉથીજ પુરુષના પક્ષના માણસો સ્ત્રીના ઘેરથી એકાદ વસ્તુ ઉપાડી લાવે છે જે પાછળથી પાછી મોકલવામાં આવે છે. વિધવાને પરણનાર જો કુંવારો હોય તો પ્રથમ તેને સમડીના વૃક્ષ સાથે પરણાવીને પછીજ તેની સાથે પરણાવવામાં આવે છે.

### (૧૯) મરણને લગતા રિવાજ :

મૃત્યુ પામેલાંને દાટવામાં કે પછી બાળવામાં આવે છે. મરતી વખતે વ્યક્તિને ખાટલામાંથી નીચે ઉતારી લીંપેલી જમીન પર સૂવાડે છે. મરનારનું માથું પશ્ચિમ દિશામાં રાખવામાં આવે છે અને તેની પાસે ચોખાની ઢગલી કરી તેની ઉપર ઘીનો દીવો મૂકવામાં આવે છે. ઘરની બ્હાર ગમાણમાં લઈ જઈને મડદાંને ઉના પાણીથી નવડાવવામાં આવે છે. ચોખા અને હળદર લઇને મડદાની ઉપર માથાથી પગ સુધી પાંચવાર ફેરવવામાં આવે છે. મરનાર જો પુરુષ હોય તો તેના માથે સફેદ રંગનું નવું કપડું ઓઢાડાય છે; અને જો તે સ્ત્રી હોય તો આવું કપડું લાલ રંગનું.

હોય છે. આ કપડાને છેડે થોડા પૈસા બાંધવામાં આવે છે. મોટું માણસ હોય તો સ્મશાને ભાત લઈ જવામાં છે અને જો બાળક હોય તો દુધ લઈ જવામાં આવે છે. ઠાઠડીને જ્યારે સ્મશાને લઈ જવામાં આવે છે ત્યારે તેને ગામના પાદરે વિસામો અથવા "ઈસામણું" હોય ત્યાં જમીન ઉપર મૂકવામાં આવે છે. આ સ્થળે ચાર પથ્થર મૂકીને તેના પર સિંદૂર લગાડવામાં આવે છે. એક માટલું ફોડવામાં આવે છે અને આ સ્થળે મરનારની પથારીના ગાભા ફેંકવામાં આવે છે. ઠાઠડીની પાછળ આવેલી સ્ત્રીઓ અહિંથી ગામમાં પાછી ફરે છે. આ પછી મડદાનું માથું દક્ષિણ દિશામાં ફેરવીને ઠાઠડીને સ્મશાન તરફ લઈ જવામાં આવે છે.

મડદાંને જો દાટવાનું હોય છે તો જમીન પર ચોખા છાંટી ત્યાં ખાડો ખોદવામાં આવે છે. આ પછી મરનારનો સૌથી નજીકનો સગો, (ખાસ કરીને છોકરો) ખાડાની ચારેકોર ચાર આંટા ફરીને તેમાં ચોખાના દાણા વેરે છે. પછી મડદાંને ખાડામાં ઉતારવામાં આવે છે; અને મોઢામાં ભાતના પીંડ મૂકીને તેના પર ધૂળ વાળી દેવામાં આવે છે. ત્રણચાર માણસો નદીએ સ્નાન કરીને પાણીનો ઘડો ભરી લાવે છે. આ ઘડો દટ્ટણને માથે મૂકવામાં આવે છે અને તેમાં એક કાંણું પાડવામાં આવે છે. ઘડા ઉપર કોડીયું ઢાંકી તેમાં ઘીનો દીવો કરવામાં આવે છે. આ પછી બધા માણસો સ્નાન કરીને મરનારને ઘેર આવે છે. અહિં તેઓ ચાર આંબાના પાન ઉપર ચોખાની ઢગલીઓ કરી તેના પર મરનારના નામે દારૂનાં ટીપાં પાડે છે અને છેવટે બધા દારૂ પીને રવાના થાય છે.

જો મડદાંને બાળવાનું હોય તો જ્યાં ચિતા ખડકવાની હોય તે સ્થળે ચોખા છાંટવામાં આવે છે. ચિતા અડધી ખડકાઈ ગયા પછી તેના પર મડદાને સૂવાડવામાં આવે છે, તથા તેના મોઢામાં ભાતના પીંડ મૂકવામાં આવે છે, પછી ચિતા પૂરી ખડકીને મુખ્ય સોગિયો તેમાં અગ્નિ મૂકે છે. મડદું પૂરેપૂરું બળી જાય ત્યાં સુધી બધા માણસો થોભે છે અને પછી સ્નાન કરી મરનારને ઘેર પાછા આવે છે.

મરનારની પાછળ ત્રીજે કે ચોથો દિવસ પાળવામાં આવે છે. આ દિવસે સ્મશાનની વાની (રાખ) ધોઈ નાખવામાં આવે છે, છાણાનું એક વર્તુલ બનાવી દાતણ મૂકી તેમાં પાણી રેડે છે. સોગિયાઓ આ પાણીમાં આંગળી બોળી કપાળે લગાડે છે. મરનારને ઘેર બે છોકરા અને બે છોકરીઓને નિમંત્રણ આપી જમાડવામાં આવે છે.

જો મડદાંને દાટવામાં આવ્યું હોય તો ઉપર જણાવેલ દિવસે નદી કિનારે મરનારના નામે એક કપડું પાથરવામાં આવે છે. આ કપડા ઉપર દર્ભનું પુતળું બનાવીને મૂકવામાં આવે છે. તેની સાથે ઘીનો દીવો મૂકે છે. દીવો ઓલવાય કે તરતજ એને ઢાંકી દેવામાં આવે છે અને કપડા ઉપર લાકડાં વાળી દે છે. આની ચારે તરફ બે માણસો ચાર ફેરા ફરે છે અને બે છેડેથી કપડાને સળગાવે છે. બળ્યા પછી તેને સંપૂર્ણપણે ધોઈ નાખવામાં આવે છે. બધા સ્નાન કરીને પાછા ફરે છે. છોકરા તથા બે છોકરીઓને નિમંત્રણ આપી જમાડવામાં આવે છે.

દૂબળાઓ જે રીત-રિવાજો પાળે છે તેનું સામાન્ય વર્ણન અહિં આપવામાં આવ્યું છે. જુદા જુદા ભાગોમાંના રીત-રિવાજોમાં થોડો ઘણો તફાવત હોય છે.

## (૨૦) પૂર્વજોની પૂજા :

દિવાળીના દિવસે આ લોકો ભૂતડાંઓની પૂજા કરે છે. ભૂતડાંઓ એટલે એમના પૂર્વજો. ભરમદેવ અને હીરાવાને પણ સારી રીતે માને છે. આ ઉપરાંત તેઓ આગાશી માતા, મેલડી માતા, દેવરી માતા, મરી માતા અને ચોસઠ જોગણીઓની પૂજા કરે છે. તેઓ માને છે કે બધી જોગણીઓમાં ખાપરી જોગણ સૌથી વધારે શક્તિશાળી છે અને તેથી તેને ચાર મરઘીનું બલિદાન આપવામાં આવે છે. દિવાળી, હોળી, દિવાસો, વગેરે ઉત્સવો પણ તેઓ ઉજવે છે. દિવાસાને દિવસે તેઓ ભાતના પીંડ, દહીં અને ગોળ, પૂર્વજોને નામે મૂકે છે અને તે ખાવા માટે કાગડાઓને આવાહન કરે છે.

ડૉ. ડી. પી. ખાનાપુરકર
અનુવાદક : **શ્રી હર્ષદ ત્રીવેદી**

---

# દૂબળા જાતિમાં પંચની પદ્ધતિ

## ૧. પંચ-પટેલ

દૂબળાઓમાં દરેક ગામમાં એક નાત-પટેલને પસંદ કરવામાં આવે છે. ગામમાં જે હોશિયાર અને ડાહ્યો માણસ હોય તેને નાતનાં માણસો ભેગાં થઈને પટેલની જવાબદારી સોંપે છે. આ જવાબદારી સોંપવાની વિધિને પાઘડી બાંધવાની વિધિ કહે છે. પાઘડી બંધાય તે દિવસથી આ માણસે પટેલ તરીકેની જવાબદારી ઉઠાવવી પડે છે.

પટેલ પોતાની નાતમાં ખૂબજ આગળ પડતી વ્યકતિ ગણાય છે. ગામના લોકો તેમના છોકરા-છોકરીઓનાં લગ્ન તેને પૂછ્યા વગર કરતા નથી. પટેલની સલાહ વગર કરેલાં લગ્નમાં જ્યારે છૂટાછેડાનો પ્રશ્ન ઉભો થાય છે ત્યારે પટેલ તેમને મદદ કરતો નથી. પટેલ કહે છે, "મને પૂછ્યા વગર કરેલું, હવે તમારે ફાવે તેમ ફોડો." છૂટા-છેડા અથવા ફારગતી ઉપરાંત કજિયા-કંકાસ વગેરેમાં પણ પટેલ સુલેહ શાંતિ કરાવવામાં અગત્યનો ભાગ ભજવે છે. પોતે પટેલ હોવાથી સમાજમાં અને ગામમાં તેનો માન મરતબો વધે છે. દૂબળા સમાજમાં પટેલ એક ઘણીજ અગત્યની વ્યકતિ ગણાય છે.

## ૨. અવલદાર

પટેલને મદદ કરવા માટે એક બીજા માણસને પણ પસંદ કરવામાં આવે છે. તેને અવલદાર કહેવામાં આવે છે. ધરમપુર તાલુકાના દૂબળાઓમાં આ રિવાજ છે. ગામમાં પંચ ભેગું થવાનું હોય તો તેની ખબર આ માણસ બધાંને પહોંચાડે છે. અવલદાર જો કોઈ માણસને ખબર આપવાનું ચૂકી જાય તો તે માટે તેને જવાબદાર ઠરાવવામાં આવે છે. આ ખબર પહોંચાડવાના કામના બદલામાં અવલદારને એક સભા માટે એક રૂપિયો કે આઠ આના આપવામાં આવે છે.

## ૩. પંચના સભ્યો

ગામમાં દૂબળાભાઈઓના જેટલાં ફળિયાં હોય તે દરેક ફળિયામાંથી એક એક માણસને પંચના સભ્ય તરીકે પસંદ કરવામાં આવે છે. ફળિયામાં જે માણસ હોશિયાર હોય તેને ફળિયાવાળા પંચના સભ્ય તરીકે પસંદ કરે છે. પટેલ જેમ ગામના બધા દૂબળા ભાઈઓનો નેતા ગણાય છે, તેમ આ સભ્યો તેમના પોતાના ફળિયાના નેતાઓ ગણાય છે. ફળિયાનો કોઈ પણ પ્રશ્ન, આ માણસની મદદથી ઉકેલવામાં આવે છે. તેમના સામાજિક કે વ્યક્તિગત કોઈ પણ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે આ માણસની અનિવાર્ય જરૂર પડે છે.

આમ પંચ પટેલ, અવલદાર, અને અન્ય સભ્યો મળીને પંચ બને છે.

## ૪. પંચનું કાર્યક્ષેત્ર

ગામની કોઈ વ્યક્તિ સમાજની દૃષ્ટિએ હલકું ગણાય એવું કામ કરે તો એવા માણસને શિક્ષા ફરમાવવા માટે પંચ ભેગું મળે છે. દાખલા તરીકે:—

(૧) કોઈ વ્યક્તિ હરિજન જાતિના માણસો સાથે ભોજન લે અને તેની જાણ જો ગામ લોકોને થઈ જાય તો આ માણસને તેના આ ગુના બદલ દંડ ફરમાવવા ગામનું પંચ ભેગું થાય છે. 'અસ્પૃશ્યતા-નિવારણના કાયદાને લીધે આ કામ હવે બંધ થયું ગણાય.

(૨) કોઈ સ્ત્રી અથવા પુરુષને ઇતર જાતિના પુરુષ કે સ્ત્રી સાથે આડો સંબંધ હોય તો તેની જાણ થતાં પંચ એકઠું મળે છે. ગુનેગાર વ્યક્તિને દંડ ફરમાવવામાં આવે છે. દંડ જો ભરપાઈ કરવામાં ન આવે તો ન્યાત બહાર મૂકવામાં આવે છે. દંડ ભરપાઈ કરતાંજ તેમને સમાજમાં ફરીથી અપનાવવામાં આવે છે.

(૩) બે અથવા વધૂ વ્યક્તિઓ વચ્ચેના ઝઘડાઓનો નિકાલ કરવાનો હોય ત્યારે પણ પંચ એકઠું થાય છે. પંચ ઝઘડાનો નિકાલ કરે છે. ગુનેગારને ઠપકો આપવામાં આવે છે.

(૪) પતિ-પત્ની વચ્ચેના ઝઘડાઓનું નિરાકરણ કરવા માટે પંચ કે તેના એકાદ સભ્યની મદદ લેવામાં આવે છે.

(૫) કાર્યો ઉપરાંત ફારગતી અથવા છૂટા છેડા આપવાનું કાર્ય આ પંચ કરે છે.

પતિને પોતાની પત્ની ગમતી ના હોય અથવા કોઈ રીતે ફાવતું ના હોય અને જો તે પેલી સ્ત્રીને ફારગતી આપવા માંગતો હોય તો તે તેના ગામનું પંચ ભેગું કરે છે. પંચ બંન્ને પક્ષની વાત સાંભળે છે. ઘણા પ્રસંગોએ તો સ્ત્રી અને પુરુષને સમજાવવાની પણ કોષિશ કરવામાં આવે છે. છૂટા છેડા ન લેવાની પણ સમજ આપવામાં આવે છે. આમ છતાં તેઓ એક બીજા સાથે રહેવાજ રાજી ન હોય તો પંચ તેમને ફારગતી આપે છે.

## ૫. ફારગતી અથવા છૂટા છેડા

જે ફારગતી આપતું હોય તેણે સામા પક્ષને રૂપિયા આપવા પડે છે. દરેક કિસ્સામાં આપવા પડતા રૂપિયાનું પ્રમાણ જુદું જુદું હોય છે.

છોકરાએ જો પોતાની પત્નીને છૂટા-છેડા આપવા હોય તો તેણે છોકરીને ૧૨ા રૂપિયા આપવા પડે છે. જો પેલી સ્ત્રીને છોકરાં હોય અને તે છોકરાં તેની સાથે લઈ જવાના હોય તો પેલી સ્ત્રીને પંચ વધારે રૂપિયા અપાવે છે.

છોકરીને જો પોતાનો પતિ ગમતો ન હોય અને તે તેના પતિથી છૂટા-છેડા લેવા માગતી હોય તો તેણે તેના પતિને ૫૧) રૂપિયા ફારગતીના આપવા પડે છે. પુરુષને વધારે રૂપિયા મળે છે કારણ કે તેને પોતાના લગ્ન પ્રસંગે દેજ વગેરે પેટે વધારે ખર્ચ વેઠવો પડે છે.

ફારગતિના આ રૂપિયામાંથી પેલા માણસે પંચને પાંચ રૂપિયા આપવા પડે છે. સામાન્ય રીતે સ્ત્રી પાસેથી પંચ કંઇ પૈસા લેતું નથી. કારણ કે ફારગતીમાં તેને ખૂબ ઓછા રૂપિયા મળે છે.

## ૬. ફારગતી-નામું

આ પ્રમાણે નિકાલ પડી ગયા પછી પંચ ફારગતી લખે છે જેને ફારગતી-નામું કહેવામાં આવે છે. આ ફારગતી નામામાં જણાવવામાં આવે છે કે હવેથી આ પુરુષને ( નામ લખવામાં આવે છે ) આ સ્ત્રીની ( નામ ) સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી. સ્ત્રીએ જો પુરુષને ફારગતી આપી હોય તો તે પ્રમાણે જણાવવામાં આવે છે, કે આ સ્ત્રીને ( તેનું નામ ) ફલાણા પુરુષ સાથે

હવે કોઈ જાતનો સંબંધ નથી, અને તે ફારગતીના રૂપિયા આપી તેનાથી છૂટી થઇ હોઇ, તેના ધણીનો તેના ઉપર કોઇ જાતનો હક્ક દાવો રહેશે નહિ. તે સ્ત્રી જો બીજું ઘર કરે તો તેમાં પેલો કંઈ પણ વાંધો ઉઠાવી શકશે નહિ. આ પ્રમાણે ફારગતી (નામું) લખી કાઢવામાં આવે છે. તે ઉપર પંચના સભ્યો તથા પેલો પુરુષ સહી કરે છે. આ ફારગતી પંચ પોતાની પાસેજ રાખે છે. ફારગતી પછી જો કોઈ પ્રશ્ન ઊભો થાય ત્યારે પંચના સભ્યો પેલી ફારગતી સાથે હાજર થાય છે. ફારગતી લખનાર ફારગતી લખવા બદલ રૂપિયો એક લે છે. તેમાંથી બધા સભ્યો ચા પાણી કરે છે.

## ૭. પંચના પૈસાની વ્યવસ્થા

ફારગતી અપાવ્યા બદલ પંચને જે પૈસા મળે તે પૈસા સામાન્ય રીતે પંચ પટેલ પોતાની પાસે રાખે છે. આ પૈસાનો ઉપયોગ પટેલ સારો અને શુભ દાનતવાળો હોય તો પોતાના ગામ માટે વાસણો ખરીદવામાં કરે છે. એક ગામમાં તો એવું જાણવા મળ્યું છે કે પંચના આ રીતે ભેગા થયેલા પૈસા કોઈ ભાઈને પોતાની દીકરીના લગ્ન કરવા માટે પૈસા ન હતા તેને ઉછીના આપવામાં આવ્યા હતા. આ માણસ પાસે જ્યારે પૈસા ભેગા થાય ત્યારે તે પૈસા ભરપાઈ કરી દેવાના હોય છે. પંચનું ફંડ એટલું બધું વિશાળ નથી હોતું કે જેનો ઉપયોગ તેઓ કેળવણી વિષયક કે એથી બીજી બાબતોમાં કરી શકે. એક ગામમાં એવું પણ જાણવા મળ્યું કે, પટેલે પોતાની પાસે ભેગા થયેલા પૈસા કોઈ સારા કામમાં વાપરવાને બદલે પોતાના વ્યક્તિગત ઉપયોગમાં વાપરી નાંખ્યા. પરિણામે આખા ગામને તેની આવી બદ દાનતથી સહન કરવું પડે છે. પરંતુ આવા પટેલને લોકો વધુ વખત ચલાવી લેતા નથી.

## ૮. બાર ગામનો ચોરો

પંચ ગામની વ્યક્તિઓના કે તે ગામના પ્રશ્નોનો ઉકેલ લાવે છે. પણ જ્યારે આખા સમાજને સ્પર્શતો કોઈ પ્રશ્ન ઊભો થાય છે, ત્યારે આજુબાજુના ગામનાં પંચો એકઠાં મળે છે. આવી એકઠી મળેલી પંચોને 'બાર ગામનો ચોરો' કહેવામાં આવે છે.

આ બાર ગામનો ચોરો એકઠાં થયેલા ગામના લોકોને સ્પર્શતા એવા પ્રશ્નોનો નિકાલ કરવા અથવા સમાજમાં ચાલતા કુરિવાજો દૂર કરવા એકઠો મળે છે.

આ પ્રમાણે દૂબળાભાઈઓ પણ તેમના સમાજમાં રહેલી બદીઓથી વિદિત થયા છે અને તે બદીઓ દૂર કરવા પ્રવાસો પણ કરે છે.

બારડોલી તાલુકાના ખોજ ગામે ઇ. સ. ૧૯૩૭માં આ જાતનો ચોરો એકઠો મળેલો. તેઓએ ભેગા મળી નીચેના સામાજિક સુધારાઓ સૂચવ્યા હતા.

(૧) છોકરીવાળાએ વરવાળા પાસે દેજ તરીકે ફક્ત ૧૨ા રૂપિયા લેવા. એથી ઓછા લે તેને ઉત્તેજન આપવું.

(૨) પહેરામણીમાં કન્યાને લુગડું નં ૧, કબજો (ચોળી) નં ૧ આપવો. તે છોકરાવાળાને જેવાં મળે તેવાં આપવાં. તેમાં કોઈએ દલીલ કરવી નહિ.

(૩) કોઈ ખાસ કારણ સિવાય કોઈ પુરુષે કે સ્ત્રીએ ફારગતી આપવાની ઈચ્છા કરવી નહિ. (કોઇ વ્યકતિ ફારગતી આપવા પ્રેરાય નહિ, એ ઉદ્દેશથી તેમણે ફારગતી પેટે આપવામાં આવતી રકમનો આંકડો ખૂબ મોટો સૂચવ્યો હતો.)

(૪) છોકરા-છોકરીના લગ્ન નક્કી થયા પછી જો કોઇ પણ પક્ષ તે લગ્ન તોડે તો તેની પાસે દંડ લેવો.

(૫) મરણ પ્રસંગે મરનારના ઘેરથી કડીઆરૂં (ચા-પાણી) લેવાનો રિવાજ હતો તે બંધ કર્યો.

ઉપર જોયું તે પ્રમાણે પંચ અને બાર ગામનો ચોરો એ બંને તેમના સમાજના વણાંજ અગત્યનાં અંગો છે. દૂબળાભાઇઓને પોતાના પંચમાં ખૂબજ વિશ્વાસ છે. પંચ કહે તે પરમેશ્વર એમ એ લોકો માને છે. પંચની કોઈ પણ સજાને તેઓ બરાબર માથે ચઢાવે છે. દંડ ભરવાનો હોય તો તે પણ ભરપાઇ કરે છે. ઝઘડાના નિકાલમાં તેમનો ન્યાય માથે ચઢાવવામાં આવે છે. તે ઉપરાંત ફારગતીમાં તો પંચનો ન્યાયજ છેલ્લો છે. આમ પંચ પોતાના નૈતિક બળથીજ સમાજની દરેકે દરેક વ્યકતિ ઉપર કાબુ રાખી શકે છે. યોગ્ય દોરવણી સાથે જો તેમને તેમના સમાજ ઉન્નતિનું કાર્ય સોંપવામાં આવે તો તે કાર્ય મહદ્ અંશે બનશે. હાલમાં ઝઘડાનો નિકાલ કરવાનું કામ, ફારગતી આપવાનું કામ તથા સમાજને લગતા બીજા અનેક પ્રશ્નોનો નિકાલ કરવાનું કામ પંચ સારી રીતે કરે છે. આવાં કાર્યો સાથે જો તેમની ઉન્નતિના કાર્યોમાં આ પંચો સહકારી મંડળીઓને ઉત્તેજન આપીને તેમની મદદથી સરકારનો સહકાર સાધે તો દૂબળાભાઇઓના અનેક પ્રશ્નોનો ઉકેલ જલદી આવી શકશે.

જયંતિલાલ નાયક

---

# દૂબળા સંસ્કૃતિમાં રોગ નિવારણ

## ૧. રોગનું મૂળ શું?

દૂબળાભાઈઓ ગમે તે રોગ દેવદેવીઓનીજ અવકૃપાથી થાય છે, એવું માને છે. અથવા તો "કોઇ ડાકણે કરી મૂક્યું હશે, કોઇ માતાની ઝાપટ લાગી હશે અથવા કોઇએ મૂઠ મારી હશે" એમ માનવામાં આવે છે. ઘરમાં કોઇ માંદું પડતા તેમને આજ વિચાર પ્રથમ આવે છે.

## ૨. રોગના ઉપાયો

કોઈ માંદું પડે એટલે તેના ઉપર ઘરનું કોઇ માણસ, "દાણા ઉતારે" છે, એટલે જુવાર કે ચોખાના મુઠીભર દાણાંને દર્દીના માથા પર સાત વાર ઓવારવામાં આવે છે. આ દાણાં તેઓ ભગતને બતાવવા જાય છે. આ ઓવારેલા દાણાં "ખડી" કહેવાય છે. ભગત "ખડી" જુએ છે, પછી પેલા દાણાં મંતરી આપે છે, અને તે મંત્રેલા દાણાં દર્દીને હાથે બાંધવા કહે છે. "ચાર દિવસમાં જો ફેર પડે તો પાછો આવજે." આમ ભગત કહે છે. આ ચાર દિવસની મુદ્દતને એ લોકો "ઘડો બાંધી આપ્યો" એમ કહે છે.

ચોથે દિવસે ભગતે જે વસ્તુઓ માંગેલી હોય છે, તે વસ્તુઓ લઇને તે પાછો જાય છે. તે દિવસે ભગત પેલા દર્દીને ભૂત, ડાકણ કે જે કંઇ વળગેલું હોય તેનો ઇલાજ કરે છે.

## ૩. ભગત

દૂબળા ભાઈઓમાં તેમની જાતનાજ કેટલાક પુરુષો ભગત તરીકે કામ કરે છે. સ્ત્રીઓ પણ ભગતનું કામ કરે છે. ભગતને કોઇ દેવ-દેવીઓ પ્રસન્ન હોય અને તે બરાબર ધૂણી શકતો હોય તથા શુદ્ધ જીવન ધરાવતો હોય તોજ લોકો તેની પાસે ઇલાજ કરાવવા જાય છે. રવિવાર, મંગળવાર અને ગુરૂવાર એ ત્રણે દિવસે ભગતને તેમની દેવ-દેવીઓ પ્રસન્ન થાય છે. ભગતને જ્યારે દેવ-દેવીઓ પ્રસન્ન થાય છે, ત્યારે તે ધૂણવા લાગે છે. આ વખતે તેને પૂછવામાં આવતા પ્રશ્નનો ઉત્તર આપે છે. "ખડી" પણ ભગત જ્યારે ધૂણતો હોય ત્યારે બતાવવામાં આવે છે.

ભગત દાણાં જુએ છે તે ઉપરથી 'ડાકણ વળગેલી છે', 'માતાની ઝાપટ લાગેલી છે' કે "ટોકાયેલો" છે તે કહી શકે છે. 'ટોકાયેલો' છે એટલે કોઇની ખરાબ નજર લાગી છે. દૂબળાઓ પોતાના માબાપ, કે સગાંવ્હાલાંની પણ નજર લાગે, એમ માને છે. આ કારણને લઇને તેઓ એક બીજાની સામે જોઇને એ લોકો ખાવા બેસતા નથી.

ચાર દિવસ પછી ભૂત જેને વળગેલું હોય તેને અવળી ઘંટીએ જુવારનો લોટ દળી લાવવાનું કહે છે. જો કોઇને મૂઠ મારેલી હોય તો અડદની દાળ તથા નાગલી લાવવા કહે છે.

ચોથે દિવસે ભગત લોટમાંથી માણસના આકારનું પૂતળું બનાવી જે દિશામાંથી ભૂત વળગેલુ હોય તે દિશામાં તેને ફેંકી દેવામાં આવે છે. આ ઉપરાંત લીમડાના ડાળાં વતી પાછી નાખવામાં આવે છે.

જો કોઇને ડાકણે મૂઠ મારી હોય એમ લાગે તો અડદની દાળ તથા નાગલીનાં મૂઠીયાં બનાવી જે દિશામાંથી ડાકણ વળગેલી હોય તે દિશામાં ફેંકી દે છે.

## ૪. રોગોના દેવદેવીઓ

દૂબળાઓના અનેક દેવ-દેવીઓનાં નામ રોગોના નામ પરથી આપવામાં આવેલાં છે, જે દેવ અથવા દેવીની પૂજા કરવાથી જે રોગ સારો થાય તેને તે રોગની દેવી અથવા દેવ માનવામાં આવે છે. એમના જુદા જુદા રોગના દેવ-દેવીઓ જોઈએ.

**૧ ભરમદેવ:**—ભરમદેવ એ દૂબળાઓનો મુખ્ય દેવ ગણાય છે. ભરમદેવની પૂજા કરવાથી ઘરમાં કોઈ પણ જાતની માંદગી આવતી નથી.

દૂબળાઓના ઘરમાં જ્યારે કોઈ સતત માંદું રહેલું હોય અને ભગતને દાણાં બતાવ્યા પછી ભગત કહે, "ભરમદેવ બેહાડો તો સારું થશે." તો ભગતના કહેવા મુજબ તેઓ ઘરની બાજુમાંજ ભરમદેવની કાયમને માટે સ્થાપના કરે છે.

ભરમદેવ માટીના બનાવેલા હોય છે. તેની ઊંચાઈ બે એક ફૂટ જેટલી હોય છે. ઉપરના ભાગમાં બંધ અને નીચે ખૂલ્લો એવો નળાકારના જેવો તેનો ઘાટ હોય છે. તેના ઉપરના ભાગમાં ત્રણ ચાર કાંણાં રાખવામાં આવે છે. આ દેવને બેસાડવા માટે એક ઘાસનું છાપરૂં બાંધવામાં આવે છે. ભરમદેવ નળાકાર હોવાથી અને માથામાં કાણાં હોવાથી તે આદિવાસી જાતિનો ખાસ દેવ લાગે છે. ભરમદેવની સ્થાપના કરતી વખતે એક બકરાનો અથવા મરઘાનો ભોગ ચઢાવવો પડે છે. દર વરસે આમ રાજી કરવાથી ભરમદેવ ઘરમાં કોઇને માંદુ પાડતો નથી.

**૨ બળિયા કાકા:**—શીતળા દેવને એ લોકો 'બળિયા' કે 'હળિયા' કાકાને નામે ઓળખે છે. શીતળા પ્રગટ થતાં બળિયા કાકાની અવકૃપામાંથી છૂટવા માટે તેની ટેક (બાધા) રાખવામાં આવે છે. અર્વાચીન રીતે વેક્સીનેટર પાસે શીતળા ટંકાવ્યા પછી પણ એ શીતળાના દાણા બરાબર ફૂલે તે માટે બળિયા કાકાની બાધા રાખવામાં આવે છે. અર્વાચીન વિજ્ઞાનની પદ્ધતિ પ્રમાણે બળિયા ટંકાવ્યા પછી પણ 'બળિયા કાકા' જેવા આદિ દેવોની પણ પૂજા પ્રચલિત રહી છે એ દૂબળા સંસ્કૃતિનું એક લક્ષણ કહેવાય. બળિયા કાકાની મૂર્તિ લાકડામાંથી માણસના આકારની બનાવવામાં આવે છે. તેની ઊંચાઈ ફૂટ કે દોઢ ફૂટ હોય છે. બળિયા કાકાની સાથે તેના મંદિર બહાર તેના 'ગોવાળ'ની મૂર્તિ હોય છે. આ ગોવાળની મૂર્તિ પથ્થરની હોય છે. બળિયા કાકાને 'ચોકખા દેવ' માનવામાં આવે છે. તેથી તેમને પશુ બલિદાન આપી શકાતું નથી, એટલે એમને જીવતો બકરો કે મરઘો ચઢાવવાની માનતા રાખવામાં આવે છે, બળિયા કાકાની મૂર્તિ પાસે નહિ.

શીતળા ટંકાયા પછી બરાબર ફૂલે એ માટે બળિયાકાકાને જુવારની 'ધુઘરી'* ચઢાવવાની બાધા રાખવામાં આવે છે. જો બાળકને શીતળા પ્રગટ થયા હોય અને તેથી બાળકને ખૂબ પીડા થતી હોય તો બળિયા કાકાને સુરણ ચઢાવવાની બાધા રાખવામાં આવે છે. બળિયા કાકા એ એમના શીતળાના દેવ છે અને તે દેવથી થતાં દુઃખો દૂર કરવાં તેમને જુદી જુદી બાધાઓ ચઢાવવામાં આવે છે.

**૩ અગાશી માતા:**—આ દેવી પણ એમની ઘણીજ અગત્યની દેવી ગણાય છે. 'અગાશી' શબ્દ 'આકાશી'નો અપભ્રંશ હોવો જોઈએ. જેનો અર્થ આકાશમાં વિહરનારી દેવી એમ થાય.

નાનાં છોકરાંને પુષ્કળ તાવ ચઢી આવે, તાવને લીધે ખેંચ આવે તો એ લોકો કહે છે 'અગાશી' થઈ આવી. એટલે કે અગાશી માતાની ઝાપટ લાગી ગઈ. છોકરાં એકાએક માંદા

---

* ધુઘરી એટલે બાફેલી જુવાર.

પડી જાય તો તેને આ માતાની અવકૃપા ગણવામાં આવે છે. આ માતાના કોપમાંથી બાળકોને બચાવવા માટે અગાશી માતાની બાધા રાખવામાં આવે છે.

અગાશીમાતાની મૂર્તિ પથ્થરની હોય છે. કેટલેક ઠેકાણે બળિયાકાકા અને અગાશીમાતાની મૂર્તિઓ એકજ મંદિરમાં સાથે હોય છે. આ માતાની મૂર્તિનો આકાર સ્ત્રીના જેવો હોય છે.

છોકરાંઓને તાવ ચઢી આવે તો આ માતાને તાવનો તાકો, (એક જાતનો રંગીન કાગળ) ફૂલનો હાર અને પાણીવાળું નાળિયેર ચઢાવવાની બાધા રાખવામાં આવે છે. છોકરાંઓને પેટમાં કરમ-કૃમિના હુમલાના લીધે ખેંચ આવે તો પણ આ માતાની બાધા રાખવામાં આવે છે. આના ઉપાયરૂપ માતાને ઘાટ-ઘુમ્મટ અને ઘોડો ચઢાવવાની બાધા રાખે છે. માતા બાળકને ઘોડા જેવો સશક્ત અને દોડતો બનાવી દે એટલા માટે માતાને માટીનો ઘોડો ચઢાવવામાં આવે છે.

**૪ પેટફોડી માતા:**—કોઈ દૂબળા સ્ત્રીને પ્રસવ વખતે ખૂબજ કષ્ટ થતું હોય તો તેના સરળ પ્રસવ માટે પેટફોડી માતાની બાધા રાખવામાં આવે છે. માતાની બાધા રાખવાથી પ્રસવ સહેલાઇથી થાય છે, એવું માનવામાં આવે છે.

પેટફોડી માતાને પણ પથ્થર કોતરીને બનાવવામાં આવેલી હોય છે. પ્રસવ જો સરળતાથી થઈ જાય તો તે માતાને જન્મનાર બાળક ચઢાવવાની બાધા રાખવામાં આવે છે. બાધા ચઢાવતી વખતે જીવિત બાળકને બદલે રૂપાનું બાળક ચઢાવવામાં આવે છે.

**૫ અઘરી દેવી:**—જો કોઇ માણસને ઝાડા લાગે તો આ દેવીની બાધા રાખવામાં આવે છે. આ દેવીની બાધા રાખવાથી આ ફરિયાદ દૂર થાય છે.

**૬ ખોખલી દેવી:**—ઊધરસને એ લોકો "ખોખલા" કહે છે. ઊધરસ મટાડનારી દેવી તે ખોખલી દેવી. જ્યારે કોઇને ઊધરસ થઇ આવે તો તેના ઉપાયરૂપે આ દેવીની બાધા રાખવામાં આવે છે. આ બાધા રાખવાથી ઊધરસ મટી જાય છે એમ માનવામાં આવે છે.

**૭ મરી અથવા મરખી માતા:**—'મરખી' એ 'મરકી' શબ્દનું અપભ્રંશ હોય એમ લાગે છે. એ લોકો 'મરકી દેવી' કહેવાને બદલે 'મરખી દેવી' કહે છે. કેટલાક તો લાંબુ ન બોલતાં ફક્ત 'મરી માતા કે મરી દેવી' કહે છે.

મરકીનો રોગ શરૂ થાય તો તેમાંથી બચવા માટે આ 'મરખી માતાને' મરઘો કે બકરો ચઢાવવાની બાધા રાખવામાં આવે છે. બાજુના ગામમાં જો કોલેરા શરૂ થાય તો તે તેમના ગામમાં ન પ્રસરે એટલા માટે આખું ગામ અથવા ફળિયાના લોકો એકઠા મળી આ માતાની બાધા રાખે છે. બધા એકઠા મળી માતાને એ રોગમાંથી બચાવવા વિનંતી કરે છે અને તે બદલ એક મરઘો કે બકરો ચઢાવવાની બાધા રાખે છે. જ્યારે મરકીનો ભય પૂરો થાય છે ત્યારે ગામના કે ફળિયાના લોકો એકઠા મળી માતાને બકરાની બાધા ચઢાવે છે. ખર્ચ બધા સરખે ભાગે વહેંચી લે છે.

**૮ વરઈ અને ભવાની માતા:**—દૂબળાઓ આસો સુદ ૧ થી આસો સુદ ૧૦ એટલે કે વિજ્યા દશમી સુધી "ઘેર" રમે છે. "ઘેર"માં વીશથી પચ્ચીસ માણસો અર્ધ પુરુષ અને અર્ધ સ્ત્રીના કપડાં તથા દાગીના પહેરી તેમની દેવીઓની આરાધના કરતા તેમના ગરબા પવાડા

વગેરે ગાતા ફરે છે. તેઓ એક ગામથી બીજે ગામ ઘેરિયા-રાસ રમવા જાય છે. ગામમાંથી નીકળતાં પહેલાં ભવાની તથા વરઈમાતાની પૂજા કરવામાં આવે છે. માતાને ઘેરિયાઓને ક્ષેમકુશળ ગામ પાછા લાવવાની વિનંતી કરવામાં આવે છે.

**૯ દેવલી માંડી :**—આ માતાને એ લોકો "માંડી"ને નામે ઓળખે છે. ઘરમાં કોઈ માંદુ પડે તો તેના ઉપાયરૂપ દૂબળાભાઈઓ (ખાસ કરીને વાલોડ અને વ્યારા વિભાગના) આ માતાની બાધા રાખે છે. બિમાર માણસ સારો થઇ જાય તો આ માતાને બકરો અથવા મરઘો ચઢાવવામાં આવે છે.

વ્યારાના ડુંગરમાં આ માતાની પથ્થરની મૂર્તિ છે. આ માતાને તેનો ભાઈ પરણવા તેની પાછળ પડેલો એટલે તેનાથી પોતાનું રક્ષણ કરવા માટે માતાએ પથ્થરનું રૂપ લઇ લીધેલું.

વાલોડ અને વ્યારાના દૂબળાભાઈઓ ઉપરાંત બીજા આદિવાસીભાઇઓને પણ આ દેવીમાં પુષ્કળ શ્રદ્ધા છે. કોઇ પણ રોગથી બચવા માટે આ માતાની બાધા રાખવામાં આવે છે.

**૧૦ કણુશ્રી દેવી :**—કણુશ્રી દેવી એટલે ધાન્યની, અનાજની દેવી. આ દેવીને રાજી રાખવાથી ખેતરમાં પુષ્કળ અનાજ પાકે છે એમ દૂબળાભાઇઓ તથા ધરમપુરના બીજા આદિવાસીઓ માને છે.

અનાજ કાપતા પહેલાં આ દેવીની પૂજા કરવામાં આવે છે. અનાજના ખેતરમાં ગમે તે પથ્થર ઊંચકી લાવી તેની માતા તરીકે પૂજા કરવામાં આવે છે. અનાજ કાપતાં પહેલાં થોડું અનાજ કાપી લાવી આ માતાને ચઢાવવામાં આવે છે. અનાજ ઉપરાંત માતાને રાજી રાખવા માટે મરઘીનું બલિદાન ચડાવવામાં આવે છે.

**૧૧ ભૂત અને ડાકણ :**—આ દેવ-દેવીઓ ઉપરાંત તેઓ ભૂતમાં પણ માને છે અને તેમની પૂજા કરે છે. ભૂતને જુદાં જુદાં નામોથી ઓળખવામાં આવે છે, જેવાં કે "સીમાળીયો ભૂત" "મસાણીયો ભૂત" વગેરે.

ખેતર-પાદરથી આવતાં મોડું થાય તો ભૂત મારે છે, રસ્તો ભૂલાવી દે છે એવી આ લોકોમાં માન્યતા છે.

ભૂતથી રક્ષણ મેળવવા માટે ફૂલનો હાર, નાળિયેર તથા ઘીનો દીવો વગેરે તેની મૂર્તિને ચઢાવવાની બાધા રાખવામાં આવે છે.

ગાંડા, અકસ્માતથી મરણ પામેલા, જંગલી પ્રાણીઓએ મારી નાંખેલા, એવા અથવા જેની ઇચ્છાઓ તૃપ્ત ના થઈ હોય એવા માણસો ભૂત થાય છે.

**૧૨ ડાકણ અને વંતરી :**—ભૂત સિવાય એ લોકો ડાકણ અને વંતરીમાં પણ માને છે. જીવતી સ્ત્રી કે જેને "મૂઠ મારવાની વિદ્યા" આવડતી હોય તેને ડાકણ કહેવામાં આવે છે. 'મૂઠ મારવી' એટલે કોઈ માણસને માંદુ પાડવું. આ જાતની વિદ્યા શીખવી પડે છે. એ વિદ્યા શીખવા માટે તેમને કાળી ચૌદસની રાત્રે શ્મશાનમાં જવું પડે છે. ત્યાં તેમને તેમના ગુરુઓ એ વિદ્યા શીખવે છે. આ પ્રમાણે જેમણે આ વિદ્યા સંપાદન કરી હોય તેમનેજ મૂઠ મારતાં આવડે છે.

મૂઠના ઊપાય માટે તેઓ ભગત પાસે જાય છે. ભગત પોતાની વિદ્યાથી મૂઠને પાછી વાળે છે.

**વંતરી :**—સુવાવડી સ્ત્રી મરણ પામે તો તે પોતાની અધૂરી ઇચ્છાઓ તૃપ્ત કરવા માટે વંતરી બને છે. ડાકણની પેઠે વંતરી પણ માણસોને દુઃખ આપે છે. વંતરીનો ઉપાય પણ ભગત કરે છે.

**૧૩ ખત્રી બેસાડવાનો રિવાજ :**—દેવ-દેવીઓ ઉપરાંત પૂર્વજોની પૂજા કરવાનો રિવાજ પણ દૂબળા સંસ્કૃતિમાં છે. જેને એ લોકો "ખત્રી બેસાડવી" એમ કહે છે.

ઘરમાં કોઈ માણસના મૃત્યુ પછી બીજાં માણસો સતત્ બિમાર રહેતાં હોય તો માનવામાં આવે છે કે મરનારની તેમના પર અવકૃપા ઊતરી છે. આના ઉપાય રૂપ માંદા માણસ પર દાણાં ઉતારવામાં આવે છે. તે દાણાં ભગતને બતાવવામાં આવે છે. મરનારની ઇચ્છા ભગત જાણતો હોય તેમ તે કહે છે, "એ તો તમારો ફલાણો (નામ) છોકરો ખત્રી બેહવાનો થેયલો છે, ત્રણ દિવસમાં ખત્રી બેસાડવાની તૈયારી કરો નહિ તો એ (છોકરો) કંઇનું કંઇ કરી પાડશે." આ પ્રમાણે ભગતના કહેવાથી છોકરાની ખત્રી બેસાડવાની તૈયારી કરે છે.

છોકરો જો કુંવારો મરણ પામ્યો હોય તો તેની ખત્રી બેસાડતાં પહેલાં તેના લગ્ન સમડીના ઝાડ સાથે કરાવવામાં આવે છે. પછી સ્ત્રી અને પુરુષ બંનેની લાકડાંની ખત્રી બનાવી બેસાડવામાં આવે છે.

જેઓ કુંવારા મરી જાય કે ગાંડપણમાં મરી જાય તેઓજ તેમની અધુરી વાસનાઓ તૃપ્ત કરવા માટે ખત્રી બેસવાના થાય છે. કુંવારા માણસની ખત્રીની પાસે સ્ત્રીની પણ ખત્રી બનાવી બેસાડવામાં આવે છે. આમ કરવાથી મરનારની લગ્ન જીવનની ઇચ્છાઓ તૃપ્ત થાય છે, અને ઘરના બીજાં માણસોને દુઃખી કરતો નથી એમ માનવામાં આવે છે.

ખત્રી લાકડાના ટૂકડાઓમાંથી દોઢ ફૂટ ઊંચી બનાવવામાં આવે છે. તેમની સ્થાપના કરવા એક કાયમી ઝુપડું બનાવવામાં આવે છે. પેલી મૂર્તિઓને આ ઝુપડામાં હંમેશને માટે બેસાડવામાં આવે છે. તેમની આ મૂર્તિની સાથે તેમને માટીનો ઘાટ અને ઘુમ્મટ પણ ચઢાવવામાં આવ છે. ઝુંપડા પર લાલ અને સફેદ ધજા ચઢાવવામાં આવે છે. સ્થાપનાના દિવસે મરઘો અથવાં બકરો ચઢાવવામાં આવે છે.

ખત્રીને રાજી રાખવા માટે દર અખાત્રીજે (વૈશાખ સુદ ત્રીજ) બંનેના કપડાં બદલી નાખવામાં આવે છે, જુના વસ્ત્રોને બદલે નવાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે. ઘાટ ઘુમ્મટ પણ નવા નાખવામાં આવે છે.

આ ઉપરથી લાગે છે કે દૂબળાઓ મરણ પછીની જીંદગીમાં માને છે, અને માણસ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે પુનર્જન્મ લે છે એવો વિશ્વાસ ધરાવે છે.

જયંતિલાલ નાયક

# દૂબળા વિષે થોડા પ્રાથમિક આંકડા

( દૂબળાભાઈઓની આર્થિક અને સામાજિક સ્થિતિ વિષે બીજા લેખોમાં માહિતી આપવામાં આવી છે. આ લેખમાં દૂબળા જાતિ ક્યા પ્રદેશમાં રહે છે, તે પ્રદેશનું વર્ણન, ત્યાંની જમીન અને તેમના ધંધાઓ વગેરેની માહિતી આપવામાં આવી છે. )

સરકારી દફતરમાં દૂબળાજાતિ આદિવાસીઓમાંની એક ગણાય છે. તેમને પહાડી જાતિઓમાં ગણી શકાય નહીં, કારણ કે તેઓ પહાડોમાં કે જંગલોમાં રહેતા નથી. ઘણા પ્રાચીન કાળમાં તેઓ પહાડમાં કે જંગલોમાં વસતા હશે પરંતુ ત્યાંથી નીકળીને તેઓ હવે થાણા, સુરત અને ભરૂચ જિલ્લાઓના સપાટ પ્રદેશમાં ઘણે ભાગે રહે છે. તેમની વસ્તી જ્યાં જમીન ફળદ્રુપ અને ખેતી સારી હોય છે ત્યાં વધારે પ્રમાણમાં હોય છે.

સુરત જિલ્લો ૧૮ તાલુકાઓનો બનેલો છે, તેમના નામો આ પ્રમાણે છે: વાંસદા, બારડોલી, વલસાડ, ચીખલી. ચોર્યાસી, ધરમપૂર, ગણદેવી, કામરેજ, મહુવા, માંડવી, માંગરોળ, નવસારી, ઓલપાડ, પલસાણા, પારડી, સોનગઢ, વાલોડ અને વ્યારા. સુરત જિલ્લાના દરેક તાલુકાઓમાં દૂબળાઓની વસ્તી છે અને તે કેટલા પ્રમાણમાં છે તેનું વર્ણન નીચે કોઠામાં કરવામાં આવ્યું છે. ભરૂચ જિલ્લામાં આવેલા ૧૧ તાલુકામાંથી ફક્ત ચાર જ તાલુકામાં દૂબળાની વસ્તી જોવામાં આવે છે. તેમના નામ આ પ્રમાણે છે: ઝઘડિયા, જંબુસર, વાગરા અને હાંસોટ. આ તાલુકાઓમાં પણ દૂબળાની સાથે બીજી આદિવાસી જાતિઓનો સંપર્ક વધારે છે. થાણા જિલ્લામાં થાણા, ભીવંડી, દહાણુ, પાલઘર અને ઉમરગામ તાલુકાઓમાં દૂબળાઓ સારી સંખ્યામાં વસે છે. આમ સુરત જિલ્લાના દરેક તાલુકામાં, ભરૂચ જિલ્લાના ૧૧ તાલુકાઓમાંથી ૪ તાલુકાઓમાં અને થાણા જિલ્લાના ૧૩ તાલુકાઓમાંથી ૫ તાલુકાઓમાં દૂબળાઓની વસ્તી છે. આ ૨૭ તાલુકાઓને 'દૂબળા-પ્રદેશ'નું નામ આપી શકાય. દૂબળા પ્રદેશના સત્તાવીસ તાલુકાઓનું કુલ ક્ષેત્રફળ ૬૬૩૮·૯ ચો. મા. છે અને તેમાં રહેતા દૂબળાઓની કુલ વસ્તી ૨,૦૨,૨૧૮ છે. તાલુકાવાર ક્ષેત્રફળ અને તેમાં રહેતાં દૂબળાઓની સંખ્યા અને તાલુકાવાર કુલ વસ્તી નીચેના કોઠામાં દર્શાવવામાં આવી છે. આમાં લખેલા દૂબળાઓની વસ્તીને લગતા આંકડા ડાયરેકટર ઓફ બેકવર્ડ કલાસ વેલ્ફેર ( પછાત જાતિના કલ્યાણના નિયામક અધિકારી ) તરફથી મળેલાં છે.

| નં. | તાલુકા અથવા મ્હાલનું નામ | ચો. મા. ક્ષેત્રફળ | કુલવસ્તીની ઘનતા દર ચો. માઇલે | દૂબળાઓની વસ્તી | કુલ વસ્તી | કુલવસ્તીમાં દૂબળાઓની ટકાવારી | વરસાદ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | વાંસદા | ૨૩૪·૧ | ૨૭૩ | ૯૨૨ | ૬૩,૯૬૫ | ૧·૪૪ | ૭૦″ |
| ૨ | બારડોલી | ૧૫૬·૮ | ૪૯૯ | ૨૭,૯૩૮ | ૭૮,૨૮૩ | ૩૫·૬૮ | ૪૧″ |
| ૩ | વલસાડ | ૨૦૧·૮ | ૬૮૪ | ૧૧,૧૯૩ | ૧,૩૭,૯૫૮ | ૮·૧૧ | ૬૪″ |
| ૪ | ચીખલી | ૨૩૭·૬ | ૫૨૧ | ૧૧,૫૪૮ | ૧,૨૩,૮૭૨ | ૯·૩૨ | — |
| ૫ | ચોર્યાસી | ૨૨૧·૧ | ૧,૫૭૯ | ૨૩,૪૪૯ | ૩,૪૯,૦૩૨ | ૬·૭૧ | ૩૦″ |
| ૬ | ધરમપૂર | ૫૭૪·૬ | ૧૯૫ | ૮૬૦ | ૧,૧૨,૧૦૯ | ૦·૭૭ | ૭૯″ |
| ૭ | ગણદેવી | ૧૨૪·૮ | ૮૭૬ | ૧૩,૦૯૧ | ૧,૦૯,૩૭૧ | ૧૧·૯૬ | ૭૪″ |
| ૮ | કામરેજ | ૧૪૭·૦ | ૩૫૩ | ૧૩,૨૨૦ | ૫૧,૯૧૮ | ૨૫·૪૬ | ૩૯″ |
| ૯ | મહુવા | ૧૩૭·૯ | ૩૯૩ | ૪,૮૩૬ | ૫૪,૧૫૧ | ૮·૯૩ | ૪૯″ |
| ૧૦ | માંડવી | ૨૭૬·૫ | ૨૭૨ | ૪,૭૮૩ | ૭૫,૨૦૫ | ૬·૩૫ | ૩૮″ |
| ૧૧ | માંગરોળ | ૨૯૩·૫ | ૨૫૩ | ૨૪૯ | ૭૪,૨૦૨ | ૦·૩૩ | ૪૦″ |
| ૧૨ | નવસારી | ૨૮૩·૧ | ૭૦૪ | ૨૯,૨૩૦ | ૧,૯૯,૧૬૫ | ૧૪·૬૭ | ૪૩″ |
| ૧૩ | ઓલપાડ | ૨૬૪·૮ | ૨૪૪ | ૧૧,૩૩૫ | ૬૪,૫૬૮ | ૧૭·૫૫ | ૨૨″ |
| ૧૪ | પલસાણા | ૫૭·૬ | ૬૧૪ | ૧૧,૬૧૦ | ૩૫,૩૭૪ | ૩૨·૮૨ | ૪૫″ |
| ૧૫ | પારડી | ૧૬૨·૨ | ૬૮૨ | ૧૧,૪૫૬ | ૧,૧૦,૬૩૬ | ૧૦·૩૫ | ૬૭″ |
| ૧૬ | સોનગઢ | ૨૯૮·૭ | ૨૦૭ | ૫૦ | ૬૧,૯૦૫ | ૦·૦૮ | ૫૪″ |
| ૧૭ | વાલોડ | ૭૭·૯ | ૪૬૪ | ૫,૪૭૫ | ૩૬,૧૭૯ | ૧૫·૧૩ | ૪૩″ |
| ૧૮ | વ્યારા | ૩૧૬·૬ | ૧,૨૮૪ | ૧,૨૨૮ | ૮૯,૯૪૯ | ૧·૩૬ | ૫૫″ |
| | કુલ સુરત જિલ્લો | ૪૦૬૬·૬ | ૪૪૯ | ૧,૮૨,૪૭૩ | ૧૮,૨૭,૮૪૨ | ૯·૯૮ | ૪૦″ |
| ૧૯ | હાંસોટ | ૧૫૪·૦ | ૨૦૭ | ૪,૩૯૬ | ૩૧,૯૫૦ | ૧૩·૭ | — |
| ૨૦ | જંબુસર | ૩૮૫·૯ | ૨૩૯ | ૩૪૯ | ૯૨,૩૨૦ | ·૪ | — |
| ૨૧ | ઝઘડિયા | ૩૧૩·૭ | ૨૫૯ | ૩૨૯ | ૮૧,૨૦૧ | ·૪ | — |
| ૨૨ | વાગરા | ૩૪૮·૦ | ૧૨૮ | ૧,૫૯૨ | ૪૪,૭૧૭ | ૩·૬ | — |
| | કુલ ભરૂચ જિલ્લો | ૧૨૦૧·૬ | — | ૬,૬૬૬ | ૨,૫૦,૧૮૮ | ૨·૭ | — |
| ૨૩ | ભીવંડી | ૨૬૩·૭ | ૪૩૧ | ૧,૩૬૨ | ૧,૧૩,૬૩૨ | ૧·૨ | — |
| ૨૪ | દહાણુ | ૩૭૨·૧ | ૩૫૩ | ૪,૩૬૩ | ૧,૩૧,૨૮૭ | ૩·૩ | — |
| ૨૫ | પાલઘર | ૪૨૧·૯ | ૩૫૨ | ૧,૨૬૮ | ૧,૪૮,૫૦૪ | ·૮ | ૭૬″ |
| ૨૬ | થાણા | ૮૪·૨ | ૧,૫૩૦ | ૧૦૭ | ૧,૨૮,૮૬૨ | ·૦૮ | — |
| ૨૭ | ઉમરગામ | ૨૨૮·૮ | ૪૯૬ | ૫,૯૭૯ | ૧,૧૩,૪૬૨ | ૫·૩ | — |
| | કુલ થાણાં જિલ્લો | ૧,૩૭૦·૭ | — | ૧૩,૦૭૯ | ૬,૩૫,૭૪૭ | ૨·૧ | — |
| ૨૮ | કુલ સુરત, ભરૂચ, થાણા જિલ્લો | ૬૬૩૮·૯ | — | ૨,૦૨,૨૧૮ | ૨૭,૧૩,૭૭૯ | ૭·૫ | |

દૂબળાઓની વસ્તી સુરત જિલ્લામા ૧,૮૨,૪૭૩; ભરૂચ જિલ્લામા ૬,૬૬૬ અને થાણા જિલ્લામાં ૧૩,૦૭૯ છે. આમ દૂબળાઓની કુલ વસ્તીનો ૯૦·૨ ટકા ભાગ સુરત જિલ્લામાં, ૩૦·૩ ટકા ભાગ ભરૂચ જિલ્લામાં અને ૬·૫ ટકા ભાગ થાણા જિલ્લામાં રહે છે. આમ સુરત જિલ્લો જ દૂબળાઓનું મુખ્ય રહેઠાણ છે. સુરત જિલ્લામાં પણ ખાસ કરીને બારડોલી, કામરેજ, વાલોડ અને ઓલપાડ તાલુકામાં દૂબળાઓની વસ્તી તે તાલુકાઓની કુલ વસ્તીના પ્રમાણમાં વધારે છે. બારડોલી તાલુકામાં તેની કુલ વસ્તીનો ૩૫·૬ ટકા ભાગ; ઓલપાડ તાલુકામાં તેની કુલ વસ્તીનો ૧૭·૫ ટકા ભાગ; પલસાણા તાલુકામાં તેની કુલ વસ્તીનો ૩૨·૮ ટકા ભાગ અને વાલોડ મહાલમા તેની કુલ વસ્તીનો ૧૫·૧ ટકા ભાગ દૂબળા છે. દૂબળા રહેઠાણના તાલુકાઓ પર દૃષ્ટિપાત કરતા જણાશે કે આ બધા તાલુકાઓ—કામરેજ, પલસાણા, બારડોલી વાલોડ—મધ્યના ભાગમા આવેલા છે. દરિયા કિનારાના પ્રદેશમાં દૂબળાઓની વસ્તી ઓછી છે. ધરમપૂર, વાંસદા જેવા જંગલના વિસ્તારોમાં પણ દૂબળાઓની વસ્તી ઘણી નથી. આવા જંગલોના પ્રદેશમાં ધોડિયા, ગામીત અને નાયકડાઓ નજરે પડે છે. દૂબળાઓની વસ્તી એવા તાલુકાઓમાં વિશેષ છે, જ્યાં જમીન ફળદ્રૂપ અને ઉચ્ચ પ્રકારની છે, જ્યાં પાક સારો થાય છે અને જ્યાં વરસાદ પણ મધ્યમ હોય છે. આમ દૂબળાઓ વર્ષોથી ખેતીના ધંધા સાથે સંકળાયેલા માલમ પડે છે અને તેઓનો જીવનનિર્વાહ ખેતી ઉપર છે.

દૂબળા જાતિ ખેતમજૂરીના ધંધામા જ રોકાયેલી હોવાથી બીજી આદિવાસી જાતિઓ કરતાં ભિન્ન દેખાય છે. તેઓની પાસે જમીન નથી. તેથી બીજા કોઇ પ્રદેશમાંથી ખેતમજૂરી માટે ફળદ્રુપ પ્રદેશમાં રહેવા આવેલા લાગે છે અથવા તો તેમની જમીન બીજાનાં હાથમાં ગઇ છે. દૂબળા પ્રદેશનો મોટો ભાગ નર્મદા અને પાર નદીઓની વચ્ચેના અત્યંત ફળદ્રુપ વિસ્તારમાં આવેલો છે. જે તાલુકાઓમાં વરસાદનું પ્રમાણ ૩૯" થી ૪૫" જેટલું હોય છે તે તાલુકાઓમાં તેમની વસ્તીનું પ્રમાણ ટકાવારીના હિસાબે વધારે હોય છે. એકંદરે એમ લાગે છે કે જ્યાં સારા પ્રમાણમાં પાક અને ખેતી થાય છે અથવા ભૂતકાળમાં થતો હતો તે પ્રદેશમાં દૂબળાની વસ્તી વિશેષ છે.

ગામડામાં રહેતા દૂબળાભાઇઓની જમીન માલિકીની હોતી નથી. તેઓ ખેતમજૂરનું કામ કરે છે, તેમાંથી કેટલાએક 'ધણિયામા' ને ત્યાં હાળી તરીકે કામ કરે છે. આમ ગામડાંમાં મોટે ભાગે હાળી ખેતમજૂર તરીકે દૂબળાઓ કામ કરતાં નજરે પડે છે. હાલમાં ઘણા ગામોમાં હાળી-મજૂરીનો રોજ બાર આના (ખોરાક વગર) પુરૂષને મળે છે અને તે વરસના બસો દિવસો પૂરતા જ; એટલે વાર્ષિક આવક આશરે રૂા. ૧૫૦ થી રૂા. ૨૦૦ જેટલી ગણાય. આ તો થઈ હાળી કુટુંબની વાર્ષિક આવક. છૂટક ખેતમજૂરી કરતાં દૂબળા કુટુંબની આવક આનાથી વધારે એટલે રૂા. ૧૫૦ થી રૂા. ૨૫૦) સુધી ગણાય. આમ રોજી ઓછી હોવાને કારણે અને બારે મહિના પુરતું કામ ન મળતું હોવાને કારણે બધા દૂબળાની આર્થિક સ્થિતિ દયાજનક છે. ઘણુંખરૂં કરીને હાળી દૂબળા કુટુંબ પાસે ઢોર અને દાગીના હોતાં નથી. વાસણો પણ અલ્પ સંખ્યામાં હોય છે. અને તેઓ મોટે ભાગે એલ્યુમીનીયમના હોય છે. તેઓની પાસે સૂવા માટે ખાટલાં અને ગોદડાં અને ઓઢવા માટે ચારસાં અને ધાબળા હોતાં નથી. હાળી દૂબળાઓ સાદડી અથવા કોથળા પર સૂઈ રહે છે. અને ઓઢવા માટે ધોતીયાનો ઉપયોગ કરે છે દરેક હાળી કુટુંબ દેવાદાર હોય છે. છૂટક ખેતજૂમરી

કરતાં દૂબળાઓની સ્થિતિ પણ આ જ પ્રકારની છે. છૂટક મજૂરી કરતાં દૂબળાઓ માનસિક રીતે સ્વતંત્ર હોય છે. અને એ એક અગત્યનો ફાયદો છે. છેલ્લાં થોડાંક વરસો થયાં હવે દૂબળાઓ દરજીના ધંધામાં, મીઠાના અગરમાં તથા ડુંગરમાં પણ કામ કરવા લાગ્યાં છે. ગામડાંમાં રહેતાં દૂબળાઓના ઘર પણ ખરાબ હાલતમાં હોય છે. ઓછી જગ્યા, કામડાની દિવાળ અને તરસાડનું છાપરૂ સામાન્ય હોય છે. બારી તો હોતીજ નથી. ચોમાસાના દિવસોમાં ઘરમાં ક્યાં બેસવું એ પણ પ્રશ્ન થઈ જાય છે. આમ ગામડામાં રહેતાં દૂબળાઓ પાસે રહેવાં માટે આરોગ્યદાયક ઘર નથી, પહેરવાં માટે રક્ષણ કરનારા પૂરતાં વસ્ત્ર નથી અને ખાંવા માટે પૂરતું અનાજ પણ નથી.

આ તો થઈ ગામડામા રહી પોતાનું જીવન પસાર કરતા દૂબળાઓની આર્થિક સ્થિતિ. હવે શહેરી દૂબળાઓ કેવી સ્થિતિમાં છે તે જોઇએ. શહેરમાં આવ્યા પછી દૂબળાઓ અનેક ધંધામાં જોડાયાં છે. ઘરકામ, પટાવાળાનું કામ, બેગારી કામ (કડિયાકામ) શાળખાતું, વગેરે ઘણા ધંધાઓમાં તેઓએ ઝંપલાવ્યું છે. શહેરી દૂબળાઓને મોટે ભાગે બારે મહિના કામ મળી રહે છે. બેગારીનું કામ કરતાં દૂબળાઓને બારે મહિના કામ ન મળવાની શક્યતા છે. બેગારીનું કામ કરતા ઘણા પુરુષ દૂબળાને રોજ રૂ. ત્રણ અને સ્ત્રી દૂબળાને રોજ બાર આના મળે છે. બેગારીના ધંધામાં ચારથી છ મહિના સુધી કામ મળી રહે છે. પટાવાળા તરીકે કામ કરતા દૂબળાભાઈઓને માસિક રૂ. ૭૦)ની આસપાસ રકમ મળે છે. ફેકટરીમાં કામ કરતા પુરુષ દૂબળાનો રોજ કામના પ્રકાર પર આધાર રાખે છે. તેઓ રોજ દોઢ રૂપિયાથી અઢી રૂપિયા કમાય છે. ઘરકામ કરતી દૂબળા સ્ત્રીઓને માસિક પગાર રૂ. ૫ થી ૭ સુધી હોય છે. ફેકટરીમાં કામ કરતી દૂબળાસ્ત્રીઓ રોજ બાર આનાથી દોઢ રૂપિયો કમાઈ શકે છે. દૂબળાના છોકરાંઓ હોટલ-બોય તરીકે કામ કરે છે. આમ શહેરમાં મોટે ભાગે કામ મળી રહે છે અને કમાણીમાં રોજીમાં ભંગ પડતો નથી. આમ જ્યારે ગામડામાં રહેતાં દૂબળા કુટુંબની વાર્ષિક આવક રૂ. ૨૦૦થી રૂ. ૩૫૦ની વચ્ચે હશે ત્યારે શહેરમાં રહેતા દૂબળા કુટુંબની વાષિક આવક રૂ. ૫૦૦થી રૂ. ૧૦૦૦ની વચ્ચે રહે છે. જેમ શહેરમાં રહેતાં દૂબળા કુટુંબની આવક વધારે છે તેજ પ્રમાણે શહેરમાં દૂબળા કુટુંબનો ખર્ચ પણ વિશેષ હોય છે. શહેરી દૂબળાઓ (પુરુષ અને સ્ત્રી)ને ચા, બીડી, પાન અને તમાકુનો ખર્ચ ઘણો હોય છે. એક દૂબળા વ્યક્તિને તમાકુ, પાતરા, પેટી ઈત્યાદિ મળીને રોજનો ચાર આના ખર્ચ થાય છે. આમ એક દંપતીને છ થી આઠ આનાનો આ જ ખર્ચ હોય છે. ફેકટરીમાં કામ કરતા દૂબળા પુરુષ અને સ્ત્રીઓને ચા અને નાસ્તાનો ખર્ચ પણ વિશેષ હોય છે. શહેરી દૂબળાઓ ત્રણ થી ચાર વખત ચા પીએ છે. સવારમાં ચા પીતી વખતે ઘણા દૂબળાઓ બે થી ત્રણ કપ ચા એકી સાથે પી જાય છે. સીનેમાનો ખર્ચ તો અલગ રહ્યો. આમ આવા ખર્ચનું પ્રમાણ વિશેષ હોવાથી શહેરી દૂબળાઓ ભાગ્યેજ બચત કરી શકે છે. ઉપરના આંકડા ગામવાર અને કુટુંબવાર તપાસણી પછી તૈયાર કરવામાં આવ્યા છે. હજુ અમારૂં સંશોધન પૂરૂં થયું નથી અને દૂબળાભાઈઓ હિસાબ કે ચોપડા રાખતા નહી હોવાને લીધે આ આંકડાં હજુ પ્રમાણિત ન ગણાય તો પણ વિશ્વાસને પાત્ર ગણી શકાય. તેમાંથી નીચેના મુખ્ય મુદ્દાઓ ફલિત થાય છે.

(૧) ગામડાઓમાં હાળી મજૂર અને બીનહાળી ખેતમજૂરી કરતાં દૂબળાઓની સ્થિતિમાં બહુ ફેર રહ્યો નથી. જ્યાં ફેર છે ત્યાં તે ઘટાડવાને માટે પ્રયત્નો સફળ રીતે થતા રહે છે અથવા કરવાની જરૂર રહે છે.

(૨) ખેતમજૂરી સિવાયની મજૂરી જેવી કે બેગારી ઈ. માં વધારે આવક થઈ શકે છે. પણ તેમને પણ વરસમાં અમુક દિવસ બેકાર બેસી રહેવું પડે છે.

(૩) સતત કામ મળી રહે તો કડિયા, સૂથાર અને બીજી કારીગર તરીકેની મજૂરીમાં વધારે આવક મળે છે.

(૪) શહેરમાં જઈને વસનારા અને ઘરનોકરનું કામ કરતાં દૂબળાઓની આવક અને સ્વતંત્રતા વધે છે પણ શહેરનું ખર્ચ વધારે હોવાથી બચત ભાગ્યે રહે છે.

(૫) પટાવાળા અને શિક્ષક તરીકે કામ કરતાં કુટુંબોની લગભગ વાર્ષિક આવક રૂ. ૮૦૦ થી રૂ. ૧૦૦૦ સુધીની હોય છે. તે કામમાં જોઈતી નિયમિતતા, સાવધાની, અક્કલ, હુંશિયારી કેળવી શકાય છે.

(૬) કારખાનામાં નિયમિત કામ કરનાર કુટુંબની વાર્ષિક આવક રૂ. ૯૦૦ થી રૂ. ૧૧૦૦ સુધી હોય છે.

(૭) તેમને માટે સતત રોજી મેળવી આપે તેવી સહકારી મંડળીઓ દરેક ચાર પાંચ ગામડાની મધ્યમાં સ્થપાવી જોઈએ અને તેવી મંડળીઓના મંત્રીનું ખર્ચ રાજ્ય તરફથી મળવું જોઈએ એવી યોજના મેં તૈયાર કરી છે.

આ વિગતો ઉપર થી સ્પષ્ટ થાય છે દૂબળાભાઈઓમાં કામ કરવાની શક્તિ, બુદ્ધિ અને કાર્યક્ષમતા કેળવી શકાય છે; અને તેમની ઉન્નતિ સાધવી અશક્ય નથી. તેઓ હમેંશા પછાત રહેશે એવું ધારવું ખોટું જ કહેવાય. આ સંબંધી હજુ ઘણું વિગતવાર સંશોધન બાકી છે.

**પો. ગો. શાહ**

---

# સુરત જિલ્લાના દૂબળાઓનાં ગીતો:—

સુરત જિલ્લાના દૂબળાઓ જુદે જુદે પ્રસંગે જે ગીતો ગાય છે તે આ લેખમાં આપવામાં આવ્યાં છે.

પહેલા ભાગમાં લગ્ન પ્રસંગે જે જુદી જુદી વિધિઓ જેવા કે સાંતેક, પીઠી ચોળવાની વગેરે થાય છે ત્યારે જે ગીતો ગાવામાં આવે છે તે આપવામાં આવ્યાં છે.

બીજા ભાગમાં દૂબળા સ્ત્રીઓ રાત્રે તાળીઓ અને પગના અવાજ સાથે જે સુંદર ગરબાઓ ગાય છે તે આપવામાં આવ્યા છે. શીળી સાતેમના પ્રસંગે માતાના ગરબા ગાવાનું મહાત્મય છે. એટલે તે દિવસે તેઓ ખૂબ ગરબા ગાય છે. તે પ્રસંગના ગરબા પણ મૂકવામાં આવ્યા છે.

ત્રીજા ભાગમાં બે કુદણીયાં મૂકવામાં આવ્યાં છે. દૂબળાઓની છોકરીઓ કૂદતાં કૂદતાં ને તાળી પાડતાં પાડતાં જે ગીતો ગાય છે તેને એ લોકો કુદણીયાં કહે છે.

ચોથા ભાગમાં અષાઢ વદ અમાસને દિવસે એટલે દિવાસાના દિવસે દૂબળાઓની દરેક કુંવારી છોકરીઓ કપડાના ઢીંગલા-ઢીંગલીં બનાવી તેમના લગ્ન કરાવે છે તે પ્રસંગે તેઓ જે ગીતો ગાય છે, તેમાંનું એક ગીત મૂકવામાં આવ્યું છે.

પાંચમા ભાગમાં મેવલાના ગીતો મૂક્યાં છે. મેવલો એટલે વરસાદ, મેઘ ઉપરથી. જેઠ માસ વીતી જાય છતાંયે મેઘરાજ ન પધારે તો તેને રીઝવવા માટે મેવલો કાઢવાનો રિવાજ છે અને તે મેઘને રીઝવવા માટે જુદાં જુદાં ગીતો દૂબળા સ્ત્રીઓ ગાય છે. તેમાંનાં બે ગીતો અહીં મૂક્યાં છે.

છઠ્ઠા અને છેલ્લા વિભાગમાં નવરાત્રિ પ્રસંગે દૂબળાઓ વીસ પચ્ચીસની ટૂકડીમાં એકઠા મળી ઘેર રમવા નીકળે છે. ત્યારે તેઓ તેમની જુદી જુદી માતાના ગરબા, પંવાડા રાસ વગેરેનો આ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આ બધાં ગીતો, ગરબા, પવાડા વગેરેને ટેઇપ રેકર્ડર પર ઉતારવામાં આવ્યાં છે.

## ૧. લગ્ન-ગીતો

આ ગીત લગ્ન પ્રસંગે ધાણ ભરવાની જે વિધિ કરવામાં આવે છે ત્યારે ગાવામાં આવે છે.

કાચી પાકી રે ઈંટો પડાવ,
ઠાકોર કુવા રે ખોદાવ.
કુવરા ખોયદા રે વેગળા,
અવરી સવરી રે પાણીપાર.
એક પણીયાર રે હું ઓ ભરું,
બીજી મારી નણંદી સંગાત,

ઠેસે વાગી રે હું આ પડી,
તૂટયો મારો નવ શેરો હાર.

ચોરે બેઠેલા દીયરજી બોયલા,
ભાભી કાં તોયડો હાર.

કાચી પાકી રે ઈંટો પડાવ,
ઠાકોર કુવો રે ખોદાવ.

આ ગીત દૂબળાઓ લગ્ન પ્રસંગે સાંતેક વિધિ (ગ્રહશાંતિ) કરાવે છે ત્યારે ગાય છે.

દરિયાની દીપે અમર દેરાં બંધાવો,
દેરાં બંધાવોને દેરી બંધાવો.

ત્યાં બેસી સાંતેક કરો રે કેસરીયા.

સાસુજી દેખે મારા સસરાજી દેખે,
કેમ કરી રે સાંતેક કરું રે કેસરીયા.

દરિયાની દીપે અમર દેરાં બંધાવો,
દેરાં બંધાવોને દેરી બંધાવો.

ત્યાં બેસી સાંતેક કરો રે કેસરીયા.

જેઠાણીજી દેખે મારા જેઠજી દેખે,
કેમ કરી રે સાંતેક કરું રે કેસરીયા.

દરિયાની દીપે અમર દેરાં બંધાવો,
દેરાં બંધાવો ને દેરી બંધાવો.

છોકરા-છોકરીઓના લગ્ન પ્રસંગે દૂબળા બેનો આ ગીત ગાતા સંભળાય છે.

મધમધતી મારણ (માલણ) ઘેર આવે રે,
છાબ ભરી મોગરીઓ લાવે રે.

આવો આવો મારણ અમે લઈશું,
લાડકડાની કૂંખે ભરેશું.

એની કુંખોમાં ઝાઝા હીરા રે,
જોવા મળીયા લાડકડાના વીરા રે.

એના વીરાને સૌ લોક જાણે રે,
રાજા રાયમલજી વખાણે રે.

રાજા રાજમલજી આયલો ઘોડો રે,
એની મામીનો વાંકો અંબોડો રે,

મધમધતી મારણ ઘેર આવે રે,
છાબ ભરી મોગરીઓ લાવે રે.

છોકરા-છોકરીના લગ્ન પ્રસંગે પીઠી ચોળવાની જે વિધિ કરવામાં આવે છે, ત્યારે નીચેનું ગીત ગાવામાં આવે છે.

હરધી તે હરધી અધૂરી,
હરધીના ક્યારા ખોદાવો રે મોરા રાજ.
હરધી ઘંટીએ દળાવો રે મોરા રાજ.
હરધી ક્યા બેનને ચોળો, માળવડીના રાજ.
હરધી શાંતા બેનને ચોળો, માળવડીના રાજ.

હરધી તે હરધી અધૂરી,
હરધીના ક્યારા ખોદાવો રે મોરા રાજ.
હરધી ક્યા ભાઈને ચોળો, માળવડીના રાજ.
હરધી મગનભાઈને ચોળો માળવડીના રાજ.

હરધી તે હરધી અધૂરી,
હરધીના ક્યારા ખોદાવ રે મોરા રાજ.

લગ્ન પછી છોકરીને વળાવવામાં (મોકલવા) આવે છે ત્યારે નીચેનું ગીત ગવાય છે.

સીતા રે ચાયલાં સાસરે,
સીતાને કોણ વરાવવા જાય રે,
સીતા રે ચાયલા સાસરે.
સીતાની માડી વરાવવા જાય રે,
સીતા રે ચાયલાં સાસરે.
સીતાને કોણ વરાવવા જાય રે,
સીતા રે ચાયલાં સાસરે.
સીતાએ રડી રડી ભયરા સમદર રે,
સીતા રે ચાયલાં સાસરે.
સીતાને કોણ વરાવવાને જાય રે,
સીતાને બેની વરાવવાને જાય રે.
સીતા રે ચાયલાં સાસરે.

## ૨. ગરબા

શીળી સાતેમને દિવસે દૂબળા બેનો નીચેનો ગરબો ગાય છે. આ ગરબો પરદેશ ગયેલા પોતાના વાલમને સંબોધીને ગાવામાં આવે છે,

આવો રે છોરી ફૂલો ભરીને ઘેર
આવો રે વાલાજી,
તમે નાવણીયાં કરીને ગામ સીધાવો રે વાલાજી.
તમે કાં ગેયલા પરદેશ બો વાલાજી.

ચાર મહિના શિયાળો ઘેર આવો રે વાલાજી.
આ શિયાળાની ઠંડી તમને લાગે રે મારા વાલાજી.

ચાર મહિના ઉનાળો ઘેર આવો રે વાલાજી,
આ ઉનાળાના તાપો તમને લાગે રે મારા વાલાજી.

આવો રે છોરી ફૂલો ભરીને ઘેર
આવો રે વાલાજી.
તમે પેરણીયાં પેરીને ગામ સીધાવો રે
મારા વાલાજી.

આ ગરબો પણ શીળી સાતેમના પ્રસંગે ગાવામાં આવે છે.

વનમાં હીંડોળા બાંધીયા, સખી સામા બોલાવે,
દાતણ કરતેલા જાવ, ગીરધરલાલ બોલાવે,
દાતણ નહિ કરું સુંદરી, સખી સામા બોલાવે,
દાતણ લખમીજીના હાથ, ગીરધરલાલ બોલાવે.

વનમાં હીંડોળા બાંધીયા, સખા સામા બોલાવે,
નાવણ કરતેલા જાવ, ગીરધરલાલ બોલાવે,
નાવણ નહિ કરું સુંદરી, સખી સામા બોલાવે,
નાવણ લખમીજીના હાથ, ગીરધરલાલ બોલાવે.

વનમાં હીંડોળા બાંધીયા, સખી સામા બોલાવે,
પેરણ કરતેલા જાવ ગીરધરલાલ બોલાવે,
પેરણ નહિ કરું સુંદરી સખી સામા બોલાવે,
પેરણ લખમીજીને હાથ, ગીરધરલાલ બોલાવે.

વનમાં હીંડોળા બાંધીયા, સખી સામા બોલાવે,
ભોજન કરતેલા જાવ, ગીરધરલાલ બોલાવે,
ભોજન નહિ કરું સુંદરી, સખી સામા બોલાવે,
ભોજન લખમીજીને હાથ, ગીરધરલાલ બોલાવે.

વનમાં હીંડોળા બાંધીયા સખી સામા બોલાવે,
મુખવાસ કરતેલા જાવ, ગીરધરલાલ બોલાવે,
મુખવાસ નહિ કરું સુંદરી, સખી સામા બોલાવે,
મુખવાસ લખમીજીને હાથ ગીરધરલાલ બોલાવે.

વનમાં હીંડોળા બાંધીયા, સખી સામા બોલાવે,
પોઢણ કરતેલા જાવ ગીરધરલાલ બોલાવે,
પોઢણ નહિ કરું સુંદરી સખી સામા બોલાવે,
પોઢણ લખમીજીને હાથ, ગીરધરલાલ બોલાવે.

વનમાં હીંડોળા બાંધીયા સખી સામા બોલાવે.

આ ગરબો રાત્રે અનેક પ્રસંગોએ યુવાન સ્ત્રીઓ ગાતી સંભળાય છે. એમાં સુતર કાંતીને એ લોકો શું કરશે તે કહે છે.

મહાત્મા ગાંધીજીનો રેંટિયો રે,
સુતર કાંતી કાંતી શું કરો રે.

સુતરની સાડીઓ વણાય રે જાદવરાય,
સુંદરના કુળમાં પધારજો રે.

મહાત્મા ગાંધીજીનો રેંટિયો રે,
સુતર કાંતી કાંતી શું કરો રે.

એની તો સાલ વણાય રે જાદવરાય,
સુંદરતા કુળમાં પધારજો રે.

મહાત્મા ગાંધીજીનો રેંટિયો રે,
સુતર કાંતી કાંતી શું કરો રે.

તેના તો કબજા વણાય રે જાદવરાય,
સુંદરના કુળમાં પધારજો રે.

મહાત્મા ગાંધીજીનો રેંટિયો રે,
સુતર કાંતી કાંતી શું કરો રે.

### ૩. કુદણીયાં

આ કુદણીયાંમાં છોકરીઓ એક બીજાની મશ્કરી કરવા ગાય છે.

મેં નથી ઓઢી રે રંગની ચૂંદડી.
શાંતીએ ઓઢી રે રંગની ચૂંદડી.

વાડે વાડે સાપ જાય, તે તો વોરીનો બાપ જાય,
મેં નથી ઓઢી રે રંગની ચૂંદડી.
સોમલીએ ઓઢી રે રંગની ચૂંદડી,

વાડે વાડે સાપ જાય, તે વોરીનો બાપ જાય,
મેં નથી ઓઢી રે રંગની ચૂંદડી.

આ કુદણીયાંમાં યુવાન છોકરીઓ પોતાનો પયણો (ધણી) નાદાન છે, એ જાતની ફરિયાદ કરતી જણાય છે.

પયણો નાદાન પયડો રે ગુજરાત,
પયણાને મંબોઈ જવાની ઘણી હોંશ.
પયણો મારો નાદાન નયડો રે ગુજરાત,
ઊંચા મંદિરને નીચા માળ, બારીએ બેસીને મઝેદાર.
પયણો નાદાન પયડો રે ગુજરાત,
સાસુને ચણીયો પેરવાની ઘણી હોંશ.

પયણો નાદાન પયડો રે ગુજરાત,
પયણાને સુરેત જવાના ઘણી હોંશ.

પયણો મારો નાદાન પયડો રે ગુજરાત,
સાસુને બંગડી પેરવાની ઘણી હોંશ.

પયણો મારો નાદાન પયડો રે ગુજરાત,
સાસુને કંદોરો પેરવાની ઘણી હોંશ.

પયણો મારો નાદાન પયડો રે ગુજરાત.

## ૪. દિવાસાનું ગીત

અષાઢ વદ અમાસને દિવસે જ્યારે દૂબળાભાઈઓની નાની નાની છોકરીઓ ઢીંગલા-ઢીંગલીના લગ્ન કરાવે છે, ત્યારે તેઓ નીચેનું ગીત ગાતાં સંભળાય છે:

વાડીએ રોપાયવો મોગરો રે,
નીચે રોપાવ નાગરવેલ રે,
માફલ જયડા હીરલા રે,
ક્યા બેનને વાલો રે મોગરો રે,
શાંતા બેનને વાલો રે મોગરો રે.

છોડને વાલા નાગરવેલ રે,
માફલ જયડા હીરલા રે,
મધુબેનને વાલો રે મોગરો રે,
છોડને વાલા નાગરવેલ રે,
માફલ જયડા હીરલા રે.

વેંરીએ વેરાયો રે મોગરો રે,
છાબે વેરાય હીરલાં રે,
છોડને વાલા નાગરવેલ રે,
વાડીએ રોપાયવો મોગરો રે,
નીચે રોપાવ નાગરવેલ રે,
માફલ જયડા હીરલા રે.

## ૫. મેવલાના ગીતો

વરસાદ મોડો આવે ત્યારે વરસાદને બોલાવવા માટે મેવલો કાઢવાનો રિવાજ છે. દૂબળા સ્ત્રીઓ પાટલા પર ઇંદ્રદેવની સ્થાપના કરી તે પર ઘિલોડીની લીલી વેલ ઓઢાડી ગામમાં ઘર ઘર ગીતો ગાતી ફરે છે. તે પ્રસંગે દૂબળા સ્ત્રીઓ નીચે આપેલાં ગીતો ગાય છે:

તારી ધરતી ધણીયાણી જુએ વાટ,
ઓ દલીનો મેવલીઓ.

તારા નાથેલા ધોરી જુએ વાટ,
  આ દલીનો મેવલીઓ.

તારા હરખેલા હારી જુએ વાટ,
  આ દલીનો મેવલીયો.

તારી પોહેલી પરથ જુએ વાટ,
  આ દલીનો મેવલીયો.

તારાં ચલીયાં ચાબઈડાં જુએ વાટ,
  આ દલીનો મેવલીયો.

તમે વરસો રે દુનિયાના મેઘ,
  આ દલીનો મેવલીયો.

તમે વરસો રે કાલુડા મેઘ,
  આ દલીનો મેવલીયો.

તમે વરસેલે હોય લીલા ઘેર,
  આ દલીનો મેવલીયો.

તમે વરસીને ભરો રે તળાવ,
  આ દલીનો મેવલીયો.

આ ગીત પણ મેવલાનું છે. આ ગીતમાં મેઘની માતા પોતાના પુત્રને શોધવા નીકળી હોય એવો ભાવ છે. મેઘની માતા વીજળીને પૂછે છે, તેં મારા પુત્રને (મેઘને) ક્યાંક જોયો?

મેઘની માડીએ એમ કરી પૂછ્છાં,
  કેયો મારા મેઘનો ભાળ રે વીજળી.

ઉત્તર ગાયજો દખ્ખણ વરસ્યો,
  વરસ્યો ચારે ખંડ રે વીજળી.

દરિયામાં ગાયજો, ગામડે વરસ્યો,
  વરસ્યોં ચારે ખંડ રે વીજળી.

નાગલી ને કોદરો ઝીલો દાણો,
  વાડીએ પાઈકાં તાતરે, વીજળી.

મેઘની માડીએ એમ કરી પૂછ્છાં,
  કેવો મારા મેઘનો ભાળ રે વીજળી.

## ૬. ઘેરિયાઓના ગીતો

નવરાત્રિ પ્રસંગે દૂબળાભાઈઓ દશ પંદર માણસની ટૂકડીમાં સ્ત્રી જેવાં કપડાં પહેરીને ઘેર રમવા નીકળે છે. તે પ્રસંગે તેઓ પોતાની જુદી જુદી માતાના ગરબા, પવાડા વગેરે ગાય છે. તેઓને નજર ન લાગે એટલા માટે 'બગલીવાળો' સૌની આગળ 'ચાળિયા' જેવું લઈને

ચાલે છે. તેમનો નેતા 'કવિયો' કહેવાય છે. તે ગીતો ગવડાવે છે અને હાથમાં મોર પીંછ રાખે છે. તે પ્રસંગે તેઓ આ નીચેનો ગરબો ગાય છે :

વડલા તારી છે પ્રીત રે, નવ દાડા નવરાત.
વડલાને પાને પાને દીવા ભરૂં કોને લાગું પાય.
સોના સરખી મારી અંબામા, તેને લાગું પાય.
વડલા તારી છે પ્રીત રે નવ દાડા નવરાત.
વડલાને પાને પાને દીવા ભરૂં કોને લાગુ પાય.
સોના સરખી રે મારી બહુચરમા, તેને લાગું પાય.
સોના સરખી રે મારી ખૂંટાય મા, તેને લાગું પાય.
સોના સરખી રે માદી કાળકામા, તેને લાગું પાય.
સોના સરખી રે મારી ઉનાઈમા, તેને લાગું પાય.
સોના સરખી રે મારી વેરાઈમા, તેને લાગું પાય.
સોના સરખી રે મારી મેલડીમા, તેને લાગું પાય.
સોના સરખી રે મારી અંબામા, તેને લાગું પાય.
વડલા તારી છે પ્રીત રે, નવ દાડા નવરાત.
વડલાને પાને પાને દીવા ભરૂં, કોને લાગું પાય.

આ પવાડો છે. આ પવાડામાં રામ-સીતાની વાર્તા કહેવામાં આવી છે.

બાર વરસની સીતા થાય, લેય પાટીને ભણવા જાય,
ભણી ગણીને ચતુર થાય, રામના ઘરના માંગાં જાય.
હાથમાં લાલ લાકડી સાથ, માંગાં લઈ જાય લખમણ ભાઈ.
માંગાં લેઈને આપવા ઘેર, કરો માંડવાની પેર.
કુવા રે ખરાં ભરાય, કોથરે સીતા ભરાય.
એકડ એકડ ગાડાં જાય, ભૂતીયા વડે ટોળે થાય.
ભૂતીયા વડનું ખયરૂં પાન, ગાડાં ચાલે આડે રાન.
પાંચીયો દૂબરો આગેવાન, ગાડાં ઘાલે ઉંડારા.
જેના બળદ મારવી, તેના ભરો જારવી.
જેના રે બળદના જોર, તે તો ભરો આખી મોર.
રાતમાં મંડાય રે ચોરી, હાંકો ગાડાં ઘેર જોડી.
કોઈની હાંએલ ચોરાય, કોઇના રે જોતર છોરાય.
હીંગડી છોરી કવાય, ધમોડે પહેલી જોડાય.
ધોરી રાહના ધોરી ખારી, ત્યાં ધોરી રે ઘાલી મૂરી.
ગભણેથી છોડો દોર, કાઢો કાળા બળદના જોડ.
કાળીયું ભીંગારીયું નામ, ખૂયટાં ગાડાં કાઢે ઠામ.
ગામના ઝાંપે લાકડ આવે, ગામના સુથારી કાથે.
માંડવે પોપટને સુડો, માંડવળો દેખાય રૂડો.
પહેલી ચોરીએ ઓલાબોલ, બીજી ચોરીએ વાયગાં ઢોલ.

બીજી ચોરીએ વાયગાં ઢોલ, ત્રીજી ચોરીએ પયણ્યા રામ.
પયણ્યા સયણ્યા હતમમાં, મઢી બંધાવો કટમમાં.
રામ ખોદાવે કુવો, સીતા વાવી જુએ ડમરો.
આઠે દાડે પાણી પીએ, ડમરો લીલાં લે રાં લીયે.
ચાંચ સોના રૂપાંની ખરી, કારમો મરગ જાય ચરી.
કારમો મરગ જાય રે ચરી, ત્યાં સીતાની નજર ઠરી.
રામ રે મોરા ભરથાર, મરગ મારી ચોળી સીવડાવ.
રામ તો રીસે બયરા, ધનુષ બાણ લઈને નીસયરા.
રામ તો રમેલા જાય, મરગલા ઉડાણ ખાય.
ઉંચા મોરે ધમનો ડાગો, ત્યાં મરગ ચરવા લાયગો.
ગુઠણ દેઈને માયરું બાણ, મરગને પાયડો વીંધાણ.
મરતો મરગ વાચા ખાય, અવે મુઓ રામભાઈ.
મરગની કાવડ આવે, એવડ ઍવડ વરતા આવે.
મુરલા પર ભમે મોર, સીતાને લેઈ ગયા ચોર.
ડહકે ડહકે રામ રૂએ, સીતાનાં પગલાં જુએ.
નો રડ તું રામભાઈ, સીતા સરખા શોધી લાવશું.
વાંદર બેઠા આરાદોર, ગણી કાયઢા છીપન કરોડ.
રામની મુંદરીકા કરે, કોઈ વાંદર હાથની ધરે.
વડો વાંદર બોલે એમ, પાનનું બીડું ઝડપી લેમ.
પાનનું બીડું ઝડપી લેમ, લંકાના ખબર લેમ.
આસોપાલવના ચિત્તરૂ છાયા, ત્યાં સીતા હીડોલા ગાય.
સીતા માતા ભોજન દે, રામનો વાંદર ભૂખો છે.
જારે વાંદર વાડીમાં, પયડાં હમણા વણી ખા.
પયડાંની પાહેની જાઉં, ઉંચેના ઈદોરી ખાઉં.
વાંદરભાઈને લાગી રીશ, ઉંચા મૂળને નીચાં ફાલ.
માળી રે પોકારતો જાય, રાજા વાડી ખરાબ થાય,
ઉંચુ જાપને એહું આવે, એ જનાવર કેમ હવાય.
ઘરડા ડોહાએ માંયડો પાહ, વાંદર પયડો ડોક પરાહ.
જે આવે એ મારે ઈહ, વાંદરને પડાવે ચીસ,
જે આવે એ મારે ઢીંક, વાંદરને ન આવે છીંક.
કે રે વાંદર સાચું કે, તારું મોત હામાં છે.
બાર ઘાણી કાપડ તેલ, વાંદર પુછ લગાડી મેલ.
વાંદર ચાલે શેરીએ, લંકા બરે મેડીએ.
વાંદર ચાલે ઠણકલે લંકા બરે ભડકલે.
પૂંછડા ભણી દાજવા લાયગો, દરિયા ભણી ચાલવા લાયગો.
તરજવા દાંડીનો તોલ, તે પડવાનો છેલ્લો બોલ.

આં રાસ છે. ઘેરિયાઓ ડાંડિયા, ઢોલ સાથે આ રાસ ગાય છે.

તારી ભક્તિ ઓઢાણાને ભાવી રે રણછોડ રંગીલા,
જમણા હાથમાં તુલસી વાવી રે રણછોડ રંગીલા,
એ તો ઉમરેઠ આવી ઉભા રે, રણછોડ રંગીલા,
એણે ઘર ઘર પારખું કીધું રે, રણછોડ રંગીલા,
જમણા હાથમાં તુલસી વાવી રે રણછોડ રંગીલા,
આખા લીમડામાં એક ડાળ મીઠી રે રણછોડ રંગીલા.
તારી ભક્તિ ઓઢાણાને ભાવિ રે રણછોડ રંગીલા,

ઘેરિયા-રાસ રમતી વખતે નીચેના ગરબામાં તેઓ તેમની જુદી જુદી દેવીઓને સંભારે છે.

મા અંબાને બહુચરા ઝૂલે છે.
મા ઝૂલે છે જોડા જોડ, મોરી મા, અંબાને બહુચર ઝૂલે છે.
મા સેવાને હીંચકે ઝૂલે છે.
મા હીંચકે હીરની દોર મોરી મા, અંબાને બહુચર ઝૂલે છે.
મારા સુરે મોરળીયા ટહુકે છે.
માથે કેલડી જોડા જોડ મોરી મા, અંબાને બહુચર ઝૂલે છે.
મહાકાળી પાવાગઢે વસે છે.
મા જગદંભા તારી જોડ મોરી મા, અંબાને બહુચર ઝૂલે છે.
મા તૂળજા દક્ષિણ બિરાજે છે.
મા જગદંભા તારી જોડ મોરી મા, અંબાને બહુચર ઝૂલે છે.
દાસ ભાણાભાઈને આશ એક તારી છે.
મા ભવાની તે દુઃખડા ટાળો મોરી મા, અંબાને બહુચર ઝૂલે છે.

દરેક ઘેર રમી રહ્યા પછી ઘેરિયાઓને વિદાય આપવામાં આવે છે ત્યારે તે ઘરની સ્ત્રી કવિયાને કંકુનો ચાંદલો કરી ચોખા ચોડે છે. આ વખતે કવિયો નીચેનું ગીત ગવડાવે છે.

પહેલી વધાવ ચાંદા સૂરજને રે બેની,
પછી વધાવ મારી ઘેર રે.

ઘેર વધાવતી બેનડી રે, તારો સુખી રહે ભરથાર,
રમતી ઘેર વધાવીયાનારે, બેની કાશી ગીયાના પુન,
પહેલી વધાવ ચાંદા સૂરજને રે બેની,
પછી વધાવ મારી ઘેર રે.

સંગ્રહકર્તા : **જયંતિલાલ ભાણાભાઈ નાયક**

# TRIBAL RESEARCH IN GUJARAT

When the Gujarat Research Society was founded in 1936, one of the most important objectives was an anthropological survey of Gujarat. In the Journal of the Gujarat Research Society for July 1939, I had made a review of the extant literature and pleaded for anthropological research on nine subjects. I had suggested also that the meagre data on which the anthropometric surveys of Sir Herbert Risley in 1897 and of Dr. B. S. Guha in 1931 were based should be supplemented by further research on a countrywide scale. There were difficulties in obtaining trained anthropometrists in Western India who would undertake this work on behalf of the Gujarat Research Society and nothing could be done till Dr. D. N. Majumdar volunteered as a labour of love to undertake in December, 1941, the anthropometric measurements of the Bhils of Panchmahals. Dr. G. M. Kurulkar of Seth G. S. Medical College, Bombay, also helped in this work. The results of their investigations were published in the Journal of this Society for October, 1942.

2. On the cultural side, I made a study of the Bhils and prepared a long paper on the "Non-Hindu Elements in the culture of the Bhils of Gujarat" which was published in 1942 at Calcatta in "the Essays in Anthropology presented to Rai Bahadur Surat Chandra Roy, the father of Indian Ethnology."

3. The study was extended to the Bhils of the Rajpipla State in the winter of 1943 and Dr. Majumdar contributed a valuable paper in October 1944 number of the Journal of this Society on the Racial Affiliation of the Bhils. The further study of the problems of the Bhils was entrusted to a research scholar Dr. T. B. Naik, to whom the Society gave a scholarship for about 3 years. His thesis on the Bhils for which he was awarded Ph.D. degree is under print. This important tribe, the total population of which is about 40 lakhs, spread over various linguistic units, exhibits a diversity of culture and provides a ethnological problems of great complexity.

4. In the meantime, preparations were made by the Society to invite Dr. D. N. Majumdar for undertaking a racial, serological and a health survey of Maha Gujarat. With his indefatigable energy and his previous experience of similar surveys in the United Provinces and in Bengal, his tour extending over 2,000 miles of Gujarat, Saurashtra and Cutch in the winter of 1946, became extremely fruitful. He measured 3600 persons and tested 3,000 blood samples belonging to 26 groups. This represents the most comprehensive survey attempted so far in this part of the country. A preliminary report under the title, 'Race Elements in Cultural Gujarat,' was presented by Dr. Majumdar at the tenth anniversary celebrations of the Gujarat Research Society held in November, 1946, when a medal was presented to him at the hands of Shri Maharaja Singh the then Governor of Bombay.

5. The composite character of anthropology, as a science covering as it does the study of man in all directions of his comprehensive activities including his health and physical fitness, has not been lost sight of by this society. The anthropometric survey conducted by Dr. Majumdar already includes a health survey; further, the Health and Nutrition surveys of children and families conducted by this Society as also the standardisation of psychological and intelligence tests, form a part of the National Biometric Plan for the survey of the human material throughout India, contemplated by this Society, with special reference to Gujarat. Modern anthropology has extended its scope beyond the study of the tribal groups and is seeking to secure from anthropometry exact information about the physical and mental growth and development of nation as a whole. From the above Survey Dr. Majumdar's conclusions were as follow :—

i. Cultural Gujarat is radically a homogeneous area. Whatever, may have been the racial complexion of Gujarat in earlier days, today the various strains have got merged up and that is why Gujarat stands out as a mesocephalic (medium-headed) region.

ii. Though there are two dominant racial types in Cultural Gujarat, one brachycephalic (round-headed) and leptorrhine (narrow-nosed) and the other dolochocephalic (long-headed) and mesorrhine (medium-nosed), the later resulting from a mixture with a dolichocephalic platyrrhine type, being the substratum; while between the two types are found a larger number of mixed ones. Higher castes show more of brachycephally than the lower castes, the tribal groups being predominantly dolichocephalic.

iii. The anthropometric results based on the reduced co-efficient of racial likeness for the various measurements taken, leads to a division of the twenty-four groups into four main clusters ; (*a*) Bhangi, Bhil and others ; (*b*) Koli, Artisans, Machhi and Kharwa ; (*c*) Kunbi Patidar, Sunni Bora, Luhana, Memon, Khoja, Rajput, Nagar Brahmin, Audich Brahmin, and Oswal Jain ; (*d*) The Mehr, Rabari, Wagher and Miana ; (*e*) The Parsi, Bhatia and Bha-dela.

iv. The serological evidence is almost similar to the above. The tribal groups, the Mehrs, the Waghers and the Rabaris can be isolated from the higher castes and the Parsis.

v. So also the results of the health survey based on the surface area and basal and metabolic rate point to similar classifications, (*i*) the Parsis, the Bhatia, the Bhadela and the Luhana come at the top ; (*ii*) the Audich Brahmin, Nagar Brahmin, Oswal Jain, Rajput and Kunbi Patidars occupy an intermediate status ; (*iii*) while Kolis, Machhis, the Artisans and the Bhangis are at the bottom.

6. The Sociological studies sponsored by the Gujarat Research Society includes one on " Kathis " of Saurashtra, which has unfortunately not been completed, and another on the " Anavils of Gujarat " by Dr. T. B. Naik which though complete has not been published.

7. But the tribal work has not been kept out of sight and the Presidential address which I delivered at the section on "Anthropology or Science of Human relations" at the second Gujarat Research workers conference on 24-26 January 1953. I emphasised the necessity of further research into the cultural life of Tribal population of Gujarat. I referred to the large tribal population of the Bhils (474,)* Dublas (180), Dhodias (140), Naiks and Naikdas (116), Gamits (98), Chodhras (98), Kolis (86), Konkanas (34), Dhankas (20) and pressed for a permanent research organisation of the study of these tribes and other social groups in the region. The percentage of tribal population in some Gujarat districts is much higher than the average of 9·30 per cent for the whole of the Bombay State e.g. in the Dangs destrict the percentage of tribal population is as high as 84·35 per cent, in Surat district 46·74 per cent, in Panchmahals 40.97 per cent, in Baroda 17.48, and in Sabarkantha 10.44 per cent.

In the 1954, I prepared at the instance of Government of Bombay a scheme for carrying out research into socio-economic cultural and other aspects of various schedule tribes in Gujarat. The research was proposed to be carried out on the following lines.

*Cultural life* :— (1) Practices and customs connected with (*i*) birth, (*ii*) marriage, (*iii*) pregnancy, (*iv*) death.

(2) Festivals, dance, songs, plays, games.

(3) Folk-songs, folk-lore, folk-drama, folk-literature.

(4) Witchcraft—belief in evil forces, origin of disease, conception of creation, tribal gods and goddesses.

*Socio-economic life* :—(1) Intensity of contact with modern life, roads, dispensaries, hospitals, schools, factories.

(2) Land hunger ; the influence of tenancy legislation.

(3) Indebtedness and self-sufficiency.

*Health and Nutrition* :—(1) Food, self-sufficiency or otherwise, (2) stimulants and liquor, and effect of the dry policy, (3) Health and effeciency, (4) Diseases, (5) Longevity.

*Physical Measurements* :—(1) Anthropometric measurements and serological study (2) Sports and Games.

*Progress of Education* :—(1) Literacy (2) Disabilities and difficulties, and (3) Unemployment.

This research is conducted with the object of securing scientific data regarding the tribe and ascertaining those aspects of their cultural life in art, dance,

* The figures indicate population in thousands according to the cencus.

dress, manners and custom which deserve to be preserved or valued in planning for the progress of the people. The scheme was approved by Government of Bombay in Government Resolution No. MBC 2552 dated 8th December 1954 with a request to start the research work according to the scheme but for the Dubla community alone.

8. The Work was commenced in the last week of January and a Research centre opened at Dharampur, one of the most hilly areas of Surat District. I visited the centre and the neighbouring villages in January before initiating the work and again in March. From this centre, the Research Assistant visited the villages and the area surrounding them in search of information regarding the cultural, social and economic life of the Dublas. Dr. T. B. Naik, the Director of Tribal Research Institute, Chhindwara, Madhya Pradesh paid a visit to the area in February and was helpful in deciding the detailed procedure. The villages visited from the Dharampur centre were Asura, Hanumanjhanpa, Malunpada, Kanurburda, Motaponda, Rajpora, Bhambha, Barsod, Rohina and Tarmalia. The research centre was moved to Maroli, Kesturba Ashram from middle of April to middle of July 1955. Information was obtained by visiting the villages and neighbouring areas ef Mahuvar, Kolagana, Kadoli, Chhinam, Dhaman, Nedod, Maroli-gam, Dabhol, Ponsara, Hansapur, Sisodara.

9. The research centre was shifted in July 1955 to Varad, a predominantly Dubla village nearly three miles away from Bardoli Railway station. A special opportunity was taken to observe the village and tribal customs of the Dublas on the occasion of the 'Divasa' festival which is the most important among that community. From this centre, the villages of Rajapora Pandu, Rayam, Akoti, Astan, Bajipura and Butwada have been visited. But the most important research conducted from this centre pertained to the cultural life especially the festivities, folk-songs, folk-dances and folk-stories connected with the important festivals of *Divaso*, *Norata* (Navaratri preceding Dasera), and *Divali*. We have had ample opportunities to use the camera, and the Tape-recorder, the latter presented special difficulties owing to the absence of electric current and we had to take a special petrol generator. I was present on the first two occasions. I have also visited the Talavia Dublas at Wagra, Ankot, and Argama in Broach District. I have also collected valuable information and literature which will be utilised in writing the final report.

10. An important investigation regarding the inherent intelligence of the Dubla children was conducted at the instance of this society by the willing cooperation of the Baroda University authorities (Faculty of Education and Psychology). A team of research workers shri J. A. Bhagatwalla, Shri M. M. Patel and Kumari F. M. Gandhi headed by Shri T. P. Lele was taken round by our research assistant for eleven days visiting ten villages. 206 children of the ages between 7 and 14 were given performance tests for assessing their intellectual ability. The tests used were (1) Goddard Form Board, (2) Alexandars Pass along test and (3) Koh's Block design test.

The investigators have submitted a preliminary report and drawn the following general statements :—

(1) Children who had attended the schools showed better results than those had never attended a school.

(2) The mean Intelligent Quotient varied from 52 to 69 on Goddard Form Board test, but a few children who had attended a school had Intelligent Quotient's nearing 100.

(3) On the Passalong tests, the mean Intelligent Quotient's of the children varied from 61 to 100.

(4) Koh's Block Design test could not be worked by most of the children. Only 46 out of 206 children could work the test as they probably had some experience of primary school.

(5) The mean Intelligent Quotient went on decreasing as the chronological age went on increasing.

(6) A significant observation was that, on the Passalong test, while the Intelligent Quotient was 100 in the case of children of age group 7 and 8, it went on decreasing with the advancing age till it recorded only 69 for the age 14. It shows that though the children are not deficient in their inborn intellectual capacity, as they grow old, they lag behind other children. Evidently they not able to make use of the facilities for intellectual advancement available to them.

(7) The general conclusion is that Dubla children attending schools are not intellectually inferior ; and if they get opportunities and facilities to develop their potential capacities, they can score well.

11. The Government of Bombay has subsequently accepted my suggestion to extend the research to the Dhodia and Naika-Naikda tribes in Surat district. This means expansion of the work requiring greater coordination, an more comprehensive survey of the villages. The advantage will be that a more thorough survey of the tribal population will be available for the purpose of the welfare measures for each of them. The society has thus started a TRIBAL RESEARCH UNIT as a part of the Institute of Social Research contemplated for the last several years.

12. Here I should like to mention one point which I made in my paper on "Certain essentials in Tribal Research" submitted to the third conference for tribes and tribal (scheduled) areas held at Jagdalpur (Bastar district) in March 1955, and inaugurated by the Prime Minister. I suggested a standard pattern of research, with the usual local variations, for tribal populations which would facilitate the preparation of detailed schemes for bringing the tribal people into a line, with normal rural pattern of life of the local area without disturbing their culture and confidence. The doctrine of isolation of tribes is abandoned and was

never applicable for the tribes of Gujarat whose progress and culture have developed along their own lines. The research, therefore, does not overlook the welfare needs of the tribes.

13. A special number of the Journal of Gujarat Research Society wholly devoted to the papers on various aspects of the tribal life of the Dubla people. It has brought out the views of the eminent social workers some of whom have devoted almost a life-time of work among these communities. These papers are prepared in Gujarati—the object being twofold. One is to get the facts further verified before preparing the final report ; and the other, to see the reactions of the educated section of the Dubla tribe. It is seldom that anthropologists try to know what the tribes think of them but we hope to get an opportunity to discuss our views in print with the tribal people before we finalise them.

25th November 1956 P. G. SHAH.

---

# સમીક્ષા

**ખેડા સત્યાગ્રહ (૧૯૧૭-૧૯૧૮):** લેખક: શંકરલાલ દ્વારકાદાસ પરીખ, પૃ. ૩૧૪. કિંમત રૂપિઆ ત્રણ. પ્રાપ્તિસ્થાન. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલની પ્રસ્તાવના સાથે પ્રસિદ્ધ થયેલી. આ બીજી આવૃત્તિ શ્રી ગણેશ વાસુદેવ માવળંકર, પ્રમુખ સાબરમતી આશ્રમ ટ્રસ્ટ એમના આમુખ સાથે પ્રસિદ્ધ થાય છે.

દરેક દેશની પ્રજા પોતાના સ્વાતંત્ર્યનો ઇતિહાસ ગર્વ અને પ્રેમથી પૂજે છે. હિંદને સ્વરાજ્ય અપાવનાર રાષ્ટ્રપિતા ગાંધીજીની વિશિષ્ટ કાર્યપદ્ધતિ તેમણે પહેલા ચંપારણમાં અજમાવી; પછી ખેડા સત્યાગ્રહમાં ખીલવી અને બારડોલી સત્યાગ્રહમાં સંપૂર્ણ વિકસિત થઇ. ગાંધીજી ૧૯૧૫માં આફ્રિકાથી પાછા ફર્યા હતા તે વખતે તેમની દેશમાં પિછાન ઓછી હતી. સર ફીરોઝશાહ મહેતાએ ગાંધીજીને ઠપકો આપ્યો હતો કારણ કે અંગુઠાની છાપ નહીં આપવાના સિદ્ધાન્તમાં છૂટછાટ મુકવી પડી હતી. પરંતુ એજ વર્ષમાં ગાંધીજીએ પોતાની નવી પદ્ધતિને વિજયશાળી બનાવી અને દેશસેવક તરીકે અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું. એમની નવી પદ્ધતિનું મધ્યબિંદુ શું હતું તે જાણવાનું આ પુસ્તકમાંથી મળે છે: "કોઇ પણ પ્રજાને દુ:ખ કે અસંતોષ હોય તો પ્રથમ તેમનો સત્યાંશ ખોળી કાઢવો અને સત્ય જે પ્રમાણે પ્રતીત થાય તે પ્રમાણેજ દુ:ખ કે અસંતોષ દૂર કરવા પ્રયત્ન કરવો. તેમાં પ્રથમ પગલા તરીકે સરકારની નજરે સત્યસ્થિતિ લાવવી અને જેટલે દરજ્જે સરકાર એ દુ:ખનું નિવારણ કરી શકે તેટલે દરજ્જે તે દૂર કરવા સરકારને વિનંતી કરવી. સાથે સાથે પ્રજાની જે ભૂલ હોય તો તે પ્રજાની નજરે આણવી અને પ્રજાએ જે કાંઈ કરવાપણું હોય તે કરવા પ્રજાને પણ આગ્રહ કરવો. પણ પ્રજાની ન્યાયી માગણીની સરકાર અવગણના કરે તો સરકાર સાથે સહકાર કરતા હોવા છતાં પણ સરકારનો તેટલા પૂરતો વિરોધ કરવો અને તે એટલે સુધી કે છેવટે સરકારી હુકમોનો અનાદર કરવો એ બીજું પગલું."

ખેડા સત્યાગ્રહ એ સ્વતંત્રતાનાં ઇતિહાસમાં પ્રથમ ક્રાંતિકારક ઘટના ગણાય. તેનું મહત્ત્વ અસામાન્ય છે અને તેના ઇતિહાસનું વાચન બોધદાયક, સ્ફૂર્તિદાયક અને આનંદદાયક છે. આવું સુંદર પુસ્તક લખવા માટે અને તેની વર્ધિત શોધિત આવૃત્તિ તૈયાર કરવા માટે આદર્શ સત્યાગ્રહી શ્રી શંકરલાલને અનેક ધન્યવાદ.

**દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ:** એમની સૌરાષ્ટ્રીયભાષા, સાહિત્ય પરંપરા અને સંસ્કાર પ્રણાલિ, લેખક: ઇશ્વરલાલ ર. દવે, એમ.એ. સૌરાષ્ટ્ર સંશોધન મંડળ, રાજકોટ, પૃ. ૨૧૨, સચિત્ર. રૂ. ૨·૧૨.

સૌરાષ્ટ્ર સંશોધન મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક ઘણી રીતે આવકાર્ય છે. જ્યારે ૧૯૪૮માં ગુજરાત સંશોધન મંડળના આદિપ્રમુખ શ્રી હરસિંધ્ધભાઈ દ્વિવેદીઆ સૌરાષ્ટ્રની હાઈકોર્ટના મુખ્ય ન્યાયધિશ હતા; ત્યારે ગુજરાત સંશોધન મંડળની શાખા ભાવનગર કે રાજકોટ કાઢવી તે વિષે ચર્ચા થઈ હતો. તેના પરિણામે રાજકોટ ખાતે સૌરાષ્ટ્ર સંશોધન મંડળ

સ્થાપાયું. સૌરાષ્ટ્ર સંશોધન મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલા આ પ્રથમ પુસ્તક માટે અનેક ધન્યવાદ.

દક્ષિણ ભારતમાં સૌરાષ્ટ્રી નામથી ઓળખાતી (વણકરના ઉદ્યોગમાં મુખ્ય રીતે કામ કરતી) પ્રજાએ મદ્રાસ પ્રાંતની સંસ્કૃતિમાં સારો ફાળો આપ્યો છે: ખાસ કરીને મદુરા અને ટ્રીચીનોપોલી અને કોડાઈકનાલમાં તેમના વિશાળ બંગલાઓ અને કાર્યાલયો ધ્યાન ખેંચે એવા છે. પરંતુ તેમનો સામાન્ય વર્ગ સાધારણ સ્થિતિમાં છે અને કેટલાએક ગરીબ પણ છે. તેઓ જનોઈ પહેરે છે અને બ્રાહ્મણ ગણાય છે; તે ઉપરાંત તેમને પછાત કોમોના હક્કો પણ આપવામાં આવ્યા છે. તેઓ સુસંઘટિત અને વ્યવસ્થિત જૂથોમાં રહે છે. તેમના મદુરાના મંદિરમાં દેવમૂર્તિની પૂજા વિધિપૂર્વક કરવામા આવે છે અને દેવના વાહન તરીકે હાથી પણ પાળવાની તેમની શક્તિ છે. તેમની ઘર-ભાષા અને તેમના કેટલાએક રીત રીવાજો ગુજરાતીને અમુક અંશે મળતા આવે છે. પરંતુ બીજી બધી રીતે તેઓ જે દેશમાં ગયા છે તે દેશની સંસ્કૃતિ અપનાવીને પોતાની પ્રગતિ કરી શક્યા છે; તેઓ તાલીમ હિંદી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષા ઉપર સારો કાબુ મેળવી શક્યા છે.

સૌરાષ્ટ્રી ભાષા વિષે ગુજરાત સંશોધન મંડળ ત્રૈમાસિકના જૂલાઈ ૧૯૫૩ ના અંકમાં ડૉ. હરિવલ્લભ ભયાણીએ એક સુંદર લેખ આપ્યો છે. હું પોતે મદુરા અને કોડાઈકનાલ ૧૯૫૪માં ગયો હતો ત્યાર પછી પણ ત્રૈમાસિકના જુલાઈ ૧૯૫૪ના અંકમાં મેં એક લેખ લખ્યો છે. પ્રાધ્યાપક ઈશ્વરલાલ દવેએ પોતાનું કાર્ય ઉત્તમ રીતે કર્યું છે. બે લાખ ઉપરાંતની સંખ્યાની આ જાતિકુલની રસકથા તેમણે સુંદર અભ્યાસપૂર્ણ શૈલીમાં વિપુલ માહિતી આપીને સૌરાષ્ટ્રી ભાષા, સૌરાષ્ટ્રી સાહિત્ય, સૌરાષ્ટ્રી જીવન, સૌરાષ્ટ્રી સંસ્કૃતિનો ઇતિહાસ એ વિષય ઉપર રસમય વિવેચન કર્યું છે. કેવળ સાહિત્ય નહીં પણ સકલ મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ જાતિકુળનું સ્થાનાંતર સંસ્કૃતિ વિનિમય કેવી રીતે થાય છે તે સમજાવનારૂં આ પુસ્તક સંશોધન ચિંતન, અને મનનથી ઘણુ ઉપયોગી થયું છે. આવો જાતિકુલનો સંશોધન ગ્રંથ હજી સુધી ગુજરાતી ભાષામાં પ્રગટ થયો નથી. પ્રાધ્યપક દવેને આ માટે અભિનંદન.

આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી દક્ષિણ હિંદના સૌરાષ્ટ્રી ભાઈઓને તલ સૌરાષ્ટ્રમાં વસવાને માટે સગવડ આપવામાં આવી છે એમ જાણવા મળ્યું છે. આ સંસ્કૃતિ વિનિમયને માટે સૌરાષ્ટ્ર સરકારને ધન્યવાદ.

– **ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા:** ખંડ ૧-૨, પૂર્વાર્ધ, કર્તા : એમ. હિરિયણ્ણા, અનુવાદક સ્વ. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. પૃ. ૨૫૮, કાચું પુઠું રૂા. ત્રણ.

મૈસુર યુનિવર્સિટીના પ્રસિદ્ધ અધ્યાપક શ્રી હિરિયણ્ણાના ભાષણો ઉપરથી તેમણે અંગ્રેજીમાં એક પુસ્તક તૈયાર કરેલું. તેનો અનુવાદ કરવાનું કાર્ય સ્વ. શ્રી ચંદ્રશંકરભાઈને સોંપેલું હતું, પણ તેમાંથી બે ખંડનું જ કાર્ય પુરૂં થાય તે પહેલાં તેમનું અવસાન થયેલું. તેથી અપૂર્ણ અવસ્થામાં જ આ અનુવાદ પ્રસિદ્ધ થાય છે. તે છતાં મૂળલેખકની પ્રતિભા અને તેની વિચારશ્રેણીનો સારો અનુભવ આપણને આ અનુવાદમાં મળે છે. તે ઉપરાંત શ્રી ચંદ્રશંકરભાઈની પ્રાસાદિક ભાષાનો પણ લાભ મળે છે. પંડિત સુખલાલજીની દોરવણી નીચે પુરો થયેલો બાકી રહેલો અનુવાદ પણ સારો થયો છે.

પ્રોફેસર હિરિયણ્ણાનું નામ પ્રસિદ્ધ છે. એમણે આ પુસ્તક મૂળ તો વિશ્વવિદ્યાલયમાં અપાયેલાં પોતાના વ્યાખ્યાનનો વિદ્યાર્થીઓના ઉપયોગને માટે લખેલું, પણ પાછળથી તેમાં સુધારો કરીને સાધારણ વાચકને રસ પડે તેવી રીતે આમાં ભારતીય તત્ત્વજ્ઞાનની સમીક્ષા કરી છે.

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો ઉદય કુતુહલ અથવા આશ્ચર્યની લાગણીમાંથી થયેલો લાગે છે. પરંતુ ભારતવર્ષમાં જીવનમાં પાપ અને દુઃખ જોઈને માણસ તેમાંથી છૂટવાનો ઉપાય શોધવાની તાલાવેલીના પરિણામે આ તત્ત્વજ્ઞાનનો ઉદય થતો હતો એમ કર્તાનું ધારવું છે. તેમાં મતભેદને સ્થાન છે. તત્ત્વજ્ઞાથી હંમેશા ધર્મ અને ધર્મભાવનાના પરિણામ રૂપ છે અને ધાર્મિક ભાવનાથી દબાયેલું તત્ત્વજ્ઞાન જુદુંજ રૂપ પકડે છે. તેથી આ પુસ્તકનો મોહ ધર્મભાવનાથી પ્રેરિત હિંદુ ભારતીય તત્ત્વજ્ઞાનનું નિરૂપણ છે. કેટલાએક ઠેકાણે ધર્મવિચાર અને તત્ત્વજ્ઞાનના વિચારનું અયોગ્ય મિશ્રણ પણ થઈ જાય છે. ત્યાગ, સન્યાસ અને મોક્ષની ભાવનાથી અથવા આદર્શથી કરેલું તત્ત્વચિંતનમાંથી શુદ્ધ સંશોધન કે સિદ્ધાન્તની દૃષ્ટિએ કરેલું ચિંતન જુદું પડવુંજ જોઈએ. તે છતાં પ્રોફેસર હિરિયણ્ણાની વિચાર શ્રેણીનું શુભ પરિણામ નોંધવા જેવું છે. તેમણે વેદાન્તના મોક્ષવાદ બુદ્ધના નિર્વાણવાદની સમીક્ષા કરીને બતાવ્યું છે કે ભારતીય તત્ત્વજ્ઞાનમાં વ્યક્તિ અને સમાજનું હિત એક બીજાથી જુદા નથી પણ એક અને અભિન્ન છે. તેથી વ્યક્તિગત મોક્ષ ઉપર ભાર મુકવા કરતાં સમાજહિત અને સમાજ સેવા વધારે કલ્યાણકારક છે એ ગાંધીજીના સિદ્ધાન્તને અર્વાચીન તત્ત્વજ્ઞાનનો ટેકો મળે છે.

આખું પુસ્તક ભારતીય વિચારધારાનું સુંદર રીતે નિરૂપણ કરે છે. વેદયુગમાં ઉપનિષદનું ચિંતન અને વેદોત્તરનું ચિંતન એમ બે વિભાગ; અને વેદોત્તર યુગમાં કર્મકાંડ, યજ્ઞયાગાદિ કર્મકાંડ, અદ્વૈત બ્રહ્મવાદ, સેશ્વરવાદ, નાસ્તિકવાદ, યોગમાર્ગ, ભગવદ્ગીતા, બૌદ્ધ દર્શન અને જૈન દર્શન વગેરે ખંડો અને ઉપખંડો ઉપર લેખકે અર્થગામી અને સરળ વિવેચન કર્યું છે.

---

# સંશોધન સમાચાર

## ગુજરાતી સાહિત્ય-સંસ્કારના બે મહોત્સવો

દરેક પ્રજા પોતાની સાહિત્ય પ્રવૃત્તિને માટે અભિમાન અને ગર્વ રાખે એ સર્વ રીતે યોગ્યજ છે. એ નિયમે ગુજરાતી સાહિત્ય પરિષદના સંમેલનો માટે આખી ગુજરાતી પ્રજા—હિંદુ, મુસ્લીમ કે ઈસાઈ આકર્ષાય છે, અને નડિઆદમાં ભરાયેલું ૧૯મું અધિવેશન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. તેના અનેક કારણો છે. પ્રથમ તો આ સંમેલન ગુજરાતના આદ્ય આર્ષદ્રષ્ટા શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના જન્મશતાબ્દી દિવસ-વિજયાદશમીને બીજે દિવસે ભરાયું હતું. બીજું આ પરિષદ્નો પચાસમા વર્ષનો સુવર્ણ ઉત્સવ હતો. ત્રીજું નડીઆદમાંજ પરીષદ્નું ત્રીજું અધિવેશન હતું. પહેલા ૧૯૨૮ના અધિવેશનમાં બંધારણની ચર્ચા થઇ હતી અને બીજા ૧૯૩૧ના અધિવેશનમાં બંધારણ નક્કી થયું હતું અને આ ત્રીજા ૧૯૫૫ના અધિવેશનમાં બંધારણ સુધારવાની કમિટી નીમાઈ હતી. ચોથું લક્ષણ રાજ્યપાલની પદવી ધરાવતા વિદ્વાનો ડૉ. કનૈયાલાલ મુનશી (પ્રમુખ તરીકે) અને ડૉ. હરેકૃષ્ણ મહેતાબ (ઉદ્ઘાટક મંગળ પ્રવચનકાર) ની હાજરી, નડીઆદ જેવા નાના ૭૫૦૦૦ની વસ્તી જેવા શહેરમાં પણ ત્રણ ત્રણ વાર સાહિત્ય પરિષદ્ ભરાય એ તે શહેરની જનતારા તેમજ ઉમંગ, વિદ્વાનો, કાર્યકરો, વિચારકો, સાહિત્યકારો અને સાહિત્ય-રસિક ધનવાનો, કાર્યદક્ષી વ્યાવહારિક સજ્જનોની શક્તિનું ભાન કરાવે છે. ઉત્સવના સ્થળો-સંતરામના મંદિરનો ભવ્ય વિશાળ ચોગાન અને વિઠ્ઠલ કન્યા વિદ્યાલયનું મકાન-પણ આજ પ્રકારની કાર્યદક્ષતાના પ્રતીકરૂપ છે. નડીઆદી પ્રજાની મહેમાનગીરી અને ઉત્સવ પ્રેમ એ ચરોતરી પ્રદેશની અપૂર્વ પ્રસાદી છે. આ વસ્તીમાંથી લગભગ ૨૦૦૦-૩૦૦૦ વિદ્યાર્થીઓ આવા સંમેલનોમાં હાજર રહે તે એક રીતે શુભ ચિહ્ન છે; તેમની હાજરીને લીધે મંડપમાં કોલાહલ થાય કે મનોરંજન કાર્યમાં અવ્યવસ્થા પ્રસરે તો તે ક્ષમાપાત્ર છે. એકંદર આ સંસ્કારઉત્સવે પ્રેક્ષકો અને સભ્યોના મન પર સંતોષ અને આનંદની સૌરભ રેલાવી હતી.

ગોવર્ધનશતાબ્દી મહોત્સવનો વિજયાદશમીનો દિવસ સુંદર કાર્યક્રમથી ભરપુર હતો. અને તેનાથી શ્રોતાજનો અને કાર્યકરોને અત્યાનંદ પ્રાપ્ત થયો. શતાબ્દી મહોત્સવ સમિતિના પ્રમુખ નાયબપ્રધાન શ્રી. બાબુભાઇ જશભાઈ પટેલ, મહોત્સવ ઉદ્ઘાટક દિવાન બહાદુર શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ ૮૯ વર્ષે કરેલું ભાષણ, પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીનું ભાષણ—એ બધાયે સારી શૈલીમાં લખાયેલા અને સારી રીતે વંચાયેલા ભાષણોને શ્રોતાજનોએ સુયોગ્ય રીતે વધાવી લીધાં હતાં. શ્રી ગોવર્ધનરામની પ્રતિમાની અનાવરણ વિધિ અને શ્રી ગોવર્ધનરામ સ્મારક ગ્રંથ પ્રકાશન વિધિને પણ સારો આવકાર મળ્યો. શતાબ્દી મહોત્સવ સમિતિને આને માટે જરૂર અભિનંદન ઘટે છે. જો કે એક રીતે જોતાં ગોવર્ધનરામ જેવા અર્વાચીન ગુજરાતની સંસ્કૃતિના સર્જક અને સાહિત્યસ્વામીના સ્મારક માટે ઘણું વધારે કરવાની જરૂર રહે છે; તેમના રહેવાનું ઘર પ્રજાએ હાથમાં લઇને પ્રજાકીય-સાર્વજનિક-રક્ષિત સ્મારક મંદિર monument તરીકે રાખવું જોઇએ. સ્ટ્રેટફર્ડમાં શેકસપીયરનું સ્મારક અને ફ્રેન્કફર્ટમાં ગેટેના ઘરનું સ્મારક જેમણે જોયું હોય તેને જરૂર લાગે કે ગોવર્ધન સ્મારક માટે ગુજરાતે નાણા ખર્ચવાં જોઇએ. તેમનાં અપ્રસિદ્ધ પુસ્તકોને પ્રસિદ્ધ કરવાની યોજનાઓ થઈ રહી છે. બીજા દેશોમાં સાહિત્યકારોની કિંમત થાય છે. તેમની

લેખન સાધનો-તેમના મેજ-ખુરસી-કલમ-પુસ્તકાલય-"પુસ્તક ચકરડી"-જે કૃષ્ણલાલભાઈએ વર્ણવેલી તે બધાં હજુ હાજર છે. તેમના પુસ્તકોમાં અને ખાસ કરીને લીલાવતી જીવનકલામાં વર્ણવેલાં તેમના કુટુમ્બ જીવનના પ્રસંગો દર્શાવતું તેમનું કાર્યાલય હજુ મોજુદ છે. તેમનું રક્ષણ કરીને પ્રજાએ આ મહાપુરૂષ તરફ વધારે ઊંડો આદરભાવ દર્શાવવાની જરૂર છે. આ ફરજમાં મહોત્સવ સમિતિ પાછળ નહિ પડે એમ આશા રાખી શકાય.

ગોવર્ધનશતાબ્દી મહોત્સવના પ્રમાણમાં સાહિત્ય પરિષદનો સુવર્ણ મહોત્સવ ફીક્કો ગણાય. શ્રી ગોવર્ધનરામના વિષે થયેલાં પ્રવચનો-ખાસ કરીને શ્રી શાન્તિલાલ ઠાકર, શ્રી ઉપેન્દ્ર પંડ્યા, ડૉ. કાન્તિલાલ પંડ્યા, શ્રી કિસનસિંહ ચાવડાનાં-ધ્યાન ખેંચી રહ્યાં હતાં. રાત્રે સરસ્વતીચંદ્રનો નાટ્ય પ્રયોગ કવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટની મદદથી સ્થાનિક કલાકારોએ સારી રીતે ભજવ્યો હતો.

સાહિત્યપરિષદનો સુવર્ણ મહોત્સવ સાધારણ પ્રણાલિકા પ્રમાણે સત્કાર મંડળના પ્રમુખ ડૉ. કાન્તિલાલ પંડ્યાના પ્રવચનથી શરૂ થયો. તેમણે ૭૦ વર્ષની ઉંમર હોવા છતાં અને શારીરિક અસ્વસ્થતા હોવા છતાં ઘણી સુંદર રીતે પોતાના વિધાનો રજુ કર્યાં હતાં. તેમણે ગુજરાતી ભાષામાં વિજ્ઞાનના સાહિત્યના વિકાસને માટે, સાહિત્ય પરિષદ આખી ગુજરાતી પ્રજાની છે તે વિષે, અને બંધારણ સંબંધી વિચારણામાં સર્વગામી સહકારને માટે વિજ્ઞપ્તિ કરી. "આપણા જીવનના સર્વ પ્રશ્નો, આપણે સૌ સાફ દિલથી ભેગા મળી નિહાળીએ, ચર્ચીએ; તેમાંથી રસ્તા કાઢીએ. આ રસ્તાઓ ઉપર સૌ સાથે જઈએ. આવો ઊંડો સર્વગામી સહચાર એ આપણી સંસ્થાનો મુખ્ય હેતુ છે."

ત્યાર પછી મુંબઈ રાજ્યના રાજ્યપાલ અને પ્રસિદ્ધ ઉડીઆ ભાષાના વિદ્વાન લેખક અને કવિ ડૉ. હરેકૃષ્ણ મહેતાએ પોતાની લાક્ષણિક હિન્દીભાષામાં ગુજરાતની અપૂર્વ વ્યાવહારિકતાના વખાણ કર્યાં હતાં; ગુજરાતમાં લક્ષ્મી અને સરસ્વતી બંનેની સુયોગ્ય રીતે અને સાથે પૂજા થાય છે એ ગુજરાતી સંસ્કૃતિનું અપૂર્વ લક્ષણ ગણાય.

ઉદ્ઘાટન ભાષણ પછી સંદેશાઓ વંચાયા હતાં. પછી પરિષદ્‌ના કાર્યદક્ષ મંત્રી શ્રી જયકૃષ્ણ દવેએ ગુજરાતી સાહિત્યપરિષદના સુવર્ણ મહોત્સવ પ્રસંગે પરિષદપ્રવૃત્તિ અને અર્વાચીન સારસ્વત પ્રવાહ એ પુસ્તિકા પરિષદને અર્પણ કરી હતી. શ્રી રામનારાયણ પાઠકના છંદશાસ્ત્રનો બૃહતગ્રંથ પણ શ્રી ચૈતન્યપ્રસાદે ભારતીય વિદ્યાભવન તરફથી પ્રસિદ્ધ થયેલ જાહેર કરવામાં આવ્યો હતો. ગુજરાત સંશોધન મંડળ તરફથી શ્રી પોપટલાલ શાહે પણ ઇતિહાસ અને સંસ્કૃતિ વિષે તે મંડળના ત્રૈમાસિકનો ખાસ અંક પરિષદને અર્પણ કર્યો હતો.

પ્રમુખ ડૉ. કનૈયાલાલ મુનશીનું ભાષણ તેમની અપૂર્વ છટા અને પ્રતિભા સાથે વાંચવામાં આવ્યું હતું. તેમની ત્રીજી વખતની પ્રમુખ તરીકેની વરણી વિરૂદ્ધ જે કાંઈ અભિપ્રાયો દર્શાવાયા હતા તે તેમને આ ભાષણ વખતે મળેલા સત્કાર અને માનથી ખોટા ઠર્યા હતા. સાહિત્યનો આદર્શ અને ધોરણ વિષે બોલતાં તેમણે કહ્યું કે "કલાકારોને ઇશ્વરે સમૃદ્ધ આંતર વૈભવ આપ્યો છે, તેજ તેમની જીવનયાત્રા સફળ કરવાનું ક્ષેત્ર અને સાધન બને છે. તેથીજ કલાકારોને કહું છું કે એનો છેહ કરશો નહીં. એના પર કોઈને જંજીરો બાંધવા દેશો નહીં. એને કલાસ્વામીઓની ઉષ્મા આપજો અનુભવના આંસુથી એના ઉપર જલસિંચન કરજો. ગરીબીથી ગભરાશો નહીં,

તૃપ્તિથી વિમુખ રહેજો. જગતના પ્રલોભનો અને ડરામણોથી બેપરવા બનજો. સૂક્ષ્મબનેલી સ્વાનુભવ શક્તિથી સમૃદ્ધ થયેલા તમારા આંતર વૈભવને નગ્નરૂપે અને નિસ્સંકોચ પણે સાહિત્યમાં મૂર્ત કરજો, આત્મશ્રધા થી ચળશો નહીં."

પરિષદના બંધારણ વિષેની ચર્ચાનું શુભ સમાધાન થયું હતું. પ્રમુખે બંધારણ સમિતિ નીમીને તેની ભલામણ ઉપર અમલ કરવાનું વચન આપ્યું તેથી શાન્તિ અને સહકારનું વાતાવરણ સારી રીતે જામ્યું.

પરિષદની પ્રણાલિકા પ્રમાણે વિભાગી પ્રમુખના ભાષણોનું વાચન કેટલાએકનું મંડપમા થયું હતું, તે પહેલાં કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન નડીયાદના વતની પણ મધ્યપ્રદેશમાં વસીને મધ્ય-પ્રદેશની વિધાન સભાના સદ્‌સ્ય બનેલા શ્રી મનોહરભાઈ બાબાભાઈ પટેલે કર્યું હતું. તેમનું ભાષણ હિંદી ભાષામાં હતું. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગુજરાતમાં હિંદી ભાષાને માટે કેટલું માન છે.

સાહિત્યવિભાગના પ્રમુખ શ્રી ઉમાશંકર જોષી એ "કવિની સાધના" વિષે મનનીય અને અભ્યાસપૂર્ણ ભાષણ કર્યું હતુ. કવિઓ પોતાની સાધના કેવી રીતે પ્રાપ્ત કરે છે તેનાં ત્રણ સોપાનોનો પરિચય આપીને તેમણે પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ સુંદર રુપમાં આવ્યો હતો.

કલા વિભાગના પ્રમુખ ડોકટર ડી. જી. વ્યાસે ગુજરાતમા રંગભૂમિની વિશિષ્ટતાઓ દર્શાવીને નવાયુગમાં તેના પુનરુત્થાન માટે ઉપયોગી સૂચનાઓ કરી હતી. તેમાં સંગીતને જનતા સુધી પહોંચાડવાની તેમની માંગણી ઉપર જરૂર ધ્યાન અપાશે એમ લાગે છે.

પત્રકાર વિભાગના પ્રમુખ શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈએ લોકશિક્ષણ, સાહિત્ય અને પત્રકારી વિષે પોતાના અનુભવો અને અભિપ્રાયો જણાવ્યા હતા અને ગાંધીજીના આદર્શ શબ્દો દ્વારા અંતમાં ભાર મૂકયો હતો કે "વર્તમાન પત્રો સેવાભાવથી જ ચલાવાં જોઈએ. વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે. પણ જેમ નિરંકુશ પાણીનો ધોધ ગામના ગામ ડૂબાવે છે અને પાકનો નાશ કરે છે, તેમ નિરંકુશ કલમનો ધોધ નાશ કરે છે. એ અંકુશ બહારથી આવે તો તે નિરંકુશતા કરતા વધારે ઝેરી નીવડે છે. અંદરનો અંકુશજ લાભદાયી હોઈ શકે."

પુરાતત્વ સંશોધન વિભાગના પ્રમુખ ડૉ. ભોગીલાલ સાંડેસરા એ "ગુજરાતમાં પુરાતત્વ સંશોધન" એ વિષયમાં ભાવિ કાર્ય પરત્વે તેમના વિચારો અને સૂચનો રજુ કર્યાં હતાં. ગુજરાતમાં ઐતિહાસિક સંશોધનની સામગ્રી અપાર હોવા છતાં તેને અનુરૂપ સંશોધન કાર્ય હજી થઇ શકયું નથી અને ગુજરાતના પ્રાદેશિક ઇતિહાસની અગત્ય વિષે તેમણે ખાસ ભાર મૂકયો હતો.

વિજ્ઞાન વિભાગના પ્રમુખ પ્રીન્સીપાલ ડૉ. રતિલાલ દેવચંદ આડતીઆના ભાષણમાં અર્વાચીન વિજ્ઞાનની શોધો—અણુયુગમાં અણુશક્તિના શાન્તિના ઉદ્યોગો માટેનો ઉપયોગ—એન્ટી બાયોટીક ઔષધોની શોધ—ગુજરાતીમાં થતું ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક સંશોધન—ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક સાહિત્ય-વિજ્ઞાનનું તત્ત્વજ્ઞાન—એ વિષયો ઉપર માહિતીપૂર્ણ ચર્ચા કરી હતી.

ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠકના વ્યાખ્યાનનો વિષય "આધુનિક યુરોપીય ફીલસુફીમાં શ્રી અરવિન્દના તત્ત્વદર્શનનું સ્થાન" જરા અપ્રાસંગિક લાગતું હતું. પરંતુ તેમણે એક નવો વિચાર દર્શાવ્યો હતો કે ચિત્તવિજ્ઞાનની પાશ્ચાત્ય પદ્ધતિમાં આત્મજ્ઞાનના મૂલ્યાંકનો દાખલ કરવા જોઈએ અને યોગમાર્ગ ભૂમિકાનો સ્વીકાર કરવો જોઈએ.

કેળવણી સંસ્કાર વિભાગના પ્રમુખ પ્રીન્સીપાલ લાલભાઈ દેસાઈએ કેળવણીના પ્રશ્નો ચર્ચ્યા હતા. માતૃભાષાદ્વારા સંપૂર્ણ શિક્ષણ આપવું જોઈએ એ તેમના વિચારને શ્રોતાજનો તરફથી સારો ટેકો મળ્યો હતો. પરંતુ વિચાર શ્રેણીમાં એક ભૂલ રહી જાય છે કે એક કરતાં વધારે ભાષા શીખવાથી બાળકો કે કિશોરોના બુદ્ધિવિકાસને હાનિ થતી નથી એવું સંશોધન થી સાબિત થયું છે.

વિભાગી પ્રમુખોના ભાષણો ઉપરાંત આવેલા સારા નિબંધો વાંચવામાં આવ્યા હતા. એકંદર પરિષદ્‌માં સંતોષનું વાતાવરણ જામેલું હતું. હાજર રહેલા બધા સાહિત્યકારો ('સાક્ષર' શબ્દ હવે નિરક્ષરતાનું પ્રમાણ ઓછું જતું હોવાથી અર્થહીન થયો છે)ની પરિચય વિધિ નવી ગણાય. વયોવૃદ્ધ તેમજ સ્ત્રી સાહિત્યકારોને મંચ ઉપર બોલાવીને કરાવવામાં આવેલી ઓળખાણ થી ગુજરાતની સાહિત્યપ્રેમી જનતાને ઘણો આનંદ અને લાભ થયો હતો.

સાહિત્ય પરિષદના સંમેલનો ઠરાવો કરીને છૂટા પડે છે, પણ આ વખતે બહુ સાદા અને ઓછા ઠરાવો પસાર કરવામાં આવ્યા. ગુજરાતની સાંસ્કૃતિક સમીક્ષા (સરવે) કરવાને માટે અથવા તો સાહિત્ય પરિષદને માટે સ્થાયી મકાનને માટેના વિચારોને વિષયવિચારણી સભામાં ઉત્તેજન મળ્યું ન હતું. બંધારણના સંબંધમાં એક સમિતિ નીમાવાથી સમાધાન થઈ ગયું હતું. પાંચ પ્રસ્તાવો સંમેલન સમક્ષ રજૂ કરવામાં આવ્યા હતા. તેમાંથી ત્રણ તો સાહિત્ય પરિષદ પ્રમુખો અને બીજા મહાનુભાવોના દુઃખદ અવસાનોના સંબંધમાં હતા. ચોથા પ્રસ્તાવમાં પ્રાદેશિક પુનર્ઘટના સમિતિની ભલામણોના સંબંધમાં ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ કરેલો ઠરાવ પરિષદે અત્યાર સુધી વ્યક્ત કરેલી અભિલાષાઓ અને મંતવ્યો અનુરૂપ હોવાથી તેનું સમર્થન કર્યું હતું. તે પ્રસંગે શ્રી હરસિદ્ધભાઈ દીવટીઆ, શ્રીમતી લીલાવતી મુન્શી અને શ્રી બાબુભાઈ જશભાઈના ભાષણો મનનીય હતાં. છેલ્લા પ્રસ્તાવમાં ગુજરાત આદિ કવિ અને ભક્ત શિરોમણી નરસિંહ મહેતાનો પંચશતાબ્દી મહોત્સવ ઇ. સ. ૧૯૫૬માં ઉજવવા માટે વ્યવસ્થા કરવાને માટે મધ્યસ્થ સભાને ભલામણ કરવામાં આવી હતી.

દરેક પરિષદમાં રંજનકાર્ય માટે ખાસ રસ અને મહેનત લેવામાં આવે છે. આ વખતે પણ તેને માટે લેવામાં આવેલી કાળજી અને તૈયારીથી સંમેલન લોકપ્રિય થયું હતું. મુંબઈથી ભારતીય વિદ્યા ભવનના કલાકારોએ "રામશબરી"ની નૃત્ય નાટિકા ભજવી હતી. વડોદરાથી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ "ધરા ગુર્જરી" એ નાટિકા સુંદર અભિનયથી રજુ કરી હતી. સ્થાનિક કલાકારોએ પણ "સરસ્વતીચંદ્ર" નાટક થી અને નૃત્ય-રાસ અને ગરબાથી મનોરંજન કાર્યમાં ખાસ સહાય આપી હતી.

ગોવર્ધન શતાબ્દી અને પરિષદ્‌નો સમારંભ ત્રણ દિવસનો સારસ્વત ઉત્સવ ચિરસ્મરણીય રહેશે. એકંદર બધી વ્યવસ્થા સારી રીતે થઈ હતી અને તે ઉપરાંત તેમાં રહેલો સદ્‌ભાવ અને

સદ્દવૃત્તિ એ પ્રેક્ષકો અને સાહિત્યકારોના મન ઉપર સારી છાપ પાડી હતી. પ્રમુખ શ્રીનું વિદાય-વચન પણ આ સૌમ્ય વાતાવરણમાં ઉપકારક હતું. જૂદા પડતી વખતે બધાના મનમાં આ ત્રણ દિવસની સરસ્વતીની ઉપાસનામાં સંભારણા ઘણા સમય સુધી ટકશે. પરિષદ્ સકળ ગુજરાતનો મહામહોત્સવ છે અને તેને માટે બધાને આદર, પ્રેમ અને ગૌરવ છે તેની ખાત્રી બધાને થઈ.

**પો. ગો. શાહ**

## અણુશકિતનો માનવતા માટે ઉપયોગ

"At hand is a rich opportunity to restore old ties of free scientific communication which have been disrupted for so many years."

— પ્રેસીડેન્ટ આઈઝેનહોવરના જીનીવા અણુ પરિષદ્દના સંદેશામાંથી

છેલ્લા મહાયુદ્ધની મહાન શોધોમાંની એક અણુશક્તિ છે. તેનો સંહારાત્મક ઉપયોગ અણુબોમ્બની બનાવટમાં થયો. જાપાનના હિરોશીમા અને નાગાસાકીનો સંહાર સર્જાયો. હવેના યુદ્ધોતર કાળમાં તેનો ઉપયોગ જનહિતાર્થે થાય એવા ચક્રો ચાલુ થયાં છે અને એ અર્થે ગયા ઑગસ્ટ માસમાં એક પરિષદ્ જીનીવામાં મળી હતી. દુનિયાની શાંતિ અર્થે લેવાયેલા અનેક પગલાંઓમાં આ પરિષદ્ મહત્તાપૂર્ણ છે.

પરિષદની બેઠક ૧૩ દિવસ ચાલી હતી અને લગભગ ૭૦ બેઠકો થઈ હતી. આ પરિષદનો એક મોટો દેખીતો ફાયદો એ થયો કે જુદા જુદા રાષ્ટ્રના વિજ્ઞાનીઓ એક બીજાના સમાગમમાં નહોતા આવી શક્તા, તેઓએ ભેગા થઇને અરસપરસ સંપર્ક સાધ્યો અને વિચારવિનિમય કર્યો. પરિણામે અણુશક્તિ અંગે સંશોધન અને ખીલવણી અંગે જે એક પ્રકારનો અંધકાર પડદો ઉભો થયો હતો તે દૂર થયો અને બ્રિટન, અમેરિકા અને રશિયા જેવી મોટી "અણુસત્તાઓ"એ જે સંશોધન અણુક્ષેત્રમાં કર્યું છે તે એક બીજાની જાણમાં આવ્યું.

પરિષદ્દમાં રજુ થયેલા સંશોધન લેખો સંખ્યાબંધ હતા. તેમના કાગળનું વજન લગભગ બસો ટન જેટલું થાય છે! એક હજાર લેખોનો એક સેટ પાંચ ફૂટ જેટલો ઊંચો થયો હતો. આમાંથી માત્ર ૩૦૦ જેટલાજ વાંચી અને ચર્ચી શકાયા હતા.

પરિષદમાં ભાગ લેનારને ૭૨ રાષ્ટ્રોના વૈજ્ઞાનિકો આવ્યા હતા, રાષ્ટ્રસંઘના મહામંત્રી શ્રી હેમર સ્કોલ્ડે પરિષદ્દના ઉદ્દ્ઘાટન વખતે પૂછ્યું તેમ 'માનવજાતના ઇતિહાસમાં દૂર દૂરના ભિન્ન ભિન્ન દેશોના આટલા બધા વિજ્ઞાનીઓ પોતાનું જ્ઞાન વધારવા અને એ દ્વારા દુનિયામાં શાંતિ પ્રસારવા ભેગા થાય એ શું આ પરિષદ્દની વિશેષતા નથી?'

આ પ્રશ્નના જવાબમાં ઘણા મુદ્દાઓ સમાયેલા છે. આજ સુધીની તવારીખમાં રાષ્ટ્રોએ શાન્તિની નવી ઉત્પત્તિની ગુપ્તતાઓ આ રીતે ભેગા મળીને ખુલ્લી કરી નથી; સત્તાની સ્પર્ધા જતી કરીને આમ ભેગા મળીને ચર્ચા કરી નથી. માનવ જાતને માટે આ પરિષદ્ એક શુભ ચિહ્ન છે. સંહારના શસ્ત્રો સર્જન માટે વપરાય એ શું એક શુભ પ્રસ્થાન નથી?

પરિષદ્ અંગે અણુશક્તિના બે પ્રદર્શનો ભરવામાં આવ્યાં હતાં. અણુશક્તિના ઔદ્યોગિક ઉપયોગ બતાવવામાં આવ્યા હતા. પરિણામે ઘણા ઉદ્યોગપતિઓ વિજ્ઞાનીઓ સાથે ગુફતેગો કરતાં જોવામાં આવ્યા હતા. અણુશક્તિનો ઉપયોગ સંચા ચલાવવા માટે કરવા એન્જીનીયરો પણ આ પરિષદમાં ભાગ લેવા આવ્યા હતા. ઇંગ્લીશ ઇલેકટ્રીક, જી.ઈ.સી, પારસન્સ, એ.ઇ.

આઈસીં વગેરે વેપારી પેઢીઓના પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા અને પોતપોતાના ક્ષેત્ર પુરતું સંશોધન સમજવા મથી રહ્યા હતા. અણુ વિજ્ઞાન અને અર્થકારણ આમ સહકારમાં આવતા જાય છે.

આપણા દેશે અણુશક્તિનો શાંતિમય ઉપયોગ કરવા માટે દુનિયામાં સૌપ્રથમ આંદોલન કર્યું હતું. આની કદર બુઝવા પરિષદના પ્રમુખ તરીકે આપણા અગ્રગણ્ય વૈજ્ઞાનિક ડો. હોમી ભાભાને પરિષદના પ્રમુખ ચુંટવામાં આવ્યા હતા. ડો. ભાભા આપણા દેશના એટમીક એનર્જી કમીશનના પ્રમુખ છે. પરિષદના ઉદ્‌ઘાટન પ્રવચનમાં પ્રમુખ ડો. ભાભાએ દુનિયાની શક્તિની જરૂરીઆતો અંગે વિશદ સમીક્ષા કરી અને દુનિયાની જરૂરીઆત કરતાં શક્તિ ઓછી પ્રાપ્ય છે એમ બતાવી તેની તંગી પેદા થવાનો સમય આવતો જાય છે એ પ્રત્યે સૌનું ધ્યાન ખેંચ્યું. અણુશક્તિની શોધ, એટલે, આ ઉપયોગી કાર્યમાં યોજાય તો શકિતનું સાધન વધે અને શકિતની ઓછપ દૂર થાય. કોલસો અને તેલ જેવા ખનિજ પદાર્થોનો જથ્થો એકાદ સૈકામાં ખૂટી જશે એટલે શકિત માટે અણુશકિતનો ઉપયોગ કરવો પડશે એ વિષે શંકા નથી. તેમણે એવો અડસટો રજુ કર્યો કે દુનિયામાં પ્રાપ્ય યુરેનિયમ અને થોરિયમ જો અણુવિભાજન માટે વપરાય તો તેઓમાં ૧૭૦૦ કયુ જેટલી શકિત રહેલી છે. (એક કયુ=દશલાખ × દશલાખ × દશલાખ બ્રિટીશ થર્મલ યુનિટની બરાબર થાય છે. એટલે એ એક ગંજાવર એકમ (યુનિટ) છે. ૩૩૦૦૦૦ લાખ ટન જેટલો કોલસો બાળીએ અને જેટલી શકિત ઉત્પન્ન થાય એની બરાબર એક કયુ થાય). ડો. ભાભાએ જણાવ્યું કે અણુશકિતના બુનિયાદી વિચારો સાવ સાદા છે, પરંતુ તેને અંગેનું યંત્રવિજ્ઞાન અતિ અટપટું અને ગુંચવણ ભરેલું છે. કોલસાની ભઠ્ઠીઓ વિગતોમાં ભલે નિરનિરાળી હોય પરંતુ મૂળભૂતરીતે તેની રચના એકસરખા સિદ્ધાંત પર થયેલી છે. કોલસો બાળીને મળતી ઉષ્ણતાનો ઉપયોગ કરવો, એથી ઉલટું અણુશકિત માટે ભઠ્ઠીઓની રચના બુનિયાદી રીતે ઓછામાં ઓછી છ પ્રકારની થઇ શકે. તેનો આધાર બળતણ તરીકે વપરાતા મૂળતત્ત્વોના ગુણધર્મો, નિયામક moderator (જો વપરાતો હોય તો) અને અણુવિભાજન વડે છૂટતી ઉષ્ણતા ખેંચવાની રીત પર રહે છે. (એક પ્રતિનિધિએ જણાવ્યું હતું કે સૈદ્ધાંતિક રીતે ૯૦૦ જાતની જુદી જુદી અણુભઠ્ઠીઓ શક્ય છે).

અણુશકિત પેદા કરવામાં અણુતોડયા પછી રહેતો કચરો અને તેનું મોટું પ્રમાણ અને વાતાવરણમાં જે રેડિયેશનો જાય છે તેનાથી થતા નુકશાન અંગે ડો. ભાભાએ સૌનું ધ્યાન ખેંચ્યું હતું. આ અંગે ખૂબ કાળજીપૂર્વક સાવચેતીની જરૂર છે, નહીતર 'ઉલમાંથી ચૂલમાં' પડવા જેવું થાય—લાભ કરતાં નુકસાન વધી જાય. રેડિયેશનની પ્રાણી સૃષ્ટિ ઉપર અસર સૌને વિદિત છે પરંતુ એની આડકતરી અસર અંગે કાંઇ માહિતી પ્રાપ્ય નથી—ખાસ કરીને માનવવંશ વૃદ્ધિઅંગે." આ અંગે કોઇપણ જોખમ ખેડવા જેવું નથી. વૈજ્ઞાનિક તરીકે આપણી પ્રથમ ફરજ સત્ય સ્થાપવાની છે, અને આ બાબતમાં માનવજાત પ્રત્યેની આપણી ફરજ આપણી રાષ્ટ્રભકિતથી ઉપર રહેવી જોઇએ." અણુશકિતની સંહારાત્મક બાજુ આ પરિષદના કાર્યક્ષેત્રમાં નહોતી છતાં ડો. ભાભાએ તેની ઉપેક્ષા કરી નહોતી. ડો. ભાભાએ કહ્યું કે અણુશકિતની ઔદ્યોગિક ખીલવણી થતાં ઘણા રાષ્ટ્રોના હાથમાં સંહારાત્મક કાર્ય માટે ઉપયોગી તૈયાર પદાર્થોનો મોટો જથ્થો ભેગો થશે, જેમાંથી અણુહથિયારો સહેલાઇથી બનાવી શકાય. એટલે "અણુશકિતનો ઉદ્યોગ સાર્વત્રિક થતાં એક આંતરરાષ્ટ્રીય સંસ્થાની જરૂર ઉભી થશે, જેના

સભ્યોએ શાંતિ જાળવવા કટીબંધ રહેવું પડશે." પોતાના ભાષણના અંતમાં ડૉ. ભાભાએ આગાહી કરી કે આવતા વીસ વર્ષમાં હાઈડ્રોજન બોમ્બ (fusion)ની શકિત મેળવવા એકાદ રીત શોધી કાઢવામાં આવશે. જ્યારે આ સિદ્ધ થશે ત્યારે દુનિયાની શકિતનો પ્રશ્ન ઉકેલાઈ જશે, કારણકે સમુદ્રોમાં ભારે પાણી (heavy water) જેટલોજ પુષ્કળ ભારે (heavy) હાઈડ્રોજન પ્રાપ્ય થશે.

પુષ્કળ સંશોધન લેખોમાંથી માત્ર થોડાકનોજ નિર્દેશ કરી જઈએ. બધાનું વિવરણ કરવું અશક્ય છે. પરિષદની કાર્યવાહીનો આખો અહેવાલ ૧૯૫૫ની આખરે પ્રગટ થવાની વક્કી છે તેના ૧૬ પુસ્તકો થશે એમ લાગે છે. જીજ્ઞાસુએ અને અભ્યાસીઓએ તે વાંચી જવા.

શક્તિ માટે પ્રક્રિયકો (Power reactors) પર ચર્ચા ચાર પુરી બેઠકમાં થઈ. બ્રિટન કોઈ પણ અન્ય દેશ કરતાં અણુશક્તિનું મોટા પાયાપર ઉત્પાદન સિદ્ધ કરી શકાયું છે એટલે બ્રિટીશ વૈજ્ઞાનિકોના આ વિષય પરત્વેના નિબંધોનું વાચન ખાસ ધ્યાનપૂર્વક બધાંએ સાંભળ્યું હતું. આવતા વીસ વર્ષમાં (એટલે ૧૯૭૫ સુધીમાં) બ્રિટનમાં અણુશક્તિ ૪૦૦ લાખ ટન કોલસાનું કામ આપતી થઈ જશે. આમાંથી ૪૦ ટકા વિજળીના ઉત્પાદન માટે વપરાશે. બ્રિટનનું સૌ પ્રથમ પ્રક્રિયક ગ્રેફાઈટ વડે નિયમિત (Graphite moderated) થશે, અને ૧૦૦૦૦ ટન કોલસો જેટલું કામ આપે તેટલું એક ટન યુરેનિયમમાંથી શક્તિ ઉત્પાદન થશે. પાણી વડે નિયમિત પ્રક્રિયકોનો અભ્યાસ બ્રિટનમાં ચાલે છે. અમેરિકા અને રશિયાના નિષ્ણાતો પોતાના દેશના પ્રક્રિયકો સંબંધી બોલ્યા હતા. અમેરિકાના ડૉ. ઝીન અણુયુગના પ્રવર્તક પ્રોફેસર ફ્રર્મીન સહકાર્યકર છે એટલે દુનિયાના તેઓ મોટામાં મોટા અણુનિષ્ણાત છે. તેમણે અમેરિકાના બે મોટા પ્રક્રિયકોની કાર્યપદ્ધતિ સમજાવી હતી. રશિયાના અણુશક્તિ સ્ટેશનનું મોડેલ પ્રદર્શનમાં મૂકવામાં આવ્યું હતું. ૧૯૫૪ના જૂનમાં ૫૦૦૦૦ કીલોવોટ આપતું આ પ્રક્રિયમ રશિયાના ડૉ. ડી. આઇ. બ્લોખીન્સ્ટેવે સમજાવ્યું હતું. પ્રક્રિયકની બાંધણીમાં મોલીબ્ડેનમ-યુરેનિયમની મિશ્ર ધાતુ સારૂં કામ આપે છે એમ તેમણે જાહેર કર્યું હતું. રશિયાએ ઝીરકોનિયમની આ મિશ્ર ધાતુઓ પર આ બાબતમાં ખૂબ અભ્યાસપૂર્ણ સંશોધન કર્યું છે.

આ ઉપરાંત, અણુશક્તિના ઉત્પાદનને લીધે થતી નુકશાનકારક અસર પર પણ ચર્ચા થઈ હતી. વનસ્પતિપર રેડિયેશન પરની અસર અંગે વિવેચન થયું હતું. રેડિયો-આઇસોટોપનો વૈદકમાં ઉપયોગ હવે ખીલવણી પામતો જાય છે. વનસ્પતિ વિજ્ઞાનમાં કાર્બન ૧૪નો ઉપયોગ કરી રશિયાએ આશ્ચર્યકારક પરિણામો જાહેર કર્યા હતા. વનસ્પતિના મૂળ પણ કાર્બન ડાયોકસાઈડ ચૂસે છે એમ પ્રો. કુરસાનોવે જાહેર કર્યું હતું,

અણુ સંશોધનમાં સર્વશ્રેષ્ઠ કાર્ય માટે નોબેલ પારિતોષિક જેવું એક મોટું પારિતોષિક (૭૫૦૦૦ ડોલર) ફોર્ડ મોટર ફાઉન્ડેશન તરફથી જાહેર કરવામાં આવ્યું હતું. અણુશક્તિનો શાંતિમય ઉપયોગ શોધનારને આ ઇનામ એનાયત થશે. આ પારિતોષિક દરવર્ષે આપવામાં આવશે. આમ અણુશકિતના સર્જનાત્મક ઉપયોગ શોધવા પ્રયત્નો ચાલી રહ્યા છે, એ આનંદની વાત છે.

**નરસિંહ મુ. શાહ**

---

## સદ્ગત ડૉ. એરચ તારાપોરવાલા

મારા જૂના ત્રીસ વર્ષના મિત્ર ડૉ. એરચશાહ તારાપોરવાલાની અંતિમ ક્રિયામાં હાજર રહેતી વખતે તેમની વિદ્વતા કરતાં તેમની સજ્જનતા અને સંશોધન પ્રેમનાજ વિચારો મને આવેલા. ચાર મહિના ઉપર તેઓ ઇરાન યુનિવર્સિટીમાં સંસ્કૃતના પ્રોફેસરની જગ્યા લેવા માટે ગયા ત્યારે એક નાના ભોજન સમારંભમાં મેં તેમની સાથે ગુજરાતમાં ભાષાશાસ્ત્રના વિકાસની યોજના વિષે ખૂબ વાર્તાલાપ કરેલો. ઇરાનના હવા પાણીથી અને સંસ્કૃત વિદ્યાના પ્રચારના કાર્ય માટેની ધગશને લીધે તેમને ખાત્રી હતી કે તેમનું સ્વાસ્થ્ય ત્યાં જવાથી સુધરશે. પરંતુ તેમની તબીયત લથડી અને તેમને મુંબઈ આવીને પારસી જનરલ હોસ્પીટલમાં રાખવા પડેલા. હું તેમને મળવા જઇ શકું તે પહેલાં તો રવિવાર તા. ૧૫મી જાનેવારીના દિવસે હૃદય બંધ પડવાથી તેઓશ્રી આ ફાની દૂનીયાનો ત્યાગ કરી ગયા. તેમને અનેક સહૃદય અંજલિ.

તેમનો જન્મ હૈદ્રાબાદમાં ૧૮૮૪માં—ભરડા હાઇસ્કુલમાંથી મેટ્રીક ૧૮૯૮માં ચૌદ વર્ષની ઉમરે—૧૯૦૩માં બી.એ.—૧૯૦૪-૧૯૦૯ ઇંગ્લંડમાં આઇ.સી.એસ.ના અભ્યાસ માટે—૧૯૦૯માં બનારસ યુનિવર્સિટીના અધ્યાપક—૧૯૧૩માં જર્મન વાઇઝબર્ગ યુનિવર્સિટીના પી.એચડી.—૧૯૧૩થી ૧૯૧૭ બનારસ સૅન્ટ્રલ હિન્દુ કૉલેજના પ્રીન્સીપાલ—૧૯૨૭થી ૧૯૩૦ કલકત્તા યુનિવર્સિટીમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રના અધ્યાપક—૧૯૩૦થી ૧૯૪૦ અંધેરીના આથરનોન ઇન્સ્ટીટ્યુટના પ્રીન્સીપાલ—૧૯૪૧-૪૫ પૂનાના ડેક્કન કૉલેજ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટના પ્રીન્સીપાલ. એ એમનાં જીવનના માર્ગસૂચક સ્થંભો. તેઓશ્રી છેલ્લા દસ વર્ષથી નિવૃત્ત જીવન ગાળતા અને અનેક સંસ્કૃત સભાઓની કાર્યવાહક સમિતિમાં રહીને પોતાની વિદ્વતા અને અનુભવનો લાભ આપતા. સંસ્કૃત ઉપરાંત બીજી દસેક ભાષાઓનું તેમને જ્ઞાન હતું અને તેમણે અવસ્તામાં લખાયેલા ગાથા ગ્રંથો ઉપર સટીક સુંદર પુસ્તક લખ્યું છે. હિન્દી ભાષા શાસ્ત્ર ઉપરના પુસ્તકની બે આવૃતિ થઈ છે. ગુજરાત સંશોધન મંડળ અને એન્થ્રોપોલોજીકલ સોસાઇટીના લીધે હું તેમની સાથે ગાઢ સંપર્કમા આવ્યો હતો. ભાષાવાર પ્રાંત સંબંધમાં ૧૯૪૯માં ધાર કમીશન નીમવામાં આવ્યું હતું તે વખતે ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંબંધી કમીશન પાસે અમારી સાથે જુબાની આપવા આવેલા. તેમનો શાંત સ્વભાવ, સંશોધન પ્રેમ, તીવ્ર બુદ્ધિ અને સતત કામ કરવાની વૃત્તિથી તેઓ વિદ્વાનોમાં સર્વપ્રિય હતા. ગુજરાત સંશોધન મંડળના છેલ્લા અંક (ઓક્ટોબર ૧૯૫૫)માં તેમણે ભારતમાં ભાષાશાસ્ત્રીય સંશોધન વિષે એક વિચાર અને અભ્યાસપૂર્ણ લેખ મોકલ્યો હતો, તે વાંચતાજ આપણને તેમનું ભાષાશાસ્ત્રનું જ્ઞાન, તેને માટે તેમનો પ્રેમ અને આગ્રહ જણાઇ આવે છે. એવા પ્રેમાળ અને સાત્વિક સંશોધકને અનેક પ્રણામપૂર્વક અંજલિ.

**પોપટલાલ ગોવિંદલાલ શાહ**

---

# સાભાર સ્વીકાર

## સામયિકો

Kurukshetra; Bulletin of Ramkrishna Mission Institute of Cultural; Your Health; Journal of the M. S. University of Baroda; Journal of Education and Psychology; Unesco Bulletin; Journal of Scientific and Industrial Research; Indian Journal of Medical Sciences; Fortnightly Review of News and Events; Journal of the Indian Institute of Architects; Commonwealth To-day; Journal of the Indian Merchants' Chamber; Bhāratīya Vidyā; Annals of the Bhandarkar Oriental Research Institute; The Journal of the Anthropological Society of Nippon; Social Sciencies Bibliograpy; South Asia Social Science Abstract 1953; Ancient India; The Economic weekly, Journal of Vocational and Educational Guidance; Journal of Pracyavani; Indian Journal of Social work; Man in India; Asia, Journal of the Bombay Natural History Society; The Ceylon Historical Journal; Indian Archæology; Harijan Weekly; Career and Courses; Bulletin of the Chunilal Gandhi Vidyabhavan;

संस्कृत विश्व परिषत्; आरोग्य मित्र; विश्व ज्योति; वन्यजाति; राजस्थान भारती; मराठी संशोधन-पत्रिका; મનીષા; શ્રી ફાર્બસ ગુજરાતી સભાનું ત્રૈમાસિક; ખેડૂત બંધુ; ઊર્મિ નવરચના; તંદુરસ્તી; ઘરશાળા; નૂતન શિક્ષણ; બુદ્ધિ પ્રકાશ; મિલાપ; કુમાર; પુસ્તકાલય; પ્રાર્થના; ગોપાલ જીવન; સોવિયેત યુનિયનના સમાચાર અને વિચાર; કોડિયું; શિક્ષણ અને સાહિત્ય; ભિષગ્ભારતી; ગુરુકુલ પત્રિકા; વૈદ્યકલ્પતરુ।

## પુસ્તકો

Sarasvatichandra: R. I. Patel:—Chunilal Gandhi Vidyabhavan Studies.

खलजी कालीन भारत: Aligarh Muslim University Publication.

ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા: ગુજરાત વિદ્યાસભા.

ખેડા સત્યાગ્રહ: " "

પંચ સપ્તતિ વર્ષ પૂર્તિ અભિનંદન ગ્રંથ: રા. સા. ગિ. દ. મહેતા પંચ સપ્તતિ વર્ષ પૂર્તિ મહોત્સવ સમિતિ, વિસનગર.

દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ: સૌરાષ્ટ્ર સંશોધન મંડળ.

---

## Publications of the Gujarat Research Society

**JOURNAL OF THE GUJARAT RESEARCH SOCIETY** (Published four times a year, January, April, July and October). Rs. 2/8 single copy; Annual Subscription Rs. 6/-

**VIGNAN VICHAR** (Gujarati) by P. G. Shah, pp. 256. Price Rs. 2/8.

**ENGLISH-GUJARATI SCIENTIFIC GLOSSARY*** in Nagari Script: by P. G. Shah, pp. Liii + 197, 1949. Price Rs. 6/-.

**RACE REALITIES IN CULTURAL GUJARAT** (with maps, 40 photographs, 13 charts, curves etc.)—Dr. D. N. Majumdar. Paper Bound, Rs. 12/8; Cloth Bound, Rs. 15/-.

**REPORT OF THE HEALTH CENTRE MAINTAINED** by the Society: Dr. J. D. Pathak, Rs. 1/8.

**A REPORT ON HEALTH AND DIET SURVEY OF MIDDLE CLASS FAMILIES IN KHAR** 1948-51, Dr. S. T. Kantawala, Rs. 2/-.

**SOCIAL AND ECONOMIC** Survey of Mehsana district (Gujarati) Rs. 3/-

**A REPORT ON INTELLIGENCE TESTING OF GUJARATI-SPEAKING CHILDREN** by J. H. Trivedi and M. P. Vaidya, Rs. 2/-.

**GUJARATNU GRAMJIVAN** (Economic Life in a Gujarat Village): Sir Manilal B. Nanavati, Re. 1/-.

**Dr. BHAGWANLAL INDRAJI COMMEMORATION VOLUME**, pp. 199. Price Rs. 6/-.

**SHRI THAKKAR BAPA COMMEMORATION VOLUME**, Rs. 3/-

**MAHA-GUJARAT SERIES—**

| | Rs. | a. |
|---|---|---|
| Statistical Abstract of Maha Gujarat ... ... ... ... | 3 | 8 |
| The Language of Maha Gujarat—Dr. T. N. Dave ... ... | 1 | 8 |
| Geological Evolution of Maha Gujarat—Dr. R. N. Sukheshwala | 1 | 8 |
| Bird Life of Maha Gujarat—Mr. Salim Ali ... ... ... | 1 | 8 |
| Race Elements in Maha Gujarat—Dr. D. N. Majumdar ... ... | 1 | 4 |
| Linguistic Limits of Maha Gujarat ... ... ... ... ... | 1 | 4 |
| Plant Life of Maha Gujarat—Prof. Gustad A. Kapadia ... ... | 3 | 8 |
| Animal Life of Maha Gujarat—Prof. Gustad A. Kapadia ... | 1 | 0 |
| Meteorology of Maha Gujarat—Lily B. Desai, Dr. B. N. Desai ... | 3 | 0 |

**'DIET IN HEALTH AND DISEASE'**, a pamphlet in Gujarati. Price As. 8.
Other Gujarati Pamphlets, Nos. 1 to 5, on Health—out of print.

**DISEASES OF THE DIGESTIVE SYSTEM**: Dr. H. I. Jhala and Dr. H. J. Mehta. Price Re. 1/-.

**ASTHMA—ITS ORIGIN AND PREVENTION** (Gujarati) Re. 1/-.

**CANCER** (Gujarati): by Dr. Harit Derasari, As. 4/-.

**Old Age** (Gujarati): by Dr. Harit Derasari, As. 8/-.

**BOTANY OF DANGS DISTRICT**, by H. Santapau, Rs. 5/-.

Proceedings of the First Gujarat Research Workers' Conference.
Proceedings of the Second Gujarat Research Workers' Conference.

*Copies can be had from*—(1) Office of the Society
(2) Messrs. N. M. TRIPATHI & CO., Princess St., BOMBAY 2.
(3) *NAVJIVAN KARYALAYA. Ahmedabad 14.

Printed by V. G. Moghe at the University Press, Fort, Bombay 1, and published by D. T. Lakdawala, Gujarat Research Society, at 46-48, Esplanade Mansion, Mahatma Gandhi Road, Bombay 1.

# ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક

**JOURNAL**

**OF THE**

# Gujarat Research Society

**Vol. XVIII** | **APRIL 1956** | **No. 2**

**Contents**



**Yearly Subscription : Rs. 6/-** **Single Copy ; Rs. 2/8.**

# The Gujarat Research Society

*(Registered under Societies Registration Act XXI of 1880)*

*The objects of the Society are* :

(1) To promote, organise and co-ordinate research in all branches of knowledge with reference to Gujarat as one of the units of the Indian Republic. The word Gujarat includes Saurashtra, Cutch and outlying areas.

(2) To collect and publish accurate information on all subjects relating to the region of Gujarat, Saurashtra and Cutch.

(3) To foster the cultural unity of all persons speaking Gujarati without neglecting the fundamental unity among all Indians.

(4) To train, advise and help qualified students in methods of research.

(5) To collect books, manuscripts and similar objects, and arrange for facilities for research by establishing libraries, museums, laboratories, art galleries, etc.

(6) To publish the results of research and to popularise modern knowledge in English and Gujarati languages through journals, periodicals, books, lectures, photographs, films, etc.

(7) To provide facilities for social intercourse between persons interested in the cultural progress of Gujarat region.

(8) To establish branches of the Society in furtherance of the above objects.

The Society publishes a Journal which is devoted to the publication of articles on all branches of knowledge pertaining to region of Gujarat, Saurashtra and Cutch. It has a scientific and cultural approach in the discussion of all problems. The articles are published in English or Gujarati or Hindi at the option of the author.

Papers are received for publication from or through members of the Society on research work in subjects in which they are interested. When research schemes are sponsored or financed by the Society no honorarium is paid, but all contributions are carefully examined and a Medal is awarded every year for the best research contribution published in the Journal. A suitable honorarium may be paid for articles accepted for publication in the Journal, if it is not considered for a Medal.

The Journal is published four times a year, in the months of January, April, July and October. The Journal is sent free to members of the Society. The annual subscription to the Journal is Rs. 6/- only (including postage); for single copies, Rs. 2/8 (including postage) is charged. Rates of advertisement in the Journal can be obtained from the Hon. General Secretary of the Society. Editorial communications, and books for review should be sent to the Editor, Journal of the Gujarat Research Society, 46-48, Esplanade Mansion, Mahatma Gandhi Road, Bombay 1. Copies of the Journal can also be had from N. M. Tripathi, Ltd., Princess Street, Bombay 2.



*Membership fee: Patron* Rs. 10,000 ; *Vice-Patron* Rs. 5,000 ; *Donor* Rs. 1,000 ; *Life Member* Rs. 250 ; *Ordinary Member* Rs.12 *per annum.*

---

46-48, Esplanade Mansion, Mahatma Gandhi Road,
BOMBAY 1

JOURNAL

OF THE

Gujarat Research Society

Vol. XVIII APRIL 1956 No. 2

# MIRA BAI: HER LIFE AND TIMES
# A TENTATIVE CRITICAL BIOGRAPHY

by H. GOETZ

## Introductory Remarks

Mīrā Bāi is one of the most famous figures of early Hindī and Gujarātī literature. After half a millennium her songs still are alive amongst millions over millions of people of all classes in Northern and Western India whereas most other old works of poetry now are forgotten, known only to pandits and connoisseurs. No doubt, she was a gifted literary craftsman capable of expressing her experiences in an adequate form, finding overtones of meaning and expression in a clever selection of words, similes and puns, shaping them into soft moving melodies in the swinging rhythms of the folk-dance. And surely she was a musician whose songs, despite their apparent simplicity, continue to haunt one's mind. But all this has been achieved by number of other poets, has been achieved with even more ability, more cleverness, more sensitiveness. But what does all this matter? It is merely the form, the medium, not the heart, the soul of her poetry. Through that form there breaks, with direct intensity, a genuine, deeply felt religious experience, an immersion into and a surrender to God, broadminded, beyond all boundaries of creed and sect, pure, beyond all human limitations and frailties, and yet immensely human. A great poetess? No, much more, a saint, a wonderful human being, living in this world, and yet shrouded in the invisible presence of her divine lord! We know only of one other personality of whom the same could be stated: Jesus, the Christ. If poetry is inspired by the Divine, she was the greatest poetess of India during the last millennium, because she was an extraordinary personality, a saint, one of the loftiest and purest of mankind.

A personality! Who was this saint and singer Mīrā Bāi? How wonderful would it be to take part, in contemplation at least, in her life, to share her experiences, her joys and sufferings, her thoughts and reactions, all that of which her songs represent the ultimate quintessence and expression! But how little do we know! It is disappointing. The primary sources, the Bhāktamālā of Nābhaj, its commentary by Priyadāsa, and the Bhaktivijay of Mahipati, bring merely a collection of silly sentimental legends, such as are found in most popular hagiographies, containing an indubitable core of historical facts, but obviously misunderstood

and misrepresented. The story of a princess, or even queen of Mewār is described in terms and motivations of a lower-middleclass household, utterly incompatible with the glamorous life at the court of the then mightiest Hindu ruler of Northern India, and in a spirit of narrow sectarian fanaticism, utterly in conflict with the broadminded purity of Mīrā Bāi's songs—if we leave aside a few semi-autobiographical poems which have no similarity with her other songs, but breathe the same narrow, vindictive spirit as the legend. Are they apocryphical like that the latter? And why?

Still greater is the confusion when we study the later sources. Here at least two irreconcilable stories of her life emerge, one making her the queen of rānā Kumbhakarna of Chitorgarh who had ruled Mewār in the middle of the 15th century, the other connecting her with the court of rānā Sāngā who was defeated by the Mughal emperor Bābur in A.D. 1527, whereas other legends associate her even with the Mughal emperor Akbar and his contemporaries, Bīrbal, Tansen, Mān Singh and Tūlsīdās, in the second half of the 16th century; not to speak of number of minor differences and variants regarding dates, personalities, places and events. But only one version can be true. Unfortunately text-criticism cannot help us much, at least at the present stage of our knowledge of the sources. Generally the various writers do not mention their sources, so that a check-up of the respective traditions is not easy. Moreover, most works composed at, or under the influence of a court, had been partial. As in the case of stone inscriptions and copperplate-grants, facts detrimental to the prestige of the dynasty or to the ruling military and priestly class were suppressed. And as historical documents were not generally accessible, and historical knowledge and criticism undeveloped, any error or conscious distortion was liable not only of becoming a permanent part of tradition, but also of being elaborated and combined further and further. Probably most discrepancies have to be explained has results of these weaknesses.

Thus, for the time being, the only practicable reconstruction of Mīrā Bāi's biography is by means of a critical analysis of all the informations available, by an elimination of all that is incompatible with a consistent life development or with the historical background. Of course, this cannot be done arbitrarily; wherever there appear serious deviations, we have not only to discard the impossible, but also to search for a convincing, or at least plausible explanation why such discrepancies could turn up. As in the following reconstruction the critical analysis often is rather complicated, it is added as a sort of commentary, so as not to confuse the biography proper. This latter cannot claim to be foolproof; it may in some parts appear even very conjectural. But I believe it will at least reveal a plausible and consistent story in harmony with all available historical facts. The personality that emerges is rather different from the traditional picture of the saint-poetess. But this always happens wherever such popular hagiographies are subjected to historical criticism. And that rediscovered Mīrā Bāi is a much greater, much more interesting person than the silly fanatic of hagiography, a person whom we can believe to have been the inspired singer of those wonderful songs.

## The Life of Mira Bai

Mīrā Bāi was the daughter and only child of Ratan Singh, younger brother of Biram De (Vikrama Deva), ruler of Mertā and son of Duhada (Dudhā, Dudajī), fourth son of Rao Jodha Rāthor (the founder of Jodhpur and the founder of the Mertā dynasty, and she was married to Bhojrāj, eldest son of rānā Sāngā (Sangrām Singh) of Mewār (ruled A.D. 1509-28).

The "generally accepted" opinion is that she was the wife of rānā Kumbhakaran of Mewār (A.D. 1433-1467), born A.D. 1403 and deceased A.D. 1470. This version, though found in the majority of Hindī works, as well as in Tod's Annals and Antiquities of Rajasthan and K. M. Jhaveri's Milestones in Gujarati Literature, is impossible for the following reasons :— (1) Mīrā Bāi calls herself a Rāthor and descendant of Dudajī (Dudājinī); the Bhāktamālā states that she came from Mertā. Dudajī founded the Rathor dynasty of Mertā in A.D. 1468-72 when rānā Udā Singh, after the assassination of Kumbha, was unable to keep the Mewār rāj intact. How, then, could Mīrā Bāi, Dudajī's granddaughter, have been the wife of the contemporary of his father Jodha ? (2) Also the name of Ratan Singh as Mīrā's father is well attested ; however, Ratan Singh of Mertā was slain, as a vassal of rānā Sāngā, in the battle of Khānua A.D. 1527. (3) The names of rānā Kumbha's queens and concubines are known; but Mīrā Bāi is not among them. (4) When rānā Kumbha came to the throne in A.D. 1433, he was still a minor, under the regency of Ranmal Rāthor ; only after the assassination of that latter in A.D. 1438 he really took the reigns of government into his own hands. If Mīrā might really have been born in A.D. 1403, she would in A.D. 1433 have been already 30 years old, whereas Kumbha, born in A.D. 1419, would have been a boy of 14. Such a marriage would in every possible respect be in conflict with Hindu practice. Other birth dates, occasionally attributed to Mīrā, wife of Kumbha, are A.D. 1424 (Maganlāl) and 1419 (Bābū Kārtikprasād). They would be more plausible, but in view of the other counter-arguments have to be dismissed likewise. (5) Rānā Kumbha was a wise, and tolerant ruler and a great devotee of Krishna ; he built the gigantic Govindaśyāma (Kumbhaśyāma) Temple already when he was only 23 years old, and wrote a commentary to the Gītāgovinda. How could such a prince bitterly persecute Mīrā because she was a bhākta of Krishna ? (6) Legend reports a clash of Mīrā Bāi with Jīv Gosāin, one of the principal followers of Chaitanya, at Brindāban ; however, Jīv Gosāin settled there only after A.D. 1510. Other legends which cannot just be brushed aside, associate Mīrā with Akbar, Mān Singh Kachhwāha, Tansen, Bīrbal and Tūlsīdās, all posterior to the middle of the 16th century. (7) Mīrā Bāi's (Varāha) Temple at Chitorgarh is considerably younger than the Kumbhaśyām and belongs, for archæological reasons, to the reign of rānā Sāngā or Ratan Singh II.

The erroneous association of Mīrā Bāi with rānā Kumbha may in the first place be due to the fact that her reputed autobiographical songs mention

merely " the rānā " ; and in popular opinion " the rānā " was Kumbhakarna. But there has been a long line of rānās so that any other ruler of Mewār might likewise be referred to . It is, however, the question whether the vague reference to " the rānā " might be an indicium that these songs had been faked after Mīrā Bāi's death, their actual authors being as ignorant of the details of Mīrā's real life as even Nābhajī and Priyadās seem to have been. The matter is much more involved, and there are in fact reasons for the suspicion of a possible conscious falsification of Mīrā Bāi's biography, as I shall try to prove later on.

Mīrā Bāi was born A.D. 1498 at Kudakī (Chokadī) near Mertā.

This date, like the facts mentioned in the preceding paragraph, is given by Vīra-Vinoda, Chaturkula Charitra, Life of Mahārānā Sāngā and Mīrābāi-kā Jīvan Charitra; then by Gaurishankar Ojha, Harbilas Sarda (two, on the whole, very careful and reliable historians), M. Macauliffe and S. S. Mehta. As variants also A.D. 1502, resp. 1504 are quoted but do not look probable. What happened at Mīrā's wedding A.D. 1516, is quite compatible with the character of a girl of 18, but not with one of 14 or 12 years of age.

In A.D. 1501/1502 a Bāvā presented to Mīrā the idol of Krishna Girdharjī which later on was to play such an important rôle in her life and songs. There is reason to identify this old wandering monk with Rāidās (Rohidās), a chamār disciple of Rāmānanda whom Mīrā later on mentioned as her guru.

This episode is of key importance for the understanding of Mīrā's later development; but it represents a rather difficult problem. Rāidās must have been the main inspiration of Mīrā's revolutionary social and religious ideas. He was, like Pīpā and Kabīr, a disciple of the great Vaishnava reformer Rāmānanda (A.D. 1299-1410 ?). Of low caste, he fought, like his just-mentioned co-disciples, against caste prejudice and religious privileges. Although Rāidās was only a boy when he followed Rāmānanda, he cannot have been born much later than ca. A.D. 1400. It is, therefore, practically impossible that he could have been Mīrā's guru at a time when she was old enough to understand any religious or social discourses. Mīrā's direct source of his teachings can have been only another disciple of Rāidās, the Jhālī queen of Chitorgarh, i.e. Ratan Kunwar, the mother of rānā Sāngā. As we shall see, she became the protectress of Mīrā at Sāngā's court. But there must exist reasons why Mīrā Bāi regarded herself a direct disciple of Rāidās, and why the Jhālī queen took so much interest in her. The only answer I can see, is that the Bāvā who presented the idol of Girdharjī to Mīrā, had in fact been Rāidās himself. Then he probably had been over hundred years old and near his end, and was perhaps in search of some person to whom he could bequeath his last possessions. The story goes that the " Bāvā " held the idol in high veneration, and that he was first reluctant to hand it over to Mīrā. That he did so at last, lets it appear probable that he became convinced of her vocation and presented the idol as a sort of initiation.

૧૯૫૪, મા રજુ થયેલા નિબંધો-
ના સારનું પુસ્તક, પા. ૪૭)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૯. કચ્છ-ભદ્રેશ્વરનું દાનપત્ર | ,, | વિ. ૧૧૧૭, જ્યેષ્ઠ, કૃ. ૧૫ | સૂર્યગ્રહણ પર્વણિ | વચ્છગોત્રના દામોદરનો પુત્ર ગોવિંદ | પ્રસન્નપુર | જભગના (કચ્છમંડલ) | ,, | ,, |
| ૧૦. પાલનપુરનું દાનપત્ર (એ. ઈ. ૨૧,૧૭૧) | ,, | વિ. ૧૧૨૦, પોષ, શુ. ૧૫ | ઉત્તરાયણ પર્વ | મોઢબ્રાહ્મણ જનક | × | ધાણદાહારપથકમાં વરણાવાડા | કાયસ્થ વટેશ્વરનો પુત્ર કેક્કક | ,, |
| ૧૧. નવસારીનું દાનપત્ર (જર્નલ બોમ્બે રોયલ એશી. સોસાયટી) | કર્ણદેવ | વિ. ૧૧૩૧, કાર્તિક, શુ. ૧૧ | એકાદશિપર્વણિ | માંડવ્યગોત્રનો રુદ્રાદિત્યનો પુત્ર મહીધર | મધ્યદેશ | તલભદ્રિકા છત્રીસીમાં ધામણારછા | ,, | ,, |
| ૧૨. [illegible]ાડોલનું દાનપત્ર (બુદ્ધિપ્રકાશ ૯૮,૨) | ,, | વિ. ૧૧૪૦, પોષ, કૃ. ૧૪ | ઉત્તરાયણપર્વણિ | સુમતિનાથદેવની વસતિકા માટે | × | ગંભૂતા ૧૪૪ ગામનો જૂથમાં કણોદા | ,, | મહાસાંધિવિગ્રહિક શ્રી [illegible]ાકર |
| ૧૩. સૂનકનું દાનપત્ર (એ.ઇ. ૧,૩૧૬) | ,, | વિ. ૧૧૪૮, વૈશાખ, શુ. ૧૫ | ચંદ્રગ્રહણ | સૂનકનું સરોવર | × | આનંદપુર વિષયમાં ડાભી | ,, | મહાસાંધિવિગ્રહિક શ્રી [illegible]હિલ |
| ૧૪. [illegible]ડોલનું દાનપત્ર (બુદ્ધિપ્રકાશ, ૯૮,૨) | જયસિંહ (સિદ્ધરાજ) | વિ. ૧૧૫૬, આષાઢ, શુ. ૧૫ | આષાઢીપર્વણિ | સુમતિનાથદેવની વસતિકા તથા ટાકોવી ગામના માહામત્ય પજ્જકના પુત્ર ઠક્કુર વેલહલની વાવ માટે | × | ગંભૂતા | કાયસ્થ વટેશ્વરનો પૌત્ર અક્ષપટલિક બીજસશ્રી | ,, |
| ૧૫. [illegible]મજનું દાનપત્ર (ગુ. ઐ. લેખો, પુરવણી લેખો, ૧૯૬) અધુરૂં | ,, | વિ. ૧૧૯૪, ચૈત્ર, શુ. ૧૫ | × | × | + | × | + | મહામાત્ય શ્રી[illegible]તુપ |
| ૧૬. [illegible]મજનું દાનપત્ર (ઉપર પ્રમાણે) અધુરૂં | ,, | વિ. ૧૧૯૩, ફાલ્ગુન, વ. ૭ | સંક્રાતિપર્વણિ | × | + | ગંભુતા મથકમાં ભડાણા | × | + |

નોંધ—દરેક તામ્રશાસનના નામ હેઠળ કોષ્ટકો વચ્ચે તેના વિષેના લેખાદિને લગતા સાહિત્યની જે નોંધો મૂકી છે તેમનો ખુલાસો આ પ્રમાણે છે. ગુ. ઐ. લેખો = ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો, સંપાદક શ્રી. ગિરજાશંકર વ. આચાર્ય, શ્રી ફાર્બસ સભા મુંબઈ. ઈ. એ. = ઈન્ડીઅન એન્ટીક્વરી. એ. ઈ. = એપીગ્રાફીઆ ઇન્ડીકા. બીજી નોંધો સમજાય તેવી છે. આ કોષ્ટક વડે સોલંકી વંશના સિદ્ધરાજ સુધીના ઉપલબ્ધ તામ્રશાસનોમાંથી જે રાજકીય અને સામાજીક માહીતી મળી આવે છે તે પણ કાળક્રમ પ્રમાણે જાણવા મળે છે, દા. ત. સોલંકી કાળમાં કેટલાક તહેવારો પળાતા. ગુજરાતના કેટલાક ગામો કે ગામજૂથોમાં પ્રાચીન નામો; કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓનાં નામો, ઇત્યાદિ. વધુ મહત્વની વાત આ જાણવા મળે છે કે રાજકીય દસ્તાવેજોના લેખકો પણ વંશપરંપરાગત નોકરીમાં રહેતા હતા.

આ ગોવિંદ પ્રશ્નોરા નાગર હતો એમ તે પ્રસન્નપુરથી આવેલ હોવાની લેખમાંની વાત પરથી જણાય છે.* હજુ સુધી આ પ્રસન્નપુરની ભાળ કાઢી શકાઇ નથી. મારી દૃષ્ટિએ આ સ્થળ સૌરાષ્ટ્રમાં પ્રભાસપાટણની પૂર્વે ૨૦ માઇલ દૂર દરીઆ નજીક આવેલું પસનાવડા કદાચ હોઇ શકે. પસનાવડા ઘણું પ્રાચીન ગામ છે અને ત્યાં સોલંકી પૂર્વ કાળનું એક મંદિર પણ છે. આ સિવાય ગુજરાત, સૌરાષ્ટ્ર—કચ્છમાં એવું એકકે ગામ જણાતું નથી કે જેનું વર્તમાન નામ પ્રસન્નપુર નામમાંથી ઉતરી આવેલું જણાતું હોય.

## દાનની વિગત

પ્રસ્તુત તામ્રશાસન વડે ભીમદેવ ગોવિંદને જે ગામડું દાન આપે છે તેનું નામ લીટી ૬માં જભગના અને લીટી ૧૩માં જભગન લખેલું છે. આ ગામની પૂર્વે અને દક્ષિણે ઢોલા નામે ગામ, પશ્ચિમે માસિલાણા અને ઉત્તરે વાજાણા ગામની સીમાઓ હોવાનું જણાવ્યું છે. ભીમદેવના આ સિવાયનાં બીજાં બે દાનપત્રો પણ કચ્છ સાથેજ સંબંધ ધરાવે છે. (વિ. સં. ૧૦૮૬ અને ૧૦૯૩ નાં), તે આપણે જોયું આ બંને દાનપત્રો માં આવતાં ગામોનાં નામો હજુ સુધી ઓળખી શકાયાં નથી· તેવીજ રીતે પ્રસ્તુત દાનપત્રમાનાં ઉપરોક્ત ગામો માટે કચ્છનો નકશો તપાસતાં મને એકમાત્ર "ઢોલા" ગામજ મળી આવ્યું છે. આ ગામ માંડવીની પશ્ચિમે ૨૦ માઇલ દૂર સૂઇ નદી જ્યાં દરીયા (કચ્છનો અખાત) ને મળે છે ત્યાં આવેલું છે. નજીકમાં એક જુનું મંદિર પણ છે. તામ્રપત્રમાંનાં બીજાં ગામોને ઓળખી કાઢવાનો મારો પ્રયાસ હજુ ચાલુ છે.

## લેખમાંથી તરીઆવતા ઐતિહાસિક મુદ્દા

કચ્છમાંથી અત્યાર સુધીમાં મળી આવેલા ભીમદેવ–પ્રથમનાં તામ્રશાસનોમાં આત્રીજું છે. કચ્છ પ્રદેશ આ રાજાની પહેલાંજ સોલંકીઓના રાજ્યમાં આવી ગયું હોય એમ લાગે છે. આચાર્ય હેમચંદ્ર કૃત દ્વાશ્રય (સર્ગ-૫)માં જણાવ્યા પ્રમાણે મૂળરાજે સૌરાષ્ટ્રના ગ્રહરિપુ સાથે કચ્છના રાજા લાખા ફુલાણીને પરાસ્ત કર્યો હતો. પ્રબંધચિંતામણિ (પ્રથમ પ્રકાશ) માં મેરૂતુંગે લખ્યું છે કે મૂળરાજે કચ્છ જઈ ત્યાં કપિલકોટને ઘેરો ઘાલ્યો અને લાખાને હરાવ્યો હતો. આ હકીકત છતાં કચ્છમાં અત્યાર સુધીમાં ભીમદેવ–પ્રથમની પહેલાંના એક્કે સોલંકી રાજાનો ઉત્કીર્ણ લેખ મળી આવેલ નથી. વળી તામ્રશાસનોની વાત કરીએ તો આ ભીમદેવ સિવાય સોલંકી વંશના બીજા એક પણ રાજાના તામ્રશાસનો કચ્છમાં મળ્યા નથી. આ હકીકત તથા ભીમદેવના કચ્છમાંના તામ્રશાસનોની વિગતો પરથી તરી આવતી વસ્તુ આ છે કે આ

---

* શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી કૃત "અહિચ્છત્ર જ્ઞાતિ" ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકનો ડૉ. ભગવાનલાલ ઈન્દ્રજી વિશેષાંક ૧૯૩૯.

ભીમદેવ—પ્રથમના સંવત્ ૯૩(૧૦૯૩)ના તામ્રપત્રની ચર્ચા કરતાં શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ લખે છે. "The grantee is one Govinda—son of Damodar of Vasta-gotra originally of Prasannapurasthana. It is likely that the Brahmans referred to in this grant are Prasnora Nāgars of Gujarat amongst whom Vatsagotra is common. Probably the word Prasnora has something to-do with Prasannapura."

(Kavyānuśasane. Vol. II, Pt. 1, 1938, Bombay, p. C XXXV)

રાજા ગમે તે કારણસર કચ્છ પ્રત્યે ખાસ મમત્વ ધરાવતો હોય એમ લાગે છે. તેનું કારણ શું હશે તે વિષે હાલ આપણે કંઈ કહી શકીએ તેમ નથી.

પ્રસ્તુત તામ્રશાસનમાંથી પ્રશ્નોરા નાગરો સિવાય કાયસ્થોને લગતી પણ કેટલીક માહિતી પ્રાપ્ત થાય છે. પ્રશ્નોરા જ્ઞાતિની વાત ચર્ચાઈ ગઈ છે. પ્રસ્તુત લેખની છેવટે સોલંકી વંશના મૂળરાજથી માંડી જયસિંહ સિદ્ધરાજ સુધીના રાજાઓના મળી આવેલાં તામ્રપત્રોમાંની કેટલીક ખાસ વિગતો આપતો કોઠો આપ્યો છે. આ કોઠાને જોતાં જણાશે કે ભીમદેવ–પ્રથમના સૌથી જૂના ઉપલબ્ધ થયેલા વિં. ૧૦૮૬ના તામ્રપત્રમાં દૂતકનું નામ મહાસાંધિવિગ્રહિક ચંડશર્મન આપ્યું છે. વિ. ૧૦૯૩ના લેખ સુધી તેનું નામ ચાલુ રહે છે. આ પછી વિ. ૧૧૧૨નું ભીમનું જે તામ્રશાસન હાલમાં પાળીઆદ ( સૌરાષ્ટ્ર ) ખાતેથી સૌરાષ્ટ્ર સરકારના પુરાતત્વ-ખાતાને મળી આવ્યું છે તેમાં મહાસાંધિ વિગ્રહક ભોગાદિત્યનું નામ આવે છે. આ ભોગાદિત્ય આ હોદ્દા પર ભીમના ઉત્તરાધિકારી કર્ણદેવના રાજ્યના આરંભકાળ સુધી સતત ચાલુ રહે છે.

## કાયસ્થ જ્ઞાતિને લગતી ઐતિહાસિક માહિતી

પ્રસ્તુત લેખની છેવટે આપેલા કોઠા પરથી દૂતક કરતાંય વધુ રસપ્રદ માહિતી તો તેના લેખક વટેશ્વરને લગતી મળી આવે છે. કોઠાને જોતાં જણાશે કે આ વટેશ્વરનો વંશ છેક મૂળરાજના રાજ્યકાળથી માંડી જયસિંહ સિદ્ધરાજના રાજ્યકાળના સુધી લેખકના પદ પર રહ્યો હતો. આ કાયસ્થ વંશવેલામાં અનુક્રમે જૈજ્જ, કાંચન, વટેશ્વર, કેક્ક, અને બીજસશ્ર નામના ગૃહસ્થો વંશાનુક્રમે સોલંકી વંશના લેખકો થયા હતા. આ કાયસ્થ વંશના પહેલા પુરુષ જૈજ્જ કે જેનું નામ સૌ પહેલાં મૂળરાજના કડીના તામ્રશાસનમાં મળી આવે છે તે આ રાજાના રાજ્યકાળના તેના પોતાના અને તેના રાજકુમાર ચામુંડરાજના તામ્રલેખોમાં ઉલ્લેખીત લેખકો વાલ્લાર્ક અને કેલનો વંશધર હતો કે કેમ તે જાણી શકાતું નથી. ગમે તેમ પણ આ કાયસ્થ વંશ સૌ પહેલાં મૂળરાજના સમયમાં હોદ્દા પર આવે છે અને તે ગુજરાતનોજ હતો કે ગુજરાત બહારથી આવેલો તે જાણવાના સાધનો હાલ ઉપલબ્ધ નથી. ગુજરાતમાં નાગરો તથા બ્રહ્મક્ષત્રિયોની જેમ ઉત્તર તથા પૂર્વ હિંદમાં કાયસ્થ લોકો રાજ્યકાર્યકર તથા લેખક તરીકે મોખરે રહેતા આવ્યા છે. ગુજરાતમાં પણ કાયસ્થ કોમ આ ક્ષેત્રમાં ઠીક ઠીક રહી છે. જામનગર, સુરત, કચ્છ, ઇત્યદિમાં હજુ પણ કાયસ્થોની સારી સંખ્યા છે. અને જાણીતા ગુજરાતી નેતાઓ સ્વ. શ્રી. જમનાદાસ માધવજી મહેતા, શ્રી. અશોક મહેતા, સેતલવાડ કુટુંબ વગેરે કાયસ્થ કોમનાજ છે. કાયસ્થ કોમની ઉત્પત્તિ ગુજરાતમાં થયેલી હોવાની સાક્ષી ઇતિહાસમાંથી મળી આવે છે. લાટ (દક્ષિણ ગુજરાત) ના મધ્યાકાલીન પાટનગર નાંદિપુર (નાંદોદ—રાજપીપળા) ના ચૌલુક્યવંશી મહારાજા વત્સરાજ (ભીમદેવ—પ્રથમનો સમકાલીન) નો રાજકવિ તેની સુપ્રસિદ્ધ કૃતિ "ઉદયસુંદરી કથા" માં વલ્લભી ના મૈત્રક વંશમાંથી કાયસ્થોની ઉત્પત્તિ થઇ હોવાનું જણાવે છે. એટલુંજ નહિ પણ કોકણ અને મહારાષ્ટ્રમાં જે જ્ઞાતિ ચંદ્રસેની કાયસ્થપ્રભુ કહેવાય છે તે પણ ગુજરાતમાં પાટણથી ત્યા ગઇ હોવાનું તેમનું ઇતિહાસ પુસ્તક બિમ્બાખ્યાન જણાવે છે.

ભીમદેવ–પ્રથમના પ્રસ્તુત કચ્છ–ભદ્રેશ્વરના વિ. ૧૧૧૭ ના આ તામ્રશાસન વડે આ રીતે ગુજરાતના સામાજિક ઇતિહાસ પર કેટલોક પ્રકાશ પથરાય છે.

---

# મામેજવો

## (ENICOSTEMA LITTORALE)

ડૉ. રતિલાલ પ્ર. પટેલ, અને ભાનુમતી મૂ. ત્રિવેદી.

લલ્લુભાઈ મોતીલાલ કૉલેજ ઑફ ફાર્મસી, અમદાવાદ.

પ્રાચીન કાળથી વનસ્પતિ ઔષધ તરીકે વપરાય છે. હિંદ વૈવિધ્યથી પૂર્ણ છે. વિવિધ જાતની આબોહવાને લીધે અનેક જાતની વનસ્પતિ અહીં ઉત્પન્ન થાય છે. તેમાંય હિમાલય તેમજ ગિરનાર ઔષધિના ભંડાર છે. દેશની અમૂલ્ય વસ્તુને સમજવાનો પ્રયત્ન ન કરતાં આપણે પરદેશી વસ્તુઓ વાપરીએ છીએ. આયુર્વેદ વનસ્પતિની ઔષધ તરીકે મહત્તા સમજાવતું એક માત્ર સાધન છે કે જેને સુશ્રુત, ચરક ને વાગ્ભટ જેવા આચાર્યોએ આધારભૂત ગણી વનસ્પતિના ઉપયોગ બતાવતાં શાસ્ત્રોનાં નિર્માણ કર્યાં. આયુર્વૈદિક પદ્ધતિથી આજે વૈદ્યો ઘણી દવાઓ બનાવી જનતાને લાભ આપી રહ્યા છે. તે શાસ્ત્રો અનુભવ ઉપર રચાયેલાં છે. જો તેને વૈજ્ઞાનિક રીતે નવો ઓપ આપીએ તો આપણી જનતાને ખૂબ લાભ થાય અને પરદેશીઓ પણ આપણી ત્યાં બનતી દવાઓ નો લાભ લઈ શકે.

અનુભવથી ચાલી આવતા જ્ઞાનને આધારે ગ્રામજનો અને ખેડૂતો આવી ઔષધિઓનું વૈજ્ઞાનિક જ્ઞાન ન હોવા છતાં બહોળો ઉપયોગ કરે છે. મેલેરીયા અટકાવવા માટે મામેજવો વર્ષોથી વપરાતો આવ્યો છે, પણ તેમાં રહેલા મેલેરીયાનાશક અસરકારક તત્વનું વૈજ્ઞાનિક રીતે સંશોધન થયું નથી. આજે કિવનાઈન અને બીજી સંયોગીકરણથી (Synthetic) બનાવેલી દવાઓ ખૂબ આવકાર પામીછે, જો લાંબો સમય લેવામાં આવે તો નુકસાન કરે. વનસ્પતિમાંથી બનાવેલી અસરકારક ઔષધિઓ જો વાપરવામાં આવે તો શરીરની શક્તિ જળવાઈ રહે તેટલું જ નહિ પણ રોગ મટ્યા પછી પણ કોઈ નુકસાનકારક અસર રહેવા પામે નહિ.

ડૉ. બી. બી. રાયેર કિવનાઇન અને મામેજવાનો મેલેરીયાના દર્દીઓ ઉપર તુલનાત્મક પ્રયોગ કર્યો, ને સાબિત કર્યું કે જો કે ઝડપી અસર કરવામાં મામેજવો કવીનાઇનની હરિફાઇમાં ઉભો રહી શકે તેમ નથી, છતાં દેશની ગરીબ અને સાધરણ જનતા જેમને વિદેશી કિમતી દવાઓ પોષાય તેમ નથી તેમને માટે એ એક અસરકારક ને આશીર્વાદ રૂપ નીવડે તેવી વનસ્પતિ છે. ઉપરાંત ફાયદો એ છે કે કવીનાઇનના વાપરવાથી માથાનો દુખાવો, મોળઆવવી, કર્ણનાદ વિગેરે માઠી અસર જેને અંગ્રેજીમાં સીંકોનીઝમ (cinchonism) કહે છે, તેવી અસર મામેજવો વાપરવાથી થતી નથી.

મામેજવો હિંદમાં ખૂબ જાણીતો છે. વનસ્પતિશાસ્ત્રના ડૉ. કશ્યપે તેને કિરાતાદી વર્ગની ઔષધિ તરીકે ઓળખાવ્યો છે. હિંદના જુદાજુદા ભાગમાં તે જુદાજુદા નામે ઓળખાય છે. ગુજરાતમાં તેને "મામેજવો" ઉત્તર હિંદમાં "છોટાકિરાયતા" દક્ષિણ હિંદમાં "વેલારગુ" કે "નાલાગુલી" અને મહારાષ્ટ્રમાં "કડવીનાહિ" કહે છે. આયુ-વેદમાં તે "કૃમિહૃતા" "નાગજીવ્હા" ને "ક્ષારકર્મા" તરીકે જાણીતો છે.

તે ચિરગુણકારી પૌષ્ટિક, જ્વરઘ્ન, કૃમિનાશક, ને કફ અને વાતનો નાશક છે. આખા છોડવાને સૂકવી ભૂકો કરી તેને મધસાથે જલોદર, સંધિવા, આંતરડાંનાં ચાંદા, સારણગાંઠ, સોજો, જંતુ કરડવાથી થઈ ગયેલાં ઢીમડાં, ને લોહી સુધારક તરીકે આપી શકાય. મેલેરીયા તાવ માટે તે અસરકારક ઔષધિ ગણાય છે.

મામેજવાનું વર્ણન "વનસ્પતિ વર્ણન"૨ ને બીજાં ઔષધિને લગતાં સાહિત્યમાં(3, 4, 5, 6) કરવામાં આવ્યું છે. મામેજવાના રોપા ચોમાસામાં ઘણા ઉગે છે. હિંદના મોટાભાગમાં તે ખાસ કરીને દરિયાનજીક તે સારા પ્રમાણમાં ઉગે છે.

**વર્ણન :—**

દેખાવમાં મામેજવાનો રોપ આપેલા ફોટોગ્રાફ પ્રમાણે હોય છે. મામેજવાના રોપાઓ ૧૦ થી ૫૦ સે. મિ. જેટલા ઉંચા વધે છે. તેની દાંડી જમીન તરફ ઢળીને ઉપર ચઢે છે અથવા ઉભી હોય છે.

મૂળ :—(root) ૧ થી ૪ ઇંચ લાંબા સૂતળી જેવાં જાડાં ને ભૂરા રંગનાં હોય છે. મૂળમાંથી ઝીણા રેસા જેવા ફાંટા પણ કોઈવાર નીકળતા જોવામાં આવે છે.

દાંડી અને શાખાઓ :—(stem) કોઈવાર ઊભી ને કોઈવાર લાંબી ચાલી જમીનપર મૂળ મૂકતી જાય છે. તે સૂતળી જેવી જાડી, નરમ, સુંવાળી ને ચોરસ ધારવાળી હોય છે.

પાન :—(Leaves) ૧ થી ૩ ઇંચ લાંબા ને ૧/૨ થી ૧ ઇંચ પહોળાં હોય છે. પાન સામસામાં, ડીંટડી વિનાનાં, બંને છેડેથી સાંકડાં, લીસાં, ને ચળકતાં હોય છે. તેની બંને સપાટી આછા લીલા રંગની હોય છે. પાનમાં ત્રણ નસ હોય છે. તેમાં વચલી નસ ખૂબ સ્પષ્ટ હોય છે. બાજુની નસો પાનની ધારની ખૂબ નજીક હોય છે.

ફૂલ :—(flower) ૧/૫ ઇંચ લાંબા, ધોળાં, અથવા આછાં ભૂરાં હોય છે, ને પત્રકોણમાં ત્રણત્રણના ઝુમખામાં હોય છે. મધ્યાન્હે તે પૂર્ણ ખીલે છે. વાસ સહેજ સુગંધિત પણ જરા દાહક હોય છે.

પુષ્પબાહ્યકોષ :—(calyx) સૂક્ષ્મ પાંચ પત્રોનો બનેલો હોય છે. તે પાંખડીયો કરતાં ટૂંકા ને આછા લીલા રંગનો હોય છે. તેની કોર સફેદ રંગની હોય છે.

પુષ્પાભ્યંતર કોષ :—(corrolla) પાંખડી પાંચ હોય છે. જે જોડાઇને નીચેથી નળી જેવો આકાર બનાવેછે, પણ ઉપરના છેડા છૂટા હોય છે. નળી આછા લીલા રંગની ને છેડા સફેદ રંગના હોયછે.

પુંકેશર :—(Andrœcium) પુંકેશર પાંચ તંતુનો બનેલો હોયછે. તે પાંખડીની નળીના અંદર ના ભાગમાં આવેલા હોયછે. તે પાંખડીથી ટૂંકા ને ધોળા હોયછે, ને તેને તળીયે સૂક્ષ્મ તંતુ નીકળેલા હોયછે. પરાગકોષ નો (Anther) રંગ પીળો હોયછે.

સ્ત્રીકેશર :—(Pistill or Gynaecium) પાંખડીઓની નળીની વચ્ચોવચ એક આવેલું હોયછે. ગર્ભાશય (Ovary), એક પોલવાળો લંબગોળ, ઊભો ને પીળા રંગનો હોયછે. તે પરનું મુખ (Stigma) જરા જાડું ને લીલા રંગનું હોયછે.

ફળ :—(Fruit) દરેક પત્રકોણમાં ત્રણત્રણ ફળ આવેલાં હોયછે. પાનની જોડીમાં છ ફળ દેખાયછે. ફળ પ્રથમ લીલા રંગનાં ને પાછળથી ભૂરા રંગનાં થઈ જાયછે. ફળ સૂક્ષ્મ શીંગ જેવાં, લંબગોળ ને ચળકતાં હોયછે. પણ સપાટી જરા ખરબચડી હોય છે. ફળમાં ઘણાં બીજ હોયછે. બીજ (seeds) સૂક્ષ્મ ભૂરા રંગનાં ગોળાઇ લેતાં હોયછે.

ઉપયોગી અંગ :—તેના સર્વે અંગો ઉપયોગમાં લેવાય છે.

મામેજવામાં કડવું તત્વ હોયછે જેને ગ્લ્યાયકોસાઇડ (glycoside) તરીકે જુદું પાડવામાં આવ્યું છે. તે ઉપરાંત ઓફેલીક એસીડ (ophelic acid) એ બીજું તત્વ છે જે કરિયાતામાં (chiretta) રહેલા તત્વ જેવુંજ છે[3].

દેશી વૈદ્યો ને હકીમો મામેજવાનો જ્વરનાશક તરીકે ઉપયોગ કરેછે. ગ્રામજનો ને ખેડુતો પણ તેને તાવ ઉતારવા માટે વાપરે છે. તેથી તેનું આજની વૈજ્ઞાનિક પદ્ધતિથી જ્વર ઉત્પાદક બેકટેરીયા ઉપર અસર શોધવાનું કામ રસપ્રદ લાગતાં એ દિશામાં થોડો પ્રયત્ન કર્યોછે. બેકટેરીયા-નાશક અસર શોધવા એફ. ડી. એ. અગાર પ્લેટ મેથડ[7] વાપરી સંશોધન કરવામાં આવ્યું છે.

## પ્રયોગ (Experiment)

**સંગ્રહ :—**(Collection) રોપા ઉપર ફૂલ આવી ગયા પછી ઓગષ્ટ કે સપ્ટેમ્બરમાં રોપા ભેગાકરી, છાયામાં સૂકવી, ભૂકો કરી ૬૦ નંબરની ચાળણીમાંથી પસાર કરીને બંધ બાટલીમાં સાચવી રાખ્યો.

## મામેજવાના પાવડરમાંથી એકસ્ટ્રેક્ટ બનાવવાની રીત (Extraction)

સત્વ ખેંચવા તાટે (૧) ૩૩ ટકા આલ્કોહોલ અને (૨) ડીસ્ટીલ્ડ વોટર લઈ એકસ્ટ્રેક્ટ બનાવવામાં આવ્યાં. નીચે બનાવેલી પદ્ધતિ પ્રમાણે એકસટ્રેક્ટ બનાવ્યું. આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણેનું પરકોલેટર એકસટ્રેક્ટ બનાવવા માટે વાપર્યું.

## પરકોલેટર ને તેને વાપરવાની રીત

તે શંકુ આકારનું હોય છે. તેના નીચેના છેડે એક નળી હોય છે. જેની સાથે રબ્બરની નળી જોડાયેલી હોયછે. .આ નળી ઉઘાડવા તેમજ બંધ કરવા માટે પીંચકોક ( Pinch cock) હોયછે. નળીનાં ઉપરના ભાગમાં કાણાંવાળી છૂટી પ્લેટ મૂકવામાં આવે છે. તેના ઉપર

આકૃતિ નં. ૧.

પરકોલશન (Porcolation)

સૂતળી મૂકી, ભીનો પ.વડર ભરવો. (કોરા પાવડર ને આશરે સરખા વજન પ્રવાહીથી પલાળી ચાર કલાક રાખી મૂકવામાં આવે છે. આ ક્રિયાને ઇમ્બીબીશન (imbibition) કહેછે. આ ભીનો પાવડર પછીથી પરકોલેટરમાં ભરવામાં આવે છે. પાવડર એકસરખા દબાણથી ભરવો આવશ્યક છે જેથી પ્રવાહી સરખી રીતે વહી શકે ને પાવડરના દરેક અણુંના સંસર્ગમાં આવી તેમાં રહેલું સત્વ ખેંચી શકે. પાવડર ભરાઇ રહ્યા પછી તેના ઉપર ફીલ્ટર પેપર ગોઠવી તેના ઉપર સ્વચ્છ રેતી નો થર કરવો નીચેનો પીંચ કોક (Pinch cock) ખુલ્લો રાખી પ્રવાહી ભરવું જ્યારે પ્રવાહીના થોડાં ટીપાં પડવા માંડે ત્યારે પીંચકોક બંધ કરી પુરતું પ્રવાહી ભરી પરકોલેટર ને ચોવીસ કલાક રાખી મૂકવું. ચોવીસ કલાક પછી પીંચ કોક ઉઘાડી પ્રવાહી ને બાટલીમાં ધીરે ધીરે પડવા દેવો. આ વખતે પ્રવાહી-ની ગતિ એવી રીતે નિયત કરવી જોઇએ કે એક મિનિટમાં ૧૦ થી ૩૦ ટીપાં પડે. જોઇતા સમસ્ત કદને ૩/૪ ભાગ જેટલું પ્રવાહી ભેગું કરી ભીનાપાવડરને (Marc) બહાર કાઢી લઈ, દબાવી પ્રવાહી લઈ લેવું. એકસ્ટ્રેકટ બનાવવા માટે એક ભાગ પાવડર હોય ત્યારે ચાર ભાગ પ્રવાહી લઈ શકાય.

કેટલાક ઓષધ એવાં હોય છે કે એકજ વાર પરકોલેશનથી (Percolation) બધું સત્વ મેળવી શકાતું નથી, તેથી પુરેપુરૂં સત્વ કાઢી લેવા માટે ફરીથી ઉપરનીજ રીતે બે કે ત્રણ વાર પરકોલેશન કરી શકાય (repercolation). અંતે તેમાં રહેલો ભીનો પાવડર (Marc) બહાર કાઢી લઇ, દબાવીને પ્રવાહી મેળવી લેવાય.

## મામેજવાનું આલ્કોહોલીક એકસ્ટ્રેકટ (Alcoholic extract)

મામેજવાનું એકસ્ટ્રેકટ બનાવવા માટે ૧૦૦ ગ્રામ પાવડર લઇ તેને ૭૫ મીલીલીટર ૩૩ ટકા આલ્કોહોલથી પલાળી ચાર કલાક બંધ વાસણમાં રાખી મૂક્યો. આ ક્રિયાને ઇમ્બીબીશન (imbibition) કહે છે. પછીથી પલાળેલો પાવડર પરકોલેટર (percolator) માં ભર્યો ને ઉપર બતાવેલી (repercolation) પરકોલેશનં ક્રિયાથી તેનું એકસ્ટ્રેકટ બનાવ્યું. પરકોલેશન ને અંતે ભેગા કરેલા પ્રવાહીનું કદ ૪૦૦ મીલીલીટર બનાવ્યું.

આલ્કોહોલીક (alcoholic) અકસ્ટ્રેકટમાંથી આલકોહોલ ઉડાડી મૂકવા માટે (for preparing dealcoholized extract) તેને વોટર બાથ (water bath) ઉપર ૮૦° સેન્ટીગ્રેટ ગરમીએ રાખી તેનું કદ ૪૦૦ માંથી ઘટાડી ૧૦૦ મીલીલીટર બનાવ્યું. આ રીતે બનાવેલા એક મીલીલીટર એકસ્ટ્રેકટમાં એક ગ્રામ પાવડરનું સત્વ સમાયેલું છે.

## મામેજવાનું ડીસ્ટીલ્ડ વોટર એકસ્ટ્રેકટ (Aqueous Extract)

૩૩ ટકા આલ્કોહોલને બદલે ડીસ્ટીલ્ડ વોટર (distilled water) વાપરી તેજ રીતે ૧૦૦ ગ્રામ પાવડરમાંથી ૧૦૦ મીલીમીટર એકસ્ટ્રેકટ બનાવ્યું.

એકસ્ટ્રેકટનું હાઇડ્રોજન આયન કોનસેનટ્રેશન (hydrogen ion concentration) ૩૬° સેં. ૪·૬૭PH બતાવતું હતું.

## પ્રયોગ માટે વાપરેલાં સૂક્ષ્મ જંતુઓ ( Test Micro-organisms )

નીચેના નવ રોગ ઉત્પાદકઅને જ્વરઉત્પાદક ( pathogenic and fever producing ) સૂક્ષ્મજંતુઓ ઉપર મામેજવાના એકસ્ટ્રેકટની અસર તપાસવામાં આવી છે :—

(૧) માઇક્રોકોકસ પાયોજન્સ. ઓરેયસ. ( Micrococcus Pyogens varity aureus )

(૨) માઇક્રોકોકસ પાયોજન્સ. આલ્બસ. ( Micrococcus Pyogens varity albus )

(૩) માઇક્રોકોકસ પાયોજન્સ. સાયટ્રેયસ. ( Micrococcus Pyogens varity citreus )

ઉપર જણાવેલાં ત્રણ સૂક્ષ્મ જંતુઓ પૈકી 'ઓરેયસ', 'આલ્બસ' ને 'સાયટ્રેયસ' કરતાં રોગ ઉત્પન્ન કરવાની વધારે શક્તિ ધરાવે છે. ( it is more Pathogenic than Staph. albus and staph. citreus ). તે ચામડીના ઘણા રોગોને માટે કારણભૂત છે. જેવાં કે વિદ્રધિ (absesses), સ્ફોટ ( boils ), પ્રાર્બુદ ( carbuncle ). તે ચામડી ઉપર હંમેશા રહેલાં હોય છે. ઘણીવાર તે લોહીમાં ભળી જઇ શરીરના અંદરના ભાગમાં રોગ ઉત્પન્ન કરે છે જેવાં કે અસ્થિકોપ (osteomyelits), રોગાણું રક્તના (sephcaemia). સ્ટેરીલોકોકલ ન્યુમોનીયા ઘણીવાર પ્રાણઘાતક નીવડે છે.

(૪) સાલમોનેલા ટાઇફોસા ( Salmonella typhasa )

(૫) સાલમોનેલા પેરાટાઇફી એ. (Salmonella paratyphi A)

(૬) સાલમોનેલા પેરાટાઇફી બી. (Salmonella paratyphi B.)

સાલમોનેલા ગ્રુપના સૂક્ષ્મ જંતુ ટાઇફોઇડ તાવ ઉત્પન્ન કરનારાં છે. પેરાટાઇફોઈ ટાઇફોઇડ જેવોજ તાવ છે જે પેરાટાઇફી એ. ને પેરાટાઇફી બી.ને લીધે થાય છે.

(૭) કોરીનીબેક્ટેરીયમ ડીપ્થેરીયા ( (corynebacterium diptharia)

નાનાં બાળકો આ સૂક્ષ્મ જંતુઓથી થતા રોગનો ભોગ બને છે. તેનાથી ડીપ્થેરીયા થાય છે.

(૮) બેસીલસ મેગાથેરીયમ ( Bacillus Megatherium )

એ એંથ્રેક્સ બેકટેરીયાને મળતું આવે છે પણ તે તેના જેટલું રોગઉત્પાદક નથી. ખાસ કરીને આંખના રોગ માટે તે કારણભૂત છે.

(૯) ઈ. કોલી ( E. coli )

આ સૂક્ષ્મ જંતુ સામાન્ય રીતે આંતરડામાં હોય છે પણ અમુક પરિસ્થિતિમાં તે રોગ ઉત્પન્ન કરે છે. તેના રોગ ઉત્પન્ન કરવાના સ્થાન, પિત્તાશય, યુરીનરી ટ્રેકટ, એપેન્ડીકસ, પેરીટોનીયમ ને કાનનો વચ્ચેનો ભાગ (Middle ear) છે. નાનાં બાળકોને થતાં મરડા, અસ્થિકોપ (cystitis), વિદ્રધિ (absecess) ને રોગાણુંરક્તના ( septicaomial )ને માટે તે કારણભૂત છે.

## પ્રયોગ સાધનો

### સીલીંડર ( Assay Cylinder )

સરખા (± ૦.૧) મીલીમીટર જાડાઈને ૯.૫ મીલીમીટર ઉંચાઇવાળા સ્ટેઇનલેસ સ્ટીલની નળીમાંથી બનાવવામાં આવેલ નળી.

કલ્ચર મેડીઆ ( Culture Media )

ન્યુટ્રીયન્ટ અગાર (Nutrient agar), ન્યુટ્રીયન્ટ બ્રોથ (Nutrient broth) ને મેકોનકીસ અગાર (MacConkey's Agar) પ્રયોગ માટે વાપર્યા.

## પ્રયોગ પદ્ધતિ (Procedure)

૧૪ સેન્ટીમીટર વ્યાસવાળી પેટ્રીડીશમાં (Petridish) ૪૦ મીલીમીટર અગાર રેડી, તેનું ઢાંકણું બંધ કરી, તેને સમતલ સપાટીએ રાખી અગારને ઠરવા દીધો.

આકૃતિ નં. ૨.

નિરોધ પ્રદેશ દર્શાવતી પ્રયોગ પેટ્રીડીશ.

૧ :—પેટ્રીડીશ.
૨ :—પેટ્રીડીશનું ઢાંકણું.
૩ :—કલ્ચર વાળો (culture growth) પ્રદેશ.
૪ :—સીલીન્ડર.
૫ :—નિરોધ પ્રદેશ (inhibition zone)

ન્યુટ્રીયન્ટ બ્રોથમાં બનાવેલા ૨૪ કલાક જુના કલ્ચરમાંથી એક મીલીલીટર કલ્ચર લઈ તેને ૫૦ મીલીલીટર ન્યુટ્રીયન્ટ અગાર સાથે મેળવ્યું. કલ્ચર મેળવતાં પહેલાં ન્યુટ્રીયન્ટ અગારને ઓગાળવા (liquify) માટે ગરમ કરી ૪૮ સેંટી ગ્રેડ ડીગ્રી સુધી ઠંડુ કર્યું. કલ્ચર મેળવેલા ન્યુ

ટ્રીયન્ટ અગારમાંથી ૮ મીલીલીટર લઈ તેને ઉપર જણાવેલ ૪૦ મીલીલીટર અગારથી પેટ્રીડીશમાં બનાવેલા પડ ઉપર એક સરખું પાતળું પડ થાય તેમ પથરાવવા દીધું. પછી પેટ્રીડીશને આશરે ૩૦ મીનીટ સુધી રેફ્રીજરેટર ( refrigerator )માં રાખી. આ સમય દરમ્યાન કલ્ચર મેળવેલા અગારનું ઉપલું પડ બરાબર ઠરી ગયું.

પછી પેટ્રીડીશમાં સમાન અંતરે જોઈતા પ્રમાણમાં સીલીંડર ગોઠવ્યા, ને દરેકમાં સ્ટરાઇલ (sterile) કેપીલરી પીપેટથી ૦·૪ મીલીલીટર એકસટ્રેકટ ભર્યું. સીલીંડર વાળી પેટ્રીડીશ સંભાળથી સાચવીને ઇનક્યુબેટરમાં (incubator) મૂકી. તેને ૧૬ થી ૧૮ કલાક સુધી ૩૭° સેન્ટીગ્રેડ ડીગ્રીએ રહેવા દીધી. સમય પૂરો થતાં પેટ્રીડીશને રેફ્રીજરેટરમાંથી સાચવી બહાર લઈ નિરોધપ્રદેશનો (inhibition zone) ( આકૃતિ નં. ૨ ) વ્યાસ માપ્યો ને તે માપની નોંધ લીધી.

આ રીતે દરેક કલ્ચર માટે છ વાર પ્રયોગ કર્યો. નીચેના ટેબલમાં દરેક સૂક્ષ્મ જંતુ ઉપર એકસટ્રેકટની અસરથી બનેલા નિરોધપ્રદેશનો સરેરાશ વ્યાસ આપ્યો છે જે એક બીજાથી (તેજ સૂક્ષ્મ જંતુ માટે) ૦·૧ મીલીમીટરથી જુદો પડતો નથી.

## મામેજવાના એકસટ્રેકટની જુદા જુદા સૂક્ષ્મ જંતુ ઉપર નાશક અસર

| સૂક્ષ્મજંતુ | નિરોધપ્રદેશના વ્યાસનાં મીલીમીટરમાં માપ | |
|---|---|---|
| | આલકોહોલીક એકસટ્રેકટ alcoholic Extract | પાણીમાં બનાવેલું એકસટ્રેકટ aqueous Extract |
| ૧. સાલમોનેલા પેરાટાઈફી એ. | ૩૫·૭ | ૩૫·૭ |
| ૨. ઇ. કોલી | ૩૦·૦ | ૩૦·૦ |
| ૩. માઇક્રોકોકસ પાયોજન્સ સાયટ્રેયસ | ૨૮·૬ | ૨૮·૬ |
| ૪. સાલમોનેલા ટાઇફોસા | ૨૬·૬ | ૨૬·૬ |
| ૫. કોરીની બેકટેરીયમ ડીપ્થેરીયા | ૨૫·૩ | ૨૫·૩ |
| ૬. માઇક્રોકોકસ પાયોજન્સ આલ્બસ | ૨૫·૦ | ૨૫·૦ |
| ૭. માઇક્રોકોકસ પાયોજન્સ ઓરેયસ | ૨૪·૭ | ૨૪·૭ |
| ૮. સાલમોનેલા પેરાટાઇફી બી. | ૨૨·૩ | ૨૨·૩ |
| ૯. બેસીલસ મેગાથેરીયમ | ૨૧·૬ | ૨૧·૬ |

ઉપર જણાવેલા ટેબલનાં પરિણામ બતાવે છે કે ગ્રામ પોઝીટીવ ( Gram position ) તેમજ ગ્રામ નેગેટીવ (Gram nagetive) સૂક્ષ્મજંતુ ઉપર આલકોહોલીક તેમજ પાણીમાં બનાવેલા એકસટ્રેકટની અસર સરખીજ છે. વધારેમાં વધારે અસર પેરાટાઈફી એ. ને તેનાથી અનુક્રમે ઇ. કોલી. માઇક્રોકોકસ પાયોજન્સ સાયટ્રેયસ, સાલમોનેલા ટાયફોસા, કોરીને બેકટેરીયમ ડીપ્થેરીયા, માઇક્રોકોકસ પાયોજન્સ આલ્બસ, માઇક્રોકોકસ પાયોજન્સ ઓરેમસ, સાલમોનેલા પેરાટાયફી બી. ને બી. મેગાથેરીયમ ઉપર અનુક્રમે ઉતરતા ક્રમમાં છે.

એકસટ્રેકટ ને ઑટોકલેવમાં ( autoclave ) ૧૧૫° સેં. ગરમી ને ૧૫ પાઉંડ દબાણે ૩૦ મિનિટ રાખ્યા પછી ઉપરનો પ્રયોગ ફરીથી કરતાં તેજ પરિણામ આવ્યું. તેથી નક્કી

થાય છે કે વધારે ગરમીથી પણ (autoclaving temparature) એકસટ્રેકટના સૂક્ષ્મ જંતુ ઉપર અસરકારક તત્વને નાશ થતો નથી.

**ઉપસંહાર :**—ઉપરના પ્રયોગમાં કેટલાંક સૂક્ષ્મ જંતુ તાવ ઉત્પનકરનારાં છે, ને કેટલાંકને લીધે રોગ થવાથી તાવ આવે છે, તેના ઉપર મામેજવાની જીવનનાશક અસર (Antibacterial effect) છે તેથી એમ કહી શકાય કે સૂક્ષ્મજંતુથી ઉત્પન્ન થતા તાવમા જો મામેજવો વાપરવામાં આવે તો તે અસરકારક નીવડે.

## સંક્ષેપ સાર (Summary)

(૧) મામેજવાના રોપાને સૂકવીને બનાવેલા પાવડરમાંથી એકસટ્રેકટ બનાવી તેનો રોગ ઉત્પાદક સુક્ષ્મ જંતુ ઉપર અભ્યાસ કર્યો.

(૨) મામેજવામાંથી બનોવેલું એકસટ્રેકટ ગ્રામપોઝીટીવ તેમજ ગ્રામ નેગેટીવ ઓરગેનીઝમ્સ ઉપર અસરકારક છે.

(૩) આલ્કોહોલીક અને પાણીથી બનાવેલાં એકસટ્રેકટ સરખાંજ અસરકારક છે.

(૪) ૧૧૫° સેન્ટીગ્રેડ ગરમીએ તેમજ ૧૫ પાઉંડ દબાણે (Temparature and pressure of autoclaving) ગરમ કરવાથી એકસટ્રેકટ ના સૂક્ષ્મ જંતુ નાશક તત્વ નો ન નાશ થતો નથી.

## આધારભૂત ગ્રંથો

(૧) રાય, બી. બી. ઇન્ડીયન મેડીકલ ગેઝેટ ૮૧, ૫૦૬, (૧૯૪૬).

(૨) ઠાકોર, જે. આઇ. "વનસ્પતિ વર્ણન".
(ફ્લોરા ઓફ બારડા માઉન્ટેન) સેકન્ડ એડીશન, સસ્તું સાહિત્ય કાર્યાલય, બોમ્બે નં. ૨. પા. ૪૭૫, ૧૯૫૨.

(૩) "વેલ્થ ઓફ ઇન્ડીયા" રૉ મટીરીયલ્સ ભાગ ૩, ડી-ઇ. કાઉન્સીલ ઓફ સાયન્ટીફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રીસર્ચ, ન્યુ દીલ્હી, ઇન્ડીયા. પા. ૧૩૪, ૧૯૫૨.

(૪) કીર્તિકર, કે. આર. ને બાસુ બી. ડી.
"ઇન્ડીયન મેડીસીનલ પ્લાન્ટસ" ભાગ ૩, આવૃત્તિ બીજી. લલિત મોહન બાસુ, અલ્હાબાદ, ઇન્ડીયા. પા. ૧૬૫૫. (૧૯૩૩.)

(૫) હુકર, જે. ડી. "ફ્લોરા ઓફ બ્રિટીશ ઇન્ડીયા" ભાગ ૪. એલ. રીવ. એન્ડ કો. લી. આસફોર્ડ, કેન્ટ. પા. ૧૦૧, ૧૮૮૫.

(૬) કુક, ટી. "ધી ફ્લોરા ઓફ ધી પ્રેસીડન્સી ઓફ બોમ્બે. ભાગ ૧, પુસ્તક બીજું. ટેઇલર એન્ડ ફ્રાન્સીસ, લન્ડન, મે. પા. ૧૮૯ ૧૯૦૪.
માર્ટીન, ઇ. ડબલ્યુ, એન્ક કુક ઈ. એફ.

(૭) "રેમીંગટન્સ પ્રેકટીસ ઓફ ફાર્મસી" ૧૦મી આવૃતિ, ધી મેક પબ્લીશીંગ કંપની, ઈસ્ટન, પી. એ. પા. ૧૦૭૯, ૧૯૫૧.

# સંશોધન સમાચાર

## લોકસાહિત્યનું સંશોધન

સિંહાલી લોક નાટય કલા વિષે ડૉ. શરત્‌ચંદ્ર નામના પ્રસિદ્ધ સિંહાલીએ એક સુંદર અને આધારભૂત પુસ્તક લખ્યું છે. પોતે તામિલ, તેલુગુ અને સિંહાલી ભાષાના અધ્યાપક છે અને સિંહાલી પુસ્તકોના વિવેચક તરીકે પ્રસિદ્ધ છે. 'Sinhalese Folk Play'* એ પુસ્તક ઉપર આ વિદ્વાને પંદર વર્ષનો અભ્યાસ અને સંશોધન આવર્યાં છે અને અનેક ચિત્રો અને ફોટોગ્રાફથી સુશોભિત કર્યું છે. લંકા પ્રદેશ અત્યારે તો હિંદથી ભિન્ન ગણાય છે અને લંકા અને હિંદની વચ્ચેનાં રાજકીય સંબંધો આ ભિન્નતા ઉપર ભાર મૂકે છે. પણ ડૉ. શરતચંદ્રના પુસ્તક ઉપરથી હિંદ અને લંકાની સાંસ્કારિક એકતા વિષે કાંઈ પણ સંદેહ રહેવાનો સંભવ નથી. તામિલ ભાષા માટે સ્વતંત્રતાનો હક ભલે ગણાય અને તામિલનાડના પૂજકો સંસ્કૃત કે હિંદીથી જૂદા રહેવાને ભલે મથે, નમસ્કાર જેવા સંસ્કૃત શબ્દનો બહિષ્કાર કરીને 'વણક્કમ્' તામિલ શબ્દનો પ્રચાર કરવાને ભલે મથે, પણ તે ભાષા ઉપર અને ખાસ કરીને તેલુગુ અને સિંહાલી એ દ્રાવિડી ભાષાઓ ઉપર સંસ્કૃતનો પ્રભાવ તો તે ભાષાઓના થોડા વાક્યો વાંચનારને પણ સ્પષ્ટ થાય છે.

સિંહાલી લોક નાટયકલાનો ઈતિહાસ રસમય છે; તેમાં સંસ્કૃત સાહિત્યની, તેમજ તામીલ તેલુગુ અને હિંદુસ્તાની સાહિત્યની અસરો ઘણા પ્રકારે જોવામાં આવે છે. કાલીદાસના નાટકો સિંહાલી ઈસાઈ વિદ્વાનોની તરફથી તેમની ભાષામાં પ્રસિદ્ધ થયાં છે; અને રામાયણ અને મહાભારતની અસર ઠેક ઠેકાણે સાહિત્યમાં જોવામાં આવે છે. સીતાનો અશોક વનવાસ, રામસેતુબંધ અને રાવણની સાથેના યુદ્ધના પ્રસંગો સિંહાલી સાહિત્યમાં ખાસ ઉપયોગીતા સાધતા નથી. તે છતાં હિંદી સંસ્કૃતિનો સંબંધ અનેક રીતે સ્વતઃસિદ્ધ રૂપમાં દેખાય છે. બૌદ્ધધર્મના સંબંધને લીધે બર્મા, સીયામ, ચીન, જાપાનના સાહિત્ય સાથે સિંહાલીનો સંબંધ કર્તાએ સ્પષ્ટ રીતે સમજાવ્યો છે. કાન્ડી મહોરની નૃત્યકલા, કથકલિ અને ભારતનાટયની કલા સાથે સંબંધ પણ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. છેલ્લા બે સૈકામાં (નાડગમ્) નાટકનું સ્વરૂપ અને નૂર્તીય (નૃત્ય)નાં પ્રકારમાંથી છેવટમાં હાલના રૂપ થીટર (થીએટર)ને પ્રાપ્ત થતાં શું શું ફેરફારો થયાં છે તે કર્તાએ સારી રીતે સમજાવ્યું છે પરંતુ પુસ્તકનું ખરૂં મૂલ્ય તો લેખકની સંશોધનવૃત્તિમાં જણાય છે. પુસ્તક લખતાં તેને પંદર વર્ષનો સમય લાગ્યો છે અને તેને સંશોધન માટે બધા પ્રકારના સાધનોનો લાભ મળ્યો છે. ફ્લેશલાઈટ સાથેના કેમેરા, સચિત્ર રંગપટ તૈયાર કરવાનાં સાધનો, સંગીતને સચેતન રાખવા માટે wire recorder અને સંપૂર્ણ સંશોધન પ્રયોગશાળાનો લાભ મળ્યો છે અને તેનાં પુસ્તકમાં આપેલાં ચિત્રો અને નકશાઓ તેમજ recorded notation જોવાથી આવી જાતના સાધનોનો શું ઉપયોગ થઈ શકે તેનો આપણને ખ્યાલ આવે છે.

ગુજરાતનું લોકસાહિત્ય, લોકગીતો, લોકનૃત્યો, લોકખેલ અને લોકનાટકોના વિષે સંશોધનને માટે અમૂલ્ય અને અખૂટ ખજાનાઓ પડ્યા છે તેને વૈજ્ઞાનિક રીતે સંશોધન કરવાને માટે ગુજરાતના વિદ્વાનો અને ગુજરાત યુનિવર્સિટી સંગીન પગલાં લેશે એવી આશા રાખવી અયોગ્ય ન ગણાય.

**પો. ગો. શાહ**

* Sinhalese Folk Play and the Modern Stage, Dr. E. R. Sharatch Chandra.

# નોબેલ પારિતોષિક

## ( પદાર્થવિજ્ઞાનનું પારિતોષિક )

વિજ્ઞાનના જ્યોતિર્ધર પ્રો. ઈઝીડોર રબી કે જેમને અમૂલ્ય સંશોધન માટે ૧૯૪૪માં નોબેલ પારિતોષિકનું બહુમાન મળ્યું હતું, તેમના માર્ગદર્શન હેઠળ કામ કરતા પ્રો. વીલીસ લૅમ્બ અને પ્રો. પ્લાઇકાર્પ કુશે અણુવિજ્ઞાનના ક્ષેત્રમાં મહત્વનું સંશોધન કર્યું છે. પરિણામે પદાર્થવિજ્ઞાનમાં ઉચ્ચતમ સંશોધન માટે ૧૯૫૫નું નોબેલ પારિતોષિક આ બંને વૈજ્ઞાનિકો વચ્ચે સરખે હિસ્સે વ્હેંચી આપવાનું તાજેતરમાં જાહેર થયું છે. આ બંને વૈજ્ઞાનિકો અણુ-વિજ્ઞાનના અભ્યાસમાં અને સંશોધનમાં ઘણો ઊંડો રસ ધરાવે છે. તેમના માર્ગદર્શનથી આ ક્ષેત્રમાં અગત્યના સંશોધનો પણ થયાં છે.

પદાર્થ વિજ્ઞાનના અભ્યાસના બે મૂળભૂત ઘટકો—દ્રવ્ય અને શક્તિ વિષેના કેટલાક મૂળભૂત સિદ્ધાંતોને સમર્થન આ વૈજ્ઞાનિકોના કાર્યથી મળ્યું છે.

આ વૈજ્ઞાનિકોના સંશોધનથી સૂક્ષ્મતરંગો Micro waves—ઉપજાવવાનું સંભવિત બન્યું છે એટલુંજ નહિ, પણ સૂક્ષ્મ અસરો નોંધી શકાય તેમજ તે માપી શકાય તેવી સરળતા વૈજ્ઞાનિક-ક્ષેત્રમાં ઊભી કરી આપી છે.

ચોક્કસ માપ કાઢવાની પદ્ધતિઓ પદાર્થ વિજ્ઞાનમાં મુખ્ય ભાગ ભજવે છે અને સર્વગ્રાહ્ય ચોકસાઇને પરિણામે પ્રો. લૅમ્બ અને કુશે અણુવિજ્ઞાનના સંશોધન ક્ષેત્રમાં કેટલાક મૂળભૂત પ્રશ્નો હલ કર્યા છે. વળી મૂળભૂત કણોમાંના અગત્ય ગણાતા ઋણભારવાહી કણ—ઇલેક્ટ્રોનનું ચુંબકીય આવર્તન બળ અને તેની શક્તિમાં થતા ફેરફારનું ( Lamb displacement ) મૂલ્યાંકન કરવાનું પણ સરળ થયું છે.

પ્રો. લૅમ્બ સ્ટેન્ફોર્ડ યુનિવર્સિટીના છે જ્યારે કુશ કોલંબિયા યુનિવર્સિટીના છે. આમ બંને વૈજ્ઞાનિકો અમેરિકન યુનિવર્સિટીના છે. પોતાના પ્રોફેસરની જેમ આ બંને વૈજ્ઞાનિકોને નોબેલ પારિતોષિક મળે તે ખરેખર ઘણી સુખદ બીના ગણાય. તેમના સંશોધનો અણુવિજ્ઞાનના અભ્યાસમાં અને તેના વિકાસમાં ખૂબ ઉપયોગી થઇ પડશે.

આ બંને વૈજ્ઞાનિકોને ભાગીદારીમાં મળતું બહુમાન તેમજ રોકડ ઈનામ લેવા સ્વીડનના રાજા તરફથી આમંત્રણ મળશે અને તેમને તે એનાયત થશે. ઈનામમાં મળતી આ રોકડ રકમ પર કોઈ જાતનો કર લેવાતો નથી.

## નોબેલ પારિતોષિકના વિજેતા

દેહધર્મ અને રોગવિજ્ઞાનના ક્ષેત્રમાં અમૂલ્ય સંશોધન કરવા બદલ ૧૯૫૪નું નોબેલ પારિતોષિક ત્રણ અમેરિકન ડૉકટરોને મળે છે. બાળલકવા માટેના રોગ-જન્મ ચેપ અંગેનું સંશોધન આ વૈજ્ઞાનિકોએ કર્યું છે. આ મહત્વનું સંશોધન ડૉ. થોમસ. એચ. વેલર અને ડૉ. ફ્રેડરીક સી. રોબીન્સે, ડૉ. જહૉન એફ. એન્ડર્સનની આગેવાની નીચે કર્યું છે.

ડૉ. જહૉન ઍન્ડર્સન હાર્વર્ડ યુનિવર્સિટીના રોગ-વિષ નિષ્ણાત છે, તેમની ઉંમર અત્યારે ૫૭ વર્ષની છે જ્યારે ડૉ. થોમસની ઉંમર ૩૯ વર્ષની છે અને ડૉ. ફ્રેડરીક રોબીન્સની ઉંમર ૩૮ વર્ષની છે.

વિવિધ પ્રાણીજ તંતુથી બનેલા ઉછેર-દ્રાવણમાં બાળલકવાનો રોગ-જન્ય ચેપ ઉછેરી શકાય છે તેવું આ ત્રિપુટીનું સંશોધન છે. શીતળા અને તેવા બીજા દર્દો માટે જેમ આજે રસીનો છૂટથી ઉપયોગ થાય છે અને માનવજાતને આવા ભયંકર રોગમાંથી જેમ નિર્ભયતા અનુભવાય છે તેવીજ રીતે આ સંશોધનથી બાળલકવાની રસી ઉત્પન્ન કરાશે અને બાળલકવાના રોગ સામે નિર્ભયતા સધાશે.

વિજયચંદ્ર ન. ઉપાધ્યાય

---

# સમીક્ષા

## વિશ્વના ધર્મો

લેખક: પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ, પ્રકાશક ગુડકમ્પેનીઅન્સ, વડોદરા,
પૃ. ૨૮૬, કિંમત રૂ. ૪]

જીવન, સમાજ અને સંસ્કૃતિના પવિત્ર અર્કરૂપે કોઈ પણ તત્ત્વ વિશ્વમાં હોય તો તે ધર્મ છે. ધર્મ ચિંતકોએ અનેક દૃષ્ટિકોણથી ધર્મના દૃઢભૂત સિદ્ધાન્તોને તપાસ્યા છે અને એનો મર્મ સમજાવ્યો છે. આપણા આદ્ય દૃષ્ટા, તત્ત્વચિંતક અને ધર્મપ્રવર્તક ભગવાન શંકરાચાર્ય ધર્મને જગત ટકાવવા માટે તેમજ પ્રાણીઓના અભ્યુદય અને મોક્ષને માટે હેતુરૂપ ગણે છે. ડૉ. રાધાકૃષ્ણન્ ધર્મને "Matter of experience and transformation of one's being" તરીકે ઓળખાવે છે. આ પુસ્તકના લેખક કહે છે "ધર્મ એ મનુષ્યતું ભેદક લક્ષણ છે અને બીજા પદાર્થોથી મનુષ્યને તે જૂદો પાડી શકે છે". વળી ધર્મનું પૃથક્કરણ કરતાં કહે છે કે "જેને મનુષ્ય દૈવી ધારે છે અર્થાત્ જગતમાં જે અત્યુત્તમ અને માનનીય નિયામક શક્તિ છે તેની સાથે સંબંધ બાંધવાનો તે પ્રયત્ન કરે છે; આ પ્રયત્નની અંદર સાધનભૂત થતો મનુષ્યનો અનુભવ—અને આ અનુભવમાં તેના વિચારો, ભાવના અને ક્રિયાઓનો સમાવેશ થઈ શકે છે— તેને જ ધર્મ કહેવામાં આવે છે. વળી માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતાં એમને જણાયું કે "ધર્મ કેટલેક અંશે બુદ્ધિનો વિષય છે, કેટલેક અંશે લાગણીનો વિષય છે અને કેટલેક અંશે ઇચ્છાશક્તિનો વિષય છે" અહીં એટલું તો સ્વીકારવું રહે છે કે સત્યાસત્યના વિવેકમાં બુદ્ધિ અને જ્ઞાન મહત્ત્વનો ભાગ ભજવે છે. વળી ધર્મમાં લાગણી હોય પણ લાગણીનો અતિરેક ન હોવો જોઇએ, જેથી ધર્મની અંતરગત ભાવનાને હાની પહોંચે.

ધર્મમાં આત્માનુભવ ઉપરાંત બીજા વધારાના તત્ત્વો પણ છે. એમાં આસ્થા અને શ્રદ્ધા મુખ્ય ભાગ ભજવે છે. લેખક કહે છે કે જે પદાર્થમાં શ્રદ્ધા રાખવામાં આવતી હોય અને તેથી તે પદાર્થની પૂજા કરાતી હોય તે પદાર્થ હંમેશા ધર્મમાં જોવામાં આવે છે. કોઈ પણ ઈશ્વર અથવા દેવોમાં મનુષ્યની જે શ્રદ્ધા અને તે ઈશ્વર અથવા દેવોનો તે મનુષ્યને થતો અનુભવ એનેજ આપણે મનુષ્યનો ધર્મ કહીએ છીએ. ધર્મનું આ સામાન્ય સ્વરૂપ છે. આમ ધર્મ શું છે એનો સ્પષ્ટ વિચાર કર્યા પછી ધર્મ અને તેના વિશિષ્ટ સ્વરૂપોનો લેખક વિચાર કરે છે. આ પ્રકરણમાં ધર્મનું કાર્ય, ધર્મનું પ્રથક્કરણ, દેવોના મુખ્ય લક્ષણો, દેવની ભાવનાના કેટલાક વિકલ્પો, ધર્મનો અભ્યાસ કરવાના જૂદા જૂદા માર્ગો તેમજ ધર્મોની તુલના કરવાના વિવિધ દૃષ્ટિબિંદુઓ, ધર્મોના વિભાગો અને કાળ (સમય) વગેરે વિભાગોની મહત્વપૂર્ણ ચર્ચા લેખક કરે છે અને એ ચર્ચામાં લેખકના ધર્મ પ્રત્યેના મનનીય વિચારો આપણને મળે છે.

જગતના વિવિધ ધર્મોનું અવલોકન ઉપર્યુક્ત દૃષ્ટિ બિંદુથી લેખકે કર્યું છે. આ અવલોકન ધર્મના અભ્યાસીને ઉપયોગી થઇ પડે એવું છે. જૈન ધર્મને તેઓ "પતશ્ચર્યાનો ધર્મ" તરીકે

ઓળખાવે છે. મહાવીરના જીવનની ઝાંખીમાં ત્યાગની જ ભાવના મૂર્તિમંત થઈ છે, અને એ ત્યાગની ભાવના ઊપરજ જૈન ધર્મની ઇમારત ચણાઈ છે "બૌદ્ધ ધર્મ"ને શાન્ત અને નીતિમય આત્મવિકાસનો ધર્મ તરીકે એમણે વર્ણવ્યો છે. ધર્મમાં સદાચાર અને નીતિના સિદ્ધાન્તો મુખ્ય છે. ઊચ્ચ અભિલાષા, સારાં કર્મ અને ઊંચી જીવન વૃત્તિ એ બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો છે. "શીખ" ધર્મ એક સત્યમાં માનતો ધર્મ છે. આ ધર્મે રાજકીય દૃષ્ટિ આપી છે, અને એ દૃષ્ટિએ વિચાર કરતાં "જગતના ઇતિહાસમાં યાહુદીધર્મ બાદ કરતાં એકલો શીખ ધર્મજ એવો છે કે જેમાંથી પ્રજાની અને રાષ્ટ્રની ભાવના ઉત્પન્ન થઈ છે" કૉન્ફ્યૂશ્યસ ધર્મ"ને સામાન્ય શિષ્ટાચારનો ધર્મ તરીકે લેખકે ગણ્યો છે. સ્વરાજ્ય, સ્વશાસન, સ્વસમાજનીતિ અને કલ્યાણકારી યોજના આ ધર્મે શિખવી છે. "તાઓધર્મ" ચીનનો દૈવી માર્ગનો ધર્મ છે "તાઓ" શબ્દનો મૂળ અર્થ "માર્ગ" થાય છે એટલે જે ધર્મ ધાર્મિક માર્ગમાં માર્ગદર્શન કરે તે. "શિન્તો ધર્મ" પ્રકૃતિ અને રાજપૂજાની પવિત્રતામાં માનનારો ધર્મ છે. રાજકીય સિદ્ધાન્તો સ્થાપવામાં એ ધર્મે મહત્વનો ફાળો આપ્યો છે જે અદ્વિતીય છે. આવીજરીતે "યાહુદી", "ઝોરૉસ્ટર" "ઇસ્લામ", "ખ્રિસ્તી" ધર્મોની વિશિષ્ટતા પણ લેખક બતાવે છે.

ધર્મના વર્ણનો પછી ધર્મોની સંક્ષિપ્ત તુલના એમણે કરી છે. એમાં દરેક ધર્મની વિશિષ્ટતા, એના ગ્રન્થોની નામ સૂચિ તેમજ ધર્મપ્રણેતાઓના ઉદ્‌ગારોમાંથી અવતરણો આવે છે. જગતના વિદ્યમાન અને અવિદ્યમાન ધર્મોની ચર્ચા પછી ઉપસંહાર કરતાં લેખક કહે છે કે "ધર્મો અનેક છે પણ ધર્મ એક જ છે. જેમ બધા મનુષ્યોમાં મનુષ્યત્વનામનો સામાન્ય ભાવ એક છે, અને નિત્ય છે તેમ બધા ધર્મોમાં રહેલું ધર્મ નામનું તત્ત્વ એકજ છે, અને નિત્ય છે. અતિ પ્રાચીન કાળમાં મનુષ્યની જે ધર્મભાવના હતી તે આજે પણ એક રૂપમાં કે બીજા રૂપમાં જોવામાં આવે છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં જે સમાજને ધારણ કરે તે ધર્મ."

"મનુષ્યોમાં સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો ઓછાવત્તા પ્રમાણમાં રહેલાં છે અને આ ગુણભેદને લીધે મનુષ્યના વિચાર અને આચારમાં કુદરતી રીતે ભેદ રહે છે. આ વિવિધ પ્રકારની રુચિવાળા મનુષ્ય વર્ગને સંતોષ આપવા માટે વિવિધ પ્રકારના ધર્મોની આવશ્યકતા રહે છે". આ કારણથીજ મનુષ્યો પોતાની ભિન્ન ભિન્ન રુચીને લીધે જુદા જુદા તત્ત્વજ્ઞાનના માર્ગો સ્વીકારે છે પણ વસ્તુત: તે બધાય માર્ગોમાં એકજ પરમાત્માની પ્રાપ્તિનો ઉદ્દેશ અને ઉપદેશ છે. આજે અને આજ પહેલાં જે ધર્મને નામે વિગ્રહો થયા છે તે ધર્મના અજ્ઞાનને લીધે જ છે. સાચો ધર્મ પરમશાન્તિનો, વિશ્વપ્રેમનો છે. સાચો ધર્મ અને પરમશાન્તિ ક્યારે પ્રાપ્ત થશે જ્યારે વિશ્વના સર્વ માનવીઓ સનાતન સિધ્ધાન્તોનો સ્વીકાર કરી એક બીજાને ઓળખવાનો પ્રયત્ન કરશે અને એક બીજા વચ્ચે વિચાર સમન્વય સાધશે અને એક બીજા માં વિશ્વાસની લાગણી ઉત્પન્ન કરશે. આ વસ્તુ આજના ભારતની "પંચશીલ"ની મુખ્ય ભાવના છે અને એજ સનાતન ધર્મનો સિધ્ધાન્ત બની રહે છે.

જનાર્દન પંડ્યા

## અરણ્યકાંડ

વાલ્મીકિ રામાયણના અરણ્યકાંડનો સમશ્લોકી સંક્ષિપ્ત અનુવાદ. શ્રીમતી હંસાબ્હેન મહેતા
પૃ. ૧૭૦. એન. એમ. ત્રિપાઠી લિમિટેડ. રૂપિયા ચાર.

ગાંધીજીએ લખ્યું છે કે "રામરાજ્ય એ સ્વરાજની પરિસીમા છે". રામાયણ પણ હિંદુ સંસ્કૃતિનો સર્વોત્તમ ગ્રંથ છે રામના ગુણ ગાવા અને રામચરિત્રનો અભ્યાસ અને મનન કરવું એ હિંદુઓને ઘણું પ્રિય છે. હજુ ઇંડોનેસીયામાં મુસલમાનો પણ રામાયણનો પાઠ અને રટણ કરે છે. આ ઉત્તમ સાહિત્યકૃતિનો સમશ્લોકી અનુવાદ કરીને શ્રી. હંસાબ્હેને પોતાની કીર્તિ વધારી છે એટલુંજ નહીં પણ ગુજરાતી જનતા ઉપર ઉપકાર કર્યો છે. બીજા અનુવાદો કરતાં આ વધારે સફળ, સરળ અને લોકભોગ્ય થયો છે. એટલુંજ નહીં પણ અર્વાચીન યુગની વિવેકદૃષ્ટિથી અસંગત કે અયોગ્ય કે પ્રક્ષિપ્ત વસ્તુનો ત્યાગ કરીને વિષયની ભવ્યતા સારી રીતે સાચવી છે.

બાળકાંડ, અયોધ્યાકાંડ પછી અરણ્યકાંડમા વાંચતા સ્પષ્ટ થાય છે કે હવે લેખકનો આ વિષયમાં સારો કાબુ આવી ગયો છે અને એમની ધારણા પ્રમાણે થોડા સમયમાં આખું વાલ્મીકી રામાયણ ગુજરાતીમાં તૈયાર થઈ જશે. પોતાની અનેક વ્યવસાયોમાંથી નિયમિત રીતે સમય કાઢીને આ શુભ કાર્ય આટલે સુધી પહોંચાડયું છે તેને માટે તેમને અનેક ધન્યવાદ ઘટે છે. તેમનો સાહિત્ય પ્રેમ અને લેખન શક્તિ ઘણા સમયથી ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં સંગીનફાળો આપી રહ્યા છે. લેખક સંમેલનના પ્રમુખ તરીકેનું ભાષણ ઘણાઓને યાદ રહેશે; અને હવે પછીની ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ચુંટાય તો તે નવાઈ ન ગણાય.

આ અનુવાદનું કાર્ય સર્જન સાહિત્યમાં ન મૂકી શકાય એવી કોઇની માન્યતા હોય તો તે ભૂલભરેલી છે. લેખકે રામાયણનો ભાષાંતરીઓ અનુભવ મેળવ્યો છે એમ નથી. દરેક કાંડની પ્રસ્તાવનામાં આવેલા વિવેચનથી વાંચનારને સ્પષ્ટ થાય છે કે તેમનો અભ્યાસ ઊંડો છે. ચિત્રકૂટ, દંડકારણ્ય, અને પંચવટીમાં ગાળેલા અગીઆર વર્ષોના સમયનું પૃથક્કરણ કર્યું છે. લગભગ ચૌદહજાર રાક્ષસ જાતિના મનુષ્યોનો નાશ કર્યા પછી તે જાતિની સાથે વેર બંધાય છે. ખર, દૂષણ અને શૂર્પણખાના પ્રસંગો આ વૈરભાવના કારણરૂપ બને છે; સીતાહરણ અને રાવણનાશ એ આ રાક્ષસજાતિના આક્રમણથી આર્ય પ્રજાને બચાવવાના કરેલા પ્રયત્નોનો સફળ ઇતિહાસ છે. કેવળ ધર્મ ગ્રંથ, સાહિત્ય ગ્રંથ અથવા તો પુરાણ ગ્રંથ હોવા ઉપરાંત રામાયણ જાતિકુલ ઇતિહાસનો અભ્યાસ ગ્રંથ છે.

લેખકે આ અનુવાદ કરવામાં કેટલી સર્જન શક્તિ વાપરી છે તે જાણવામાટે એકજ પ્રસંગ બસ છે. સીતાહરણ પછી રામ વિહ્વળ થાય છે. તે વખતે રામને લાગે છે કે ઈશ્વર દયાળુ છે એટલા માટે લોકોએ ઘણી વાર એનો અનાદર કરવાની ધૃષ્ટતા કરી છે. એવીજ રીતે પોતાના મૃદુ સ્વભાવને લીધે એની અવગણના કરી સીતાનું શું થયું એ કહેવા પણ તૈયાર નથી. આ

વિચારે પોતાનો મૃદુ સ્વભાવ તજી ક્રૂર બની સર્વનો નાશ કરવા તત્પર થાય છે. આ રામક્રોધ લેખકે અનુષ્ટુપ છંદમાં વર્ણવ્યો છે :—

થાય આ ગુણ મારા જે દોષ, લક્ષ્મણ ! જો હવે
આજથી સર્વ ભૂતનો રાક્ષસોનો વિનાશ હું.
સૌ ગ્રહગણને રોધું, આવરું હું નિશાકર,।
અગ્નિ મરુત્ કરું નષ્ટ, ઘેરું ભાસ્કરની દ્યુતિ.
શૈલાગ્રના કરું ચૂરા, શોષીશ ને જલાશયો,
ઉખાડું વૃક્ષ ઝાડીને, કરીશ નષ્ટ સાગર.
ત્રૈલોક્ય ને કરું હું તો, શરણે કાલધર્મના,
ક્ષેમકુશલ સીતાને, આપે જો નવ ઈશ્વર.

હવે અનુવાદનું મૂલ સ્વરૂપ જોઈએ. લેખકે ગુજરાતી પ્રેસના ગુજરાતી અનુવાદ તો આધાર લીધો છે તેના શબ્દો નીચે પ્રમાણે છે.

રે! મૈથિલીને માટે આખા જગતને આજે હું રાક્ષસો તથા પિશાચો વગરનું કરીશ, ને મેં ક્રોધથી મૂકેલાં અતિ દૂર ગતિ કરનારાં મારા બાણોનાં બળને દેવતાઓ જોશે. વળી મારા ક્રોધને લીધે આજે દેવો, દૈત્યો, પિશાચો તથા રાક્ષસો કોઈપણ રહેશે નહિ; ને એમ ત્રણે લોક નાશ પામશે ત્યારે દેવ, દાનવ, યક્ષ તથા રાક્ષસાદિના અંતરિક્ષમાં વસનારા લોક મારા બાણ સમૂહોથી ટુકડે ટુકડા થઈ નીચે આવી પડશે. હે લક્ષ્મણ! જગત્ માં જેઓ ઈશ્વરપણું ધરાવે છે, તેઓ જો મને પૂર્વ સરખા રુપવાળી વૈદેહી જ સીતા નહિ આણી આપે તો નિશ્ચે હું બાણો વડે સર્વ લોક ને મર્યાદા રહિત કરીશ. રે! જ્યાંસૂધી સીતા મારી દૃષ્ટિએ પડશે નહિ, ત્યાંસૂધી બાણોવડે સ્થાવર જંગમાદિ સર્વ જગત ને હું તાપ પમાડીશ!

હવે સરખાવો અસલ સંસ્કૃત વાલ્મીકિ રામાયણના શબ્દો અને શૈલી

अस्मित् मुहूर्ते सैमित्रे ममद्रक्ष्यन्ति विक्रमम् ।।६४।।
नाकाशमुप्ततिष्यन्ति सर्वभूतानि लक्ष्मण ।
मम चापमुखान्मुक्तैर्बाणैः सर्वं निरन्तरम् ।।६५।।
अर्दितं घोरनाराचैर्भ्रष्टभ्रान्तमृगद्विजम् ।
समाकुलममर्यादं जगत् पश्याद्य लक्ष्मण ।।६६।।
आकर्णमुक्तैरिषुभिर्जीवलोकं दुरासदैः ।
करिष्ये मैथिली हे तो रपिशाचम राक्षसम् ।।६७।।
मम रोषप्रमुक्तानां सायकानां बलं सुराः ।
द्रक्ष्यन्त्यद्य विमुक्तानामत्यन्तं दूरगामिनाम् ।।६८।।
नैव देवा न गन्धर्वा न दैतेया न राक्षसाः ।
भविष्यन्ति मम क्रोधादद्य लक्ष्मण पश्य माम् ।।६९।।

અસલ સંસ્કૃત પાઠ, અને આધારરૂપ લેવાયેલા ગદ્યના શબ્દો, એ ત્રણેને અનુષ્ટુપ છંદમાં તૈયાર કરેલી નવી કૃતિ સરખાવતાં લેખકની પ્રતિભા અને શૈલીનું આપણને ખરૂં ભાન થાય છે. નવી પંક્તિઓની અર્થસૂચકતા, શબ્દ-લાલિત્ય અને વિચાર ગંભીરતા નવી જાતની ભવ્યતા દાખવે છે. તે ઉપરાંત અનુષ્ટુપ છંદની પ્રવાહીતા અને સરળતા નવો રસ ઉમેરેછે.

પો. ગો. શાહ

*Khalji Kālin Bhārat* (1290-1320 A.D.) translated from the original Persian into Hindi by Dr. S. A. A. Razvi, M.A., Ph.D., with a *Prākkathan* by Prof. Muhammad Habib of the Department of Political Science at the Aligarh Muslim University and published by the said university in 1955; pp. 11 + 230 + 28; Price Rs. 8/-.

The above title prepares the reader for finding in the book a well-digested and documented picture of the political, social, economical, religious and ethical conditions prevailing in the portion of India ruled over by the kings of the Khalji dynasty between the years 1290 and 1320 A.D. Its sub-title (History of the Khaljis) through Contemporary Historians (Jiā-ud-din Barni, Ameer Khusro, Ésāmi, Ibne Batūtā, Yahyā, Faristā and Abdullāh) raises such an expectation quite clearly. The contents of the book however show that of the three Parts into which the work has been divided, Part 'A' occupying pp. 1-150 contains translations of extracts drawn from Tārikhe Firozshāhī, a work by Jiā-ud-din Barni, pp. 151-194 of Part 'B' contain similar translations of extracts from five of the poetical works of Ameer Khusro, pp. 195-212 of the same Part, a similar one from a work by Ésāmi and pp. 213-218, a similar one from a work of Ibne Batūtā and Part 'C', containing only the 12 pages, 219-230, is made up of translations of short extracts from the works of Yahyā, Faristā and Abdullāh. This main portion of the book is however preceded by a critical evaluation of the aforesaid sources occupying the 7 pages following the "Foreword" and Preface marked separately by lettres of the Hindi alphabet consisting of the consonants 'ङ' to 'ट' and followed by a glossary of words entitled "Śabdārtha" occupying 9 pages marked by the first 9 vowels of the said alphabet, a "List of Works Consulted and Referred to" on an unnumbered page, an "Index of Names" on pp. 1-15 and an "Errata" on pp. 1-3.

The merit of this work thus lies, not so much in providing for the advanced students of the history of the said period an additional text-book of history, as (1) in collecting together the necessary materials therefor lying so long in obscure corners, whether in printed or manuscript form, (2) in supplying such information about their authors and their works as would be helpful to the students in deciding for themselves which of the events described in them can be safely held to be the facts of history and which of the judgments recorded by them can be looked upon as the authoritative pronouncements of contemporary writers, who were in a position to get first-hand information, had sufficient regard for truth and ability to distinguish it from mere gossip and could lay aside their pre-conceived notions

while proceeding to ascertain it, and (3) in giving clear explanations of the Persian and Arabic words made use of in the Hindi translation. It is thus likely to be of great help to the research students of history, who, though not knowing the Persian language as it was current in India during the middle ages, may be interested in correcting the errors and misinterpretations, which, according to the learned Prof. Habib had crept into the volume of the *History of India as told by its Historians* by Sir Henry Elliot published by Dowson relating to the period of rule of the Khaljis, and had remained uncorrected by the *Studies in Indo-Muslim History* of Prof. S. H. Hodiwala, published in 1939 according to Dr. Razvi. A perusal of the contents of Parts I and II shows that they contain sufficient materials for enabling-such a scholar with a critical faculty to draw a full and correct pen-picture of not only the principal events that had occurred in the period of 30 years for which the rule of the Khaljis lasted but also of the nature of the life led by them, the dangers to which their lives always remained exposed, the nature of their relations with their close relatives and confidants, the ways employed by them for creating a group of aristocratic supporters of their rule, for keeping themselves informed of and counteracting the effects of the activities of the traitors, for ensuring themselves of the loyalty of their civil servants, the Governors of distant regions and the commanders of the militias sent out on military expeditions, and also of the social and economic conditions in which the Musalmans and Hindus, not directly connected with the royal court, lived in that period, especially during the longest portion of it for which Allaud-din held sway over them. The language in which the materials have been presented is free from any glaring fault and the get-up of the book is also good though not attractive.

The Aligarh Muslim University has rendered valuable service to the country by publishing this history source-book in Hindi, the language recognised by the Indian Constitution as the national language of the whole of the Indan Union, and hopes to be continuing to do so further by the publication of the similar larger volumes prepared by Dr. Razvi on the periods for which the Turks and the Taglaks held the reins of power at Delhi.

P. C. Divanji

*Prachin Fagu—Sangraha* : A collection of 38 poems with two introductory essays and vocabulary. Dr. B. G. Sandesara, M.A., Ph.D. and Somabhai Parekh, M.A., Maharaja Sayajirao University of Baroda. 1955. Pp. 290 + VXXII = 362. Price Rs. 8/-.

The Baorda University has rendered a very useful service to the cause of old Gujarati literature by initiating a new series *Prachin Gujarat Granthmala*, old Gujarati series, in keeping with the traditions of the Gaikwad Oriental Series. The first volume of the series was reviewed in Journal of the Gujarat Research Society and we have great pleasure in reviewing this volume now.

The Fagu poems of Gujarat form an important section of the litertaure of the regions as do the spring-poems of all nations, for spring has the most romantic associations with the human mind in all countries and climates. These Fagu-songs pertain to the period of old Gujarati literature and cover the years Samvat 1341 to Samvat 1728, and provide valuable material for the study of the growth of the language and of the culture of the literary people during the period of three and half centuries.

The Fagu poems were evidently derived from the folk-songs publicly sung at the time of the spring festivals firstly in villages and then in towns. The learned editor has cautiously selected only 38 of such poems of literary merit, but the variety of style and contents is large. The spring songs of the folk-people, if and when collected, will throw new light on the history of the common man of Gujarat. But in the meantime, the present collection is interesting, comprehensive and carefully edited. The poems were sung with play and dance in the month of Falgun (March) the spring season, the festival itself was known as Fag, the tune was known as a Fag, the season was known as Fag and the whole atmosphere of these poems was saturated with the joys and sorrows of the human life in spring.

The editor has brought out these features prominently in his critical introduction where he analysis the various types of Fagu poems. Most of the preserved pieces of poems and manuscripts of the old Gujarati period are found in Jaina Libraries and the author thinks that out of 38 Fagu poems only eight are composed by non-Jains. The subject of these poems is mostly description of the spring, its influence on nature, on trees, on gardens and flowers and on the human mind and of the spring-sports. In most cases, the pervading sentiment is the erotic rasa—with both *vipralambha* and *sambhoga* varieties. This form of poem was so popular that Jain priests wrote them with the main idea of proving the frailty of human desires and drawing the common man towards religion. These religious Fagu poems served their own purpose, while the common prevailing type also became popular owing to the erotic element.

Dr. Sandesara is piling his laurels thick and this selection of old Gujarati poems has enhanced his reputation as a critical editor. It is hoped that the Baroda University will continue this remarkable achievement and extend its patronage to the folk-songs and folk-literature of the common man in villages and hills—a neglected field.

P. G. SHAH

*Glory that was Gurjara Desa* by Shri K. M. Munshi, A.D. 550-1300. Part I p. 234. Part II pp. 235 to 505 with several maps and charts. Nos. 26 and 27 of Bhavan's Book University, 1955.

Among the varied literary activities of this scholar-statesman, besides the writing of historical novels and plays, has been a passionate study of History.

The History of Gujarati literature written in 1922 was the forerunner of a plan of history of Gujarat in four volumes prepared in connection with Mularaj Solanki millenium celebrations in 1942. Out of the four volumes planned then, the first volume was descriptive of the prehistoric West Coast, the second was to have covered the period of Aryan expansion and consolidation from 1000 B.C. to 550 A.D., the third volume, published in 1944 covered the period of 550 to 1300 A.D. The rich material collected in the third volume suffered from several defects and the learned author has rightly chosen to rewirte the same in two elegant volumes, in convenient size and at a reasonable price. The new edition is a great improvement on the old and is a monument to the tenacious spirit of scholarship that persists in this scholar, in spite of the busy social activities of the gabernatorial chair of the Uttar Pradesha.

Besides having rewritten several chapters, the author has thrown new light on some of the old problems in the history of the period. There was a time when the history of Gujarat was considered to consist of family quarrels of petty chiefs for small fiefs or chieftainship and sometimes for a ' bride,' but Shri Munshi has brought unity out of chaos and constructed a connected history of the three Empires.

The first Empire centres round Mihir Bhoja the Great (A.D. 835 to 888), who was not only the greatest of the Imperial Gurjaras, but a " monarch inferior to none in history, either in achievement or character." His military genius and unique powers of administration helped him to acquire a large empire, the limits of which at the time of his death extended from the Himalayas to a little beyond the Narmada and from the east Punjab to Bengal—an empire larger than that of Harsha. The restless Rashtrakutas from the south became quiet wisely; the progress of the Arabs on the Sind frontier was arrested. The ruling clans of Guhilots, Parmaras, Chapas, Chahamanas and Chalukyas governed *Gurjaratra* and they were all united in a *Gurjaradesha*, which was cemented by social and linguistic unity. (p 117).

The second Empire resulted from the break up of the old federation of Gurjardesha, when the Malava chiefs Siyaka and Munja (the quivering flame of beauty immortalised by Munshi in his novel Prithivivallbh) became independent. This permitted Mularaja first to conquer Sauashtra ruled by the Ahira king Graharipu and Kachha from king Labha Phoolani so well-known in Gujarati folklore; he then threw up the bondage of Kanauj, eventually making Annahilwad the centre of the Gujarat culture. When he died in 997, Mularaj Solanki had survived the ambitions of the kings of Kanauj, Malava, Sakambhari and Karnatak; he left the foundations of the sound administration on which the third Empire could be built by the great Siddharaj Jayasimha (A.D. 1096-1643). During the latter's rule of nearly half a century, he consolidated his power in Saurashtra and Gujarat and conquered Malava. Jayasimha was followed by Kumarpala, whose statesmans hip extended the alliance between Gujarat and Sapadalaksha, whose military genius led to the conquest of Konkan (about 1160 A.D.), whose patronage of learning

extended to Hemchandra the greatest scholar of his age, and whose patronage of art enabled his ministers Vastupal and Tejapal to build the great temples at Abu.

Shri Munshi's brilliant literary gifts make the book easy to read, appreciate, and enjoy. Several maps and charts and tables of chronology leave no doubt about the clear cut conclusions he wants to establish. His treatment of the vexed problems of history of Gujarat in eleven short appendices is thorough and is based on the valued advice of experts from all over India. Even though one may not agree with him about the indigenous origin of the Gurjaras, one must admire the tenacity with which he has strengthened his opinion. The reviewer hopes with him that anthropology will advance on a firmer scientific basis and provide more conclusive evidence based on genetics and blood groups besides head measurements on the origin of the various Gurjar groups found in India.

The most valuable chapters of the book are "life and culture A.D. 500-700", "Medaeval India Begins", "Life under the Chalukyas" where the author overcomes the passion of historians to describe the murderous conquests of kings and rulers for power. In these chapters, he depicts with a real insight the daily cultural life of the masses and exposes the inner springs of action which lead to rise and fall of nations.

P. G. SHAH

---

# માનસિક રોગોના પ્રશ્ન*

લેખક

**શ્રી. જે. સી. મારફતીયા**

માનસિક માંદગી રોજને રોજ વધતી જાય છે? એ પ્રશ્ન મને સામાન્ય માણસો અને તબીબી નિષ્ણાતો અનેકવાર પૂછે છે. માનસિક રોગો દિવસે દિવસે વધે છે એવી છાપ નીચેની હકીકતોને લીધે પડી છે. હમણા જે માનસિક અરાજકતાના ઉપચાર ની બાબતમાં જે પ્રગતિ થઈ છે તેને લીધે ઘણા દરદીઓને ફાયદો થયો છે અને સારા થયા છે. આ ઉપરાંત મનોરોગ વિજ્ઞાન વિષે ઘણી જાગૃતિ આવી છે. હવે ઘણા સ્ત્રીપુરૂષો મનોરોગવિજ્ઞાનની સગવડોનો લાભ ઉઠાવે છે, જે ૨૦ વર્ષ પહેલા શક્ય નહોતું. પરદેશી તબીબી અને લોકપ્રિય પ્રકાશનોમાં વર્તમાન મનોરોગ ઉપચારમાં જે પ્રગતિ થઈ હોય એના અહેવાલો આપવામાં આવે છે. અમેરિકા અને ઈંગ્લેન્ડમાં તબીબી નિષ્ણાતોએ મનોશારીરિક (Psychosomatic) અરાજકતા અને માનસિક માંદગીઓને સારૂ એવુ મહત્વ આપ્યું છે. આ કારણોને લઈને મનોરોગની ચિકિત્સા વિષે સારી જાગૃતિ આવી છે.

ફ્રોઈડ એમ માનતો હતો કે અર્વાચીન શિષ્ટ મનુષ્યે જે સાંસ્કૃતિક પ્રગતિ કરી છે એની કીંમત તેણે ભરપાઈ કરવી પડશે એ કીમત તે આજનુ વિકૃત માનસ. એમણે એ વસ્તુ ઉપર પણ ભાર મુક્યો કે આજનું આધુનિક જીવન જે રીતે પ્રગતિ કરી રહ્યું છે અને જે રીતે સમાજ પોતાની માંગ એક વ્યક્તિ પાસે વધારતો જાય છે એ જોતાં એ વ્યક્તિને એ સમાજ સાથે સુમેળ સાધવો મુશ્કેલ છે.

અમેરીકામાં માનસિક રોગોની લગભગ ૫૨૩ હોસ્પીટલો છે. ૮૦ થી ૧૦૦ લાખ લોકો કોઈ ને કોઈ સ્વરૂપમાં માનસિક અથવા જ્ઞાનતંતુની બીમારીથી પીડાય છે વસતી ગણત્રી પ્રમાણે દર ૧૦,૦૦૦૦૦ દસ લાખે એ લોકો પાસે માનસિક દરદીઓ માટે લગભગ ૪,૫૦૦ ખાટલા છે. ત્યાં લગભગ ૭,૦૦૦ મનોરોગ વિજ્ઞાનવિદો છે. આ સંખ્યા માનસિક બિમારીની જરૂરિયાતોને પહોચી વળતી નથી.

ઈંગ્લેન્ડમાં લગભગ ૧૦૦ માનસિક રોગોની હોસ્પીટલો અને લગભગ ૧૦૦ બાળ માર્ગદર્શક કેન્દ્રો છે. દર ૨૫૬ દીઠ એક વ્યકિત માનસિક રોગોની હોસ્પીટલોમાં હોય છે. ત્રણ લાખ માનસિક દોષવાળી વ્યક્તિઓ છે અને ૧૨૫ વ્યક્તિઓમાં એક વ્યક્તિ એવી છે જેનો માનસિક વિકાસ રૂંધાઈ ગયો છે. ઈંગ્લેન્ડમાં દર ૧૦ લાખ વસ્તીએ ૩,૯૦૦ દરદીઓ માનસિક બિમારીથી પીડાતા હોય . ડૉ. સી. પી. બ્લેકરના કહેવા પ્રમાણે જો આ એક ૧૦ લાખ વસતીનો વિસ્તાર લઈએ તો એ વિસ્તારની જરૂરિયાતો હજાર હજાર ખાટલાઓવાળી ચાર માનસિક રોગોની હોસ્પીટલો સારી રીતે પૂરી પાડી શકે. જાપાનમાં લગભગ ૧૫૦ મનોરોગ વિજ્ઞાનવિદો છે.

હિન્દુસ્તાનમાં ફક્ત ૧૯ માનસિક રોગોની હૉસ્પીટલો છે. મુંબઈ રાજ્યમાં ૬ મુખ્ય હૉસ્પીટલોમાં ૩,૯૪૦ દરદીઓનો ઉપચાર ચાલે છે. ખરેખર આ હૉસ્પીટલોમાં જગ્યા ફક્ત ૨,૩૫૦ દરદીઓ માટે છે. (ટાઈમ્સ ઑફ ઇન્ડીયા, ૨૦ માર્ચ, ૧૯૫૫). દરેક દસ લાખની વસ્તીએ ફક્ત ૨૫ ખાટલા છે. ભોર સમિતિના અહેવાલે ૮,૦૦૦૦૦ ખાટલાઓની ભલામણ કરી હતી. એટલે કે દર ૧૦ લાખ વસ્તીને હિસાબે ૨,૦૦૦ ખાટલાઓ આવે. સારા ભારતમાં ૧૦ બાળ માર્ગદર્શક કેન્દ્રો છે. એમાંના પાંચ મુંબઈ રાજ્યમાં છે, અને આખા દેશમાં મનોરોગ વિજ્ઞાનવિદ ડૉકટરો ૧૦૦થી વધારે નથી.

આ બતાવે છે કે આપણા દેશમાં આપણે માનસિક બિમારીના પ્રશ્નોને હલ કરવામાં પહેલે પગથિયે પણ નથી પહોંચ્યા.

માનસિક રોગ પ્રત્યેનો પૂર્વગ્રહ હજીએ આ દેશમાં, ખાસ કરીને નાના શહેરો અને ગામડાંઓમાં પ્રચલિત છે. લોકો હજી માને છે કે માનસિક બિમારી કોઇ ભેદી કારણોને લીધે હોય છે. કોઇ વ્યક્તિ ઉપર ભૂત સવાર થઇ જાય કે પછી એની માનસિક બીમારી એણે પૂર્વજન્મમાં જે પાપો કર્યા હોય એના ફળરૂપે હોય એવું માનવામાં આવે છે. કેટલાક લોકો માને છે કે ગાંડા લોકોની સાથે કામ કરવાથી કામ કરનારો પણ ગાંડો થઈ જાય છે. એક ડૉક્ટર મિત્ર છે, જે જ્યારે મળે ત્યારે પૂછે કે, "કેટલી પ્રગતિ કરી? તમે હજી સારા છો? ગાંડા નથી થયા?" મને ખાતરી છે કે એને આવી મશ્કરી કરવાની ટેવ છે—કંઈ નહીં તો પણ એવી આશા તો રાખુ જ છું.

પણ કેટલાક લોકો ખૂબ ગંભીરતાપૂર્વક એમ માનતા હોય છે કે મનરોગ વિજ્ઞાનના ડૉકટરો અડધા ગાંડા હોય છે એમ ન હોય તો એ લોકો ગાંડાઓને સમજી કેમ શકે? આ ડૉકટરો પાસે બીજાના મતને વાંચી લેવાની કોઇ અપાર્થિવ શક્તિ હોય છે. એક દરદીએ મેં એને લખી આપેલી દવા વિષે વધારે માહિતી મેળવવા મને ફોન કર્યો અને મેં એને એમ પૂછ્યું કે એ કેમ છે? એણે કહ્યું કે એને સારૂ લાગે છે. પણ આ વાર્તાલાપ પછી એ ખૂબ ખિન્ન થઇ ગયો કારણ કે એને એમ લાગ્યું કે મને સાચી વાતની ખબર પડી ગઇ છે કે એ સારો નહોતો તો પણ એ સારો છે એણે મને જૂઠું કહ્યું હતું. કેટલીકવાર કેટલાક લોકો મનોરોગના ડૉકટરોનો સમાજમાં બહિષ્કાર કરે છે. એ લોકો એમ માને છે કે જો બીજા એમને આ ડૉકટરોની સાથે જોઈ જશે તો? મારા એક દરદીએ એવો આગ્રહ રાખ્યો કે ૧૨-૪૫ વાગ્યે જ મારે એને મળવું એટલે જેવી બેઠક પૂરી થાય કે એ સીધો બીજા કોઈ એને જોઈ ન શકે એ રીતે જમવા ચાલી જાય. એક વખત મેં મારી મોટર ઉભી રાખી અને એને બેસી જવા કહ્યું પણ એણે ના પાડી મારી સાથે કોઇ એને જોઇ જાય એ બીકે. સલાહકાર ડૉકટર તેમજ સામાન્ય ડૉકટરને કોઇ માનસિક વિકૃતિથી પીડાતા હોય કે કોઈ માનસિક કારણે શારીરિક રોગથી પીડાતા હોય એવા દરદીઓએ મનોરોગવિજ્ઞાનવિદો પાસે જવું જોઇએ એમ સમજાવવા મુશ્કેલી પડે છે. એ લોકની માન્યતા એવી છે કે એઓ કંઈ ગાંડા નથી. મનોરોગ વિજ્ઞાનવિદો ફક્ત ગાંડાનો જ ઉપચાર કરે છે એ માન્યતાના મૂળ ઉંડા છે. આ કારણને લઇને જ ડૉકટરો જ્યારે દરદીઓને મનોરોગવિજ્ઞાનવિદો પાસે જવાનું કહે છે ત્યારે જતા નથી. નીચેના દાખલા સાથેના દરદીઓના ઇતિહાસો આ વસ્તુને વધુ સ્પષ્ટ બનાવશે.

કેસ ૧. એક પુરૂષ જેની ઉમર ૩૦ વર્ષની હતી એણે હૃદયના ધબકારા, ખૂબ ચિંતા, ચક્કર, માથું ભારે લાગવા માટે અને આખા શરીર ઉપર ન સમજાય એવો દુખાવો રહ્યા કરે એ માટે સલાહ લીધી. શારીરિક તપાસ કરતા એ ચિહ્નો કોઈ શારીરિક રોગને લીધે હોય એમ લાગ્યું નહીં. એનું પરણિત જીવન સુખી હતુ અને એને બે બાળકો હતા. એ જે પેઢીમાં કામ કરતો એનો સંચાલક એની જાતનો જ હતો. સંચાલકને આ માણસ ગમી ગયો અને એણે આ દરદીમાં અને એના કુટુંબમાં પિતૃત્વ ભાવે રસ લેવા માંડ્યો. થોડાજ વખતમાં એને પેઢીનો વ્યવસ્થાપક (manager) બનાવવામાં આવ્યો. એની જાતના બહુ થોડા મુંબઈમાં હતા અને એ પોતે બહુ અતડો અને થોડા બોલો હતો, એટલે એની આર્થિક અને લાગણીની દુનિયાની સલામતીનો આધાર એનો શેઠ,–પેઢીનો સંચાલક બની ગયો. એના શારીરિક ચિન્હોના ઈતિહાસમાં ઊંડા ઉતરતા ખબર પડી કે આ ચિન્હો જ્યારે એ પોતાના શેઠને મળતો ત્યારે વધારે ખરાબ સ્વરૂપ પકડતા હતા. દરદીને સમજ નહોતી પડતી કે એને આમ કેમ થતું હતું. ખરેખર તો એનો દાતા—સંચલાક એનામાં અને એના કુટુંબમાં કેટલો વ્યક્તિગત રસ લઇ રહ્યો હતો! એ એના બાપ જેવો હતો પણ જેમ જેમ મનોવિશ્લેષણ આગળ વધતું ગયું તેમ તેમ છતુ થતુ ગયું કે એ આ માણસ ગભરાતો હતો (જેમ નાનપણમાં એ એના પિતાથી ગભરાતો હતો એમ). સંચાલકની એના તરફની વર્તણુકમાં ઉપરીપણુ આવી જતુ હતું જે એના અંગત જીવનમાં માથુ મારવાની હદ સુધી પહોચી જતુ હતુ. એ આ દરદીને વણમાગી સલાહ આપતો અને એ તરફ દરદીએ અણગમો બતાવ્યો હતો. એને ધમકાવવાની, દોષ કાઢવાની અને ટાણો મારવાની પણ ટેવ હતી. બીજા પેઢીના કર્મચારીઓની સામે પણ એ એમ કરતા અચકાતો નહીં. એણે દરદીને કહ્યું કે એ કાર્યક્ષમ નથી અને એને ઓફીસમાં એની (સંચાલકની) મહેરબાની ઉપરજ રાખવામાં આવ્યો છે. આથી દરદી ઉપરી પ્રત્યે આક્રમક બની જતો અને દુશ્મનાવટ કેળવતો પણ એ ન બદલો વાળી શકતો કે ન ચોકખે ચોકખુ સંભળાવી શકતો. ઘણીયે વાર એણે રાજીનામુ આપવાનુ વિચાર્યું હતુ, પણ એ એમ નહોતો કરી શકતો કારણ કે એને લાગતુ હતુ કે આજે એ જે ઊંચા હોદ્દા ઉપર પહોંચ્યો હતો એ માટે એનો શેઠ જવાબદાર હતો એ પોતાના ઉપરી પ્રત્યે આવી કડવાશ અને દુશ્મનાવટ પોષવાને માટે પોતાની જાતને અપરાધી પણ માનીલેતો હતો. જો કે ઘણા પ્રસંગે એનો ઉપરી એના પ્રત્યે ઉદ્ધતાંઈથી વર્ત્યો હતો. એની આ માનસિક મથામણ, એક બાજુ બદલો વાળવાની એની ઈચ્છા અને બીજી બાજુ આભારની લાગણી, અમુક અંશે અચેતન રૂપે એના શારીરિક ચિન્હોએ દૂર કરી હતી. એની એ માંદગીને કારણે એનો શેઠ એના પ્રત્યે વધારે સહાનુભૂતિથી વર્તતો અને એના ઉપરીના રૂમમાં એને વારંવાર જવું ન પડતું અને એ રીતે એને મળવાનું પણ ઓછુ બનતુ. એના ચિહ્નો એની અચેતન સજા પામવાની જરૂરિયાતને પણ સંતોષતા હતા. એની સજા પામવાની ઇચ્છા એની અપરાધી લાગણીમાંથી જન્મી હતી. એ પોતાને અપરાધી માનતો હતો કારણ કે એણે પોતાના દાતા પ્રત્યે આક્રમક અને દુશ્મનાવટ ભરેલી વૃત્તિ કેળવી હતી. એનો ઉપચાર ચાલતો હતો એ દરમ્યાન એક વખત એના શેઠે ઑફીસના બીજા કર્મચારીઓની હાજરીમાં ધમકાવ્યો. દરદી એટલો ગુસ્સે થઈ ગયો કે એ બરાડી ઉઠ્યો, "જહાન્નમમાં જાઓ, હું મારું રાજીનામુ આપું છું". એની પોતાની હિમ્મત પ્રત્યે એ પોતે જ નવાઈ પામી ગયો અને એના ઉપરીના પ્રત્યાઘાતથી, જેણે પાછળથી પોતાના ઉદ્ધતાઇભર્યા વર્તણુકની માફી માંગી એથી એને

વધારે તવાઈ લાગી. આ બનાવ પછી એને ઘણું વધારે સારૂ લાગ્યું. ઉપરનો જે બનાવ બની ગયો અને જે ઊંડી દૃષ્ટિ એને મનોરોગ વિજ્ઞાનથી પોતાની માંદગીમાં એને પ્રાપ્ત થઈ એને લીધે એના બધા ચિહ્નો દૂર થઈ ગયા.

કેસ ૨. એક ૨૮ વર્ષનો નાનો, દેખાવડો પુરૂષ કામુક નપુસંકત્વ અને વર્તનમાંની વિચિત્રતાને લીધે મોકલવામાં આવ્યો હતો. એની પત્નીએ એની કામુક અશક્તિને લીધે ઉત્પન્ન થતી સ્થિતિ સાથે તો ઘણે અંશે તો સમાધાન કરી લીધું હતું, પણ એના વિકૃત વર્તન પ્રત્યે એ તટસ્થતા કેળવી શકી નહોતી. એ કેટલીક પ્રવૃત્તિઓ અમુક ક્રમમાં જ કરતો, અને એ ક્રમમાં ફેરફાર થતો તો એ પ્રવૃત્તિ ફરીને શરૂ કરતો. આપણે બધાજ જ્યારે નહાતા હોઇએ છીએ કે કપડા બદલતા હોઇએ છીએ. ત્યારે અમુક ક્રમ, અમુક રીતને અનુસરતા હોઇએ છીએ. દાખલા તરીકે કોઈ કપડા પહેરતા પહેલા મોજા, પાટલુન, ખમીશ, ટાઇ અને છેવટે જકીટ અને હેટ કે ટોપી પહેરે પણ આ ક્રમમાં થોડો ફેરફાર થાય તો એથી આપણે ચિંતિત નથી થઇ જતા પણ આગ્રહી દરદીઓનો પ્રત્યાઘાત જુદો હોય છે. જ્યારે આ દરદી નહાવા જાય ત્યારે એની પત્નીએ નીચે પ્રમાણે એની પથારી ઉપર કપડા ગોઠવી રાખવા જોઇએ. પહેલા મોજા, પછી ગંજી અને પછી ખમીશ, પાટલુન, પટ્ટો, ટાઈ, પીન, રૂમાલ અને જાકીટ એ ક્રમમાં ગોઠવવું જોઇએ. સ્નાન કર્યા પછી એ આ ક્રમમાં પોશાક પહેરતો અને છેવટે આગલે દિવસે સાફ કરીને ગોઠવેલા જોડા પહેરતો પણ જો આ ક્રમમાં સહેજ પણ ફેરફાર થતો અથવા તો એણે પોશાક પહેરી લીધો હોય અને એને ખ્યાલ આવે કે કપડાની ગોઠવણમાં કંઇક ફેરફાર હતો તો એ બધા કપડા કાઢી નાખતો અને ફરીને એના રોજના ક્રમમાં જ કપડા પહેરવાનું શરૂ કરતો; પણ એ પહેલા એ એની પત્ની ઉપર ખૂબ ગુસ્સે થઇ જતો અને બુમો પાડવા માંડતો અને કોઇકવાર મારતો પણ ખરો. નહાતી વખતે એની પત્નીએ એનો ટુવાલ, સાબુ અને ગરમ પાણીની બાલદી અમુક જગ્યામાં અને અમુક રીતે જ મૂકવી જોઇએ. દાખલા તરીકે બાલદી એવી રીતે મૂકવી જોઇએ કે બાલદી બનાવનારનું નામ એની સામે હોય. પત્નીતું આવી જ બન્યું જો એમ ન થયું તો. નહાતા પહેલા એ પત્ની પાસે બાલદી બરાબર ગોઠવાવે. જો એણે નાહી લીધું હોય અને પછી ગોઠવણમાં કંઇ ફેરફાર છે એ ખ્યાલમાં આવે તો એ યોગ્ય ફેરફાર કરીને ફરી સ્નાન કરે.

એ જાણતો હતો કે એની વર્તણુક મુર્ખાઇ ભરેલી અને વિકૃત હતી, પણ એ એમ વર્ત્યા સિવાય રહી શકતો નહોતો. એ જો એની વિકૃત વર્તણુક કાબુમાં લાવવાનો પ્રયત્ન કરતો તો ખૂબ ચિંતિત અને તંગ બની જતો અને જ્યાં સુધી એ પોતાની આગ્રહી પ્રવૃત્તિ પૂરી ન કરે ત્યાં સુધી તે એવો ને એવો રહેતો. આ જાતની માનસિક બિમારી—આગ્રહી બળાત્કારી ચિત્તક્ષોભ—વચ્ચે અને ગાંડપણ વચ્ચે તફાવત એટલો કે ગાંડપણમાં વ્યક્તિને પોતાનું વર્તન વિકૃત છે એ ખબર નથી પડતી એટલું જ નહીં, પણ એનું વર્તન બરાબર છે એ માટે કારણો પણ ખોળી કાઢતો નથી, ત્યારે માનસિક બિમારીવાળો માણસ પોતાના ખરાબ વર્તનના કારણો શોધવાનો પ્રયત્ન કરે છે. આ જાતની વર્તણુક બીજા માટે મજાકરૂપ બની જાય, પણ એનો જે ભોગ બન્યો છે એને માટે તો એ અત્યંત દુઃખદાયક બની જાય છે. આવી જાતના કેસ, જે ગાંડપણુના નથી હોતા, અને એનો ઉપચાર પણ મનોરોગ વિજ્ઞાનવિદો કરે છે. આ

દરદી મન ચિકિત્સાનો પૂરેપૂરો ઉપચાર લઈને તદ્દન સારો થઈ ગયો. શરૂઆતમાં જ્યારે મનોરોગ વિજ્ઞાનના ઉપચારનું સૂચન એને કરવામાં આવ્યું ત્યારે એ, એ ઉપચાર કરવાને માટે તૈયાર નહોતો. એની દલીલ એ હતી કે એ ગાંડો નથી અને એને આવી મનોરોગ વિજ્ઞાનના મદદની જરૂર નથી.

કેસ ૩. એક ૫૩ વર્ષના પુરૂષે મને એના ઘેરે બોલાવ્યો. ઘેરે બોલાવવાનું કારણ એ હતું કે સવારમાં પથારીમાંથી ઉઠવું એને બહુ ભારે પડતું. રોજની દૈનિક પ્રવૃત્તિઓ જેમ કે દાતણ કરવું, નાસતો કરવો, નહાવું વગેરે પણ ભારે લાગતું. એ પોતાની જાતને ખૂબ તૈયાર કરે તો જ ઘરની બહાર કામ કરવા જઈ શકતો. સ્નાન કરવાનું એને મન ખૂબ ત્રાસદાયક અને મોટી કસોટીમાંથી પસાર થવાનું હોય એવું થઇ જતું. દરેક પ્રવૃત્તિની શરૂઆત અનિશ્ચિતતાથી થતી. દરેક પ્રવૃત્તિ "ડાબા પગ, જમણા પગ"ની ગ્રંથીથી બંધાયેલી હતી. જો કદીયે એ ઘરની બહાર જવાની હિમ્મત કરતો તો એ ધ્યાન રાખતો કે ઘરની બહાર પહેલા એનો ડાબો પગ પડે. જો એમ બને કે પહેલા એનો જમણો પગ પડે તો એ તરત જ પોતાનું પગલું સિપાઈની જેમ બદલી નાખે. સિપાઇ જ્યારે પગલા પાડવામાં પોતાના સાથીદારોથી જુદો પડી જાય ત્યારે જેમ પગ બદલી નાખે એમ જ એ કરતો. જ્યારે એ ડાબો પગ પહેલા મૂકે ત્યારે એ સાથે જ "માઠી" શબ્દ બોલે અને જમણો પગ મૂકે ત્યારે "ભગવાન" શબ્દ બોલે. એ જો આ શબ્દો ન બોલે તો એ આગળ ન વધી શકે અને સારીએ પ્રવૃત્તિ એને ફરીવાર કરવી પડે અને કેટલીક વાર તો ઘણીવાર કરવી પડે. એ જો એની પત્ની સાથે બહાર જાય, એવું ભાગ્યેજ બનતું, તો આગ્રહ રાખે કે એની પત્ની એની જમણી બાજુએ ચાલે કારણ કે એ એની અર્ધાંગી, સારી બાજુની. જો કોઇ કારણે આ ગોઠવણમાં ફેરફાર થાય તો ખૂબ ગુસ્સે થઇ જાય, આગળ વધવાની ના પાડે અને ઘેર પાછો ફરે બીજો આગ્રહ એ રાખતો કે એ જો કોઇનું ખરાબ સાંભળે તો એણે પોતાના કાન ધોઇ નાખવા. આવા ખોટા આગ્રહો (obsessions) ૧૮ વર્ષ પહેલા શરૂ થયા હતા અને એને એવો નકામો બનાવી દીધો હતો કે એને પોતાનું કામ છોડી દેવું પડ્યું.

ઘેરેજ પોતાની જાતને પૂરી રાખતો અને છેવટે પથારીમાંથી બહાર નીકળવાનું પણ મુશ્કેલ થઈ ગયું. એ ફક્ત થોડી બેઠકો માટે જ ઉપચાર માટે આવ્યો અને એ પણ એને છોડી દીધું એમ કહીને કે ઘરની બહાર એ કોઇ રીતે પણ નીકળી શકે એમ નથી. ૧૮ વર્ષ અણે મનોરોગ વિજ્ઞાનવિદની સલાહ વગર ચલાવ્યુ એટલા માટે કે એને માનસિક રોગના નિષ્ણાત પાસે જતા શરમ લાગતી હતી.

લોકોના મનમાં એવી કોઇક જબરી છાપ હોય છે કે જે માનસિક રીતે બિમાર હોય છે એ બુદ્ધિ વગરના અને અરસિક લોકો હોય છે. આના જેવી ખોટી માન્યતા બીજી કોઇ નથી. દરદીઓ સાજા થઇને જે આભારના પત્રો લખે છે એ રસિક વાંચન બની જાય છે. એમાંના કેટલાકને નૈસર્ગિક બક્ષીશ હોય છે. એમાંની એક સ્ત્રી દરદીએ પોતાનો આભાર કાવ્ય દ્વારા પ્રદર્શિત કર્યો. બીજા દરદીએ ઉપચાર પૂરો થતાં કહ્યું, "મારૂં મન એક સુંદર કાપેલા ઘાસના મેદાન જેવું છે. ચીંતાઓ જંગલી ઝાડવાઓ પેઠે ઉગી નીકળે છે, પણ હવે હું એ મેદાનની સુંદરતાને બગાડે એ પહેલાં કાપી નાખું છું". એક દરદીને મનોરોગ ચિકિત્સા અને ઇન્સ્યુ-

જીવતા ઉપચાર પછી પોતાના પ્રશ્નોમાં એટલી ઉંડી દૃષ્ટિ આવી ગઈ કે વધારે પડતા રક્ષણની ભાવનાથી પ્રેરાઇ કેવી રીતે માઁ પોતાના બાળક ઉપર ખરાબ અસરો ઉપજાવે છે એ હકીકત દરદીએ નીચેના શબ્દોમાં વ્યકત કરી. "મને પ્રેમ પ્રત્યે આટલી બેપરવાઈ અને તિરસ્કાર આવી ગયો છે એ કંઈ નવાઈની વાત નથી. મારે અતિરિકત પ્રેમથી એટલું સહન કરવું પડ્યું. બીજી વ્યકિત ઉપર પ્રેમ કર્યા પછી (ભલે એની સાથે ગાઢ લોહીનો સંબંધ હોય) પણ એ વ્યકિતનું વ્યકિતત્વ અને એનો વિકાસ સતત નજર સામે હોવા જોઇએ નહીં તો પ્રેમ આપનાર અને પ્રેમ મેળવનાર બન્નેને માટે નુકશાનકારક બની જાય છે, આ ખ્યાલ છેક આજ સુધી મારા મા બાપે રાખ્યો નથી."

કોઇ પણ જાતનું લાંછન ન લાગે એ માટે મનના રોગોની હૉસ્પીટલો એવી રીતે બંધાવી જોઇએ, એનું કામ એવી રીતે ગોઠવવું જોઈએ કે સામાન્ય હૉસ્પીટલોથી એ જૂદી જ પડે. રોગ મટ્યા પછીની દરકાર અને સગવડો એ બહુજ જરૂરિયાતની વસ્તુ છે. દરદીને સંપૂર્ણપણે પુર્નસ્થાપિત કરવા માટે, એને યોગ્ય નોકરી મળે એ માટે બધો પ્રયત્ન કરવો જોઇએ, અને એને લાયક એવું વાતાવરણ મેળવી આપવું જોઇએ જ્યાં એ રહી શકે અને કામ કરી શકે. પુર્નસ્થાપનના પ્રશ્નને સફળ બનાવવા માટે કુટુંબ અને સમાજના સહકારની જરૂર છે. જો માનસિક રોગ પ્રત્યેનો પૂર્વગ્રહ અને કલંક દૂર થઇ જાય તો, માલિકો ભૂતપૂર્વ દરદીઓને કર્મચારી તરીકે પસંદ કરવામાં અચકાશે નહીં.

જ્યારે લોકો માનસિક રોગને ટાઇફોઈડ, ન્યુમોનિયા કે એપેન્ડીસાઇટીસના રોગો જેવા ગણતા થઇ જશે અને એમ માનતા થઇ જશે કે જેટલો તાત્કાલીક ઉપચાર આપણે આંતરડામાં કાણુ પડી જાય કે આંતરડું નીચે ઉતરીને રૂંધાઇ જાય ત્યારે આપીયે છીએ એજ રીતે આપઘાત કરવાના પ્રયત્નોને, બીજી વ્યક્તિ ઉપર હુમલાઓ કરવાને, ખાવાનીના પાડવાને માટે અને કેટેટોનીક સ્કીઝોફ્રેનીયા ઉપર તરત ધ્યાન અપાવવું જોઇએ, એ દિવસે આપણે માનસિક રોગ સામેની અડધા ઉપરાંતની લડાઈ જીતી ગયા હોઇશું.

* Translation of the article published in 'Current Medical Practice'.

## JADUNATH SARKAR (A Reader's Appreciation)

K. H. Kamdar

The great historian, Sir Jadhunath Sarkar, who passed away at Calcutta this month, is talked about much, but he is read little. The reason is the lack of interest in the subject of modern Indian history in our leading Universities, specially of the Bombay State, and where the subject is read, the reading is very perfunctory. The lack of interest is also explained by the elaboration with which the great historian worked out his points.

Like so many of the old generation, Jadunath Sarkar was the early victim of racial discrimination which forced on him a position of subordination. But it did not deter him from pursuing his studies in English literature which was his first love and then Indian history.

Jadunath Sarkar was the creator of a new tradition of historical research in India. He had a facile pen. He could narrate the minutest details of war or battle as if he were an experienced general who could write war accounts. He could describe forts as if he were a great military engineer. His descriptions of river-sides, forests, landscape etc. were easy and eloquent. He could give telling descriptions of great events. His characterisation of epoch-making events, dynamic personalities and dismal failures was marvellous. He had the capacity to penetrate deep into the working of the minds of his heroes. He was endowed with great vision. He was a fearless critic. His remarks were stern. The pen several times became too biting and often the bites lent the author into embarrassing positions. This accounted for his un-popularity with the historians of Maharashtra. There were exceptions, as usual.

Jadunath Sarkar showed to Indian historians the way to original and constructive research. To make his work as perfect as possible he collected manuscripts from whichever quarter they were available. He did not trust the gazetteers which were compiled by English officers in the latter half of the nineteenth century. Often he corrected their errors. His good knowledge of Persian was of immense benefit in this task. Where he could not follow the scripts, he had them translated by experts. He learnt Marathi, he could read even *Modi* and he took particular care to maintain up-to-date contact with the progress of historical scholarship in Maharashtra through a friend, almost of the same age, G. S. Sardesai at whose residence at Kamset he passed several months, discussing, deciphering, reading and writing. Source—materials whose language he could not understand he used to get translated into English for which he used to pay. I write this from personal experience. He once presided at the sessions of the Conference of Indian Historical

Records at Baroda. It was practically his own child. The Indian History Congress once offered the President's chair to him. Unfortunately reasons of health deterred him from assuming the office. As a matter of fact the honour ought to have gone to him at the very first sessions of the body. I commented upon it once in the local weekly of Baroda—*the Sayaji Vjjay*. Jadunath Sarkar, like all his contemporaries, and unlike the present-day members of the profession, knew the histories of Greece, Rome, medieval Europe and modern Europe. This unique knowledge stood in good stead to him in instituting comparisons and contrasts which he invariably did with remarkable success. The last work which I read with interest from his pen was the well-edited volume on Mountstuart Elphinstone which he did with the collaboration of G. S. Sardesai and in which he described Bombay's first governor as the maker of modern Maharashtra. I could discover one rather very amazing lacunæ in the senior-most historian when we visited Dabhoi. Sarkar could not precisely follow the art and sculpture of ancient India. In fact he was never at home in describing this aspect of Indian development even for his period. True, he has written a book— *India from Age to Age.* Once in the course of a brief sojourn at Kamset I happened to read a scathing criticism of Shakta worship in his own province. Did he think that an exaggerated importance being given to Archæology and pre-history involved the inquirer into obscurantism?

The five volumes on the history of the reign of Aurangzeb form the *magnum opus* of Jadunath Sarkar. As an adjunct we have the master-piece, the volume on Shivaji. He gave to the reader a scientific vinidication of the great founder of Hindavi Swarajya. In his view he was the greatest Hindu to have lived after the age of the Rajputs. The restoration of the character and ability of Durgadas Rathod was another contribution and Champatrai Bundela and Kalika Kuntvar stood historically vindicated and rescued from oblivion and folk-lore hero-worship. He brought to light the letters of Ishwardas, the Nagar-Brahman news-writer of the reign of Aurangzeb. He has offered several corrections to the Mirat-i-Ahmedi- an indispensable source-material for the history of the period. The Bombay Gazetteer had given many wrong versions of the work. The Bodleian collector, Khuda Baksh of Patna, the anecdotes of Aurangzeb and the administration of the age were described in two brochures which have recently been improved by younger writers. The history of the later Mughals was continued in two volumes by Irwin to whom the disciple has paid glowing tribute. The work was annotated, but not superseded and the annotations were taken from Marathi sources with the collaboration of G. S. Sardesai. This period of Indian history from 1707 to 1739 still remains unexplored.

Irwin had closed his account at the invasion of Nadir Shah, 1739 A.D. Jadunath Sarkar could have attempted an elaborate and a highly critical narrative, but he refrained from doing it. He took up the thread from the date where the master had stopped. The result was the publication of epoch-making volumes—*The Decline and Fall of the Mughal Empire*. The source-material in this case was formidable and bewildering, requiring patience, judgment, and application. The task was carried out with consummate skill. In the *History of Aurangzeb* the writer had

challenged the theories of Elphinstone, Grant Duff etc. In the new series he challenged them again in their views about the battle of Panipat, etc. He emphasised the weak side of Rajput character and Rajput politics. Specially he asked Indians to remember that defence was a national, an all-India problem. An adjunct to the series was the brief book on Shivaji's dynasty, which deserves more careful perusal.

Jadunath Sarkar arranged for the editing and publication by the government of Bombay of selections from the Peshwas' Daftar. The work was entrusted to G. S. Sardesai who completed it in about fifty volumes. The appointment and the publication raised considerable comment, specially in Maharashtra and the appointment became the subject of interpellations in the Provincial Assembly. The volumes have remained un-studied, un-co-ordinated, un-edited and even un-indexed, despite the criticisms !

Jadunath Sarkar had written 'India from Age to Age' in which he has given a panoramic view of Indian historical developments. He contributed to the Cambridge History of India, and to the revised Bombay Gazetteer. The present writer recollects having read in his college days a neatly written brochure from the master's pen on Indian Economics. His life of Chaitanya Maha Prabhu is read even now with zest.

Fate was very hard to Jadunath Sarkar. The last years of his life were clouded by domestic worries and bereavements. The partition hit him too hard. He bore the calamities with great fortitude and they were not allowed to disturb his studies. It can be said of him that he died in harness. Once we had a desire to invite him to address us at Vidyanagar. May his soul rest in peace.

*Pratap Gunj, Baroda.*
26-6-1958.

K. H. KAMDAR

---

## સંશોધન સમાચાર

# સને ૧૯૫૭ની વૈજ્ઞાનિક શતાબ્દીઓ—૨

ભાઈશ્રી કાન્તિલાલ પંડ્યાએ ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિક અંક ૧૯, પાનું ૨૪૯માં શતાબ્દીઓનો ઉલ્લેખ કીધો છે. અહીં આ લેખમાં ફક્ત વૈજ્ઞાનિકો, જેઓએ ભારતના વનસ્પતિ અને પ્રાણી સંગ્રહમાં મોટો ભાગ ભજવ્યો છે તેઓની શતાબ્દીઓની નોંધો લીધી છે.

પહેલી દ્વિશતાબ્દી Albert Wilham Roth આલબ્રેટ વીલહેમ રોથની છે. એ ૧૭૫૭માં જન્મ્યો અને ૧૮૩૪માં મરણ પામ્યો. એનું જીવન ડૉકટરી કમાણી પર હતું પણ એની નામના જરમન વનસ્પતિશાસ્ત્રમાં થતી. એમની Benjamin Heyne બેનજામીન હેયનીના સંગ્રના બીજા સંગ્રહ સાથેની નોંધ ૧૮૨૧માં પ્રગટ કરી. આમાં ૪૩૦ નમુનાની નોંધ કરવામાં આવેલ છે અને તેમાં ૨૦૦ જેટલા નમુના બેનજામીન હેયનીના હોવાથી એ નમુના સાથે હેયનીનું નામ રાખી તેને ફાળે દિલાજાનીથી માન જવા દીધું. આ નોંધમાં એક મોટી તુટ જોવામાં આવે છે તે એ કે એમાં કઈ જગ્યાથી નમુનો મેળવવામાં આવ્યો તેનો ઉલ્લેખ કર્યો નથી.

બીજી દ્વિશતાબ્દી Thomas Hardwicke થોમસ હાર્ડવીકની છે. એનો જન્મ ૧૭૫૭માં ને મરણ ૧૮૫૩માં થયેલું. ખાસ કરી એની નામના પ્રાણીશાસ્ત્ર તરીકે છે એમણે ઉમંગી વનસ્પતિશાસ્ત્રીનો ભાગ સારી રીતે ભજવેલો. એકવીસ વર્ષની ભરજુવાન વયે એ ૧૭૭૮માં હિંદ આવ્યો અને ૨૫ વર્ષ અહિં રહ્યો. એ એક અઠંગ પ્રાણી તેમજ વનસ્પતિનો સંગ્રહ કરનાર હતો. આ સીપેહસાલાર ઉત્તર પશ્ચીમ હીમાલયમાં પહેલા યુરોપીઅન સંગ્રહ કરનારનું માન ખાટી જાય છે. હિંદમાં વનસ્પતિ સંગ્રહમાં મોટો ભાગ સરજન વહાડકાપ કરનારા ડોકટરોને ફાળે જાય છે કે જેઓએ વનસ્પતિનો થોડે અંશે પણ અભ્યાસ કરેલો હોય તેવા વનસ્પતિ તરફ આકર્ષાય તે તો ઠીક પણ સીપેહસાલાર કે જેને નીશાળમાં વનસ્પતિ અભ્યાસ કરવાનો નથી તેવી વનસ્પતિ તરફ આકર્ષાય તે ઘણું કહેવાય. ઉત્તર પશ્ચીમ હીમાલયની વનસ્પતિનો અભ્યાસ કરવાની તક હાર્ડવીકને રાજદ્વારી કામ અર્થે ગારહવાલના રાજાની આગળ શ્રીનગર મોકલવામાં આવ્યો ત્યારે સાંપડી. આ વીશેની નોંધ એને એસીયાટીક રીસર્ચમાં ૧૭૯૯માં પ્રગટ કરી છે.

હાર્ડવીકે ઘણા વર્ષો સુધી પ્રાણીઓનો સંગ્રહ કર્યો. એટલુંજ નહિં પણ એ બધા નમુનાના રંગીન ચીત્રો પણ દેશી ચીત્રકારોને રાખીને કરાવ્યા. કલકત્તા બોટેનીકલ ગાર્ડનવાળા ડૉ. વાલીચ Dr. Wallich એનો મીત્ર થતો. એને હાર્ડવીકને સ્તનવાલા પ્રાણીઓ, પક્ષીઓ, કીટકો વીગેરે ભેગા કરેલ હતા તે મોકલી આપ્યા. આમાંથી કેટલાકની નોંધ એને પોતે કરી અને બાકીના નમુના બ્રીટીશ મ્યુઝીમ અને લીનીયન સોસાયટીને ભેટ આપ્યા. લીનીયન સોસાયટીનો એને કડવો અનુભવ થયો. એણે મોકલેલ બે લેખો સભામાં વાંચવામાં આવ્યા પણ તે પ્રગટ કરવામાં ન આવ્યા. ૧૮૨૩માં એ ઇંગ્લાંડ ગયો અને ત્યાં બ્રીટીશ મ્યુઝીયમ-

વાળા ડૉ. જે-ઇ. ગ્રે સાથે હિંદના પ્રાણીશાસ્ત્રનું સચિત્ર પુસ્તક પ્રગટ કર્યું. બધા મળીને ૩૨ ખંડોના ચીત્રો એના બ્રીટીશ મ્યુઝીયમમાં છે. સર્પો અને ઉભય જીવોના ચીત્રો અને સંગ્રહ એણે સારો કરેલો જેની નોંધ એણે તો નહિ કરેલી પણ એનો લાભ બીજાઓએ ઉઠાવી હિંદના સર્પો અને ઉભયજીવોના અભ્યાસને વેગ આપ્યો.

સર ડેવીડ પ્રેઈનનો જન્મ ૧૮૫૭ની ૧૧મી જુલાઇએ થયો. ૧૮૭૮માં એ એમ.એ થયો. આ અરસામાં એબરડીનના વનસ્પતિશાસ્ત્રના પ્રાધ્યાપક જે. ડબલ્યુ. એચ. ટ્રેલે એને દાક્તરી અભ્યાસ કરવાની સલાહ આપી. એમ.એ. થયા પછી એ રાજસગેટની નીશાળમાં બે વર્ષ સુધી શીક્ષક રહી પૈસા ભેગા કરી ૧૮૮૨માં દાક્તર થયો. ફરી એક વાર પ્રાધ્યાપક ટ્રેલ એને સહાય થયો. સર જ્યોર્જ કીંગ તે વખતે રજા ઉપર આવ્યો હતો. તેને ટ્રેલને કોઇ હિંદમાં મેડીકલ સરવીસમાં જોડાય અને જેને વનસ્પતિમાં રસ હોય એવા માણસ વિષે પુછતાં પ્રેઈનનું નામ તેણે સુચવ્યું. ૧૮૮૫માં એની નીમણુક કલકત્તાની મેડીકલ કોલેજમાં વનસ્પતિ શાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે થઈ. કીંગ નિવૃત થયો ત્યારે ૧૮૯૮માં એની જગ્યા પણ વધારામાં પ્રેઇનને મળી એટલે હવે એને કોલેજના કામ ઉપરાંત કલકત્તા બોટેનીકલ બાગ અને બોટેનીકલ સરવે ઓફ ઇન્ડીયાનાં ખાતા સોંપાયા. આ બધી જવાબદારી એણે સંપુર્ણ રીતે બજાવી. એ વીશ વર્ષ હિંદમાં રહ્યો તેમાં પોતાની કામગીરીમાં એના વનસ્પતિ સંગ્રહના અભ્યાસને આડે આવવા દાધો નહિ. આ દરમ્યાન એણે સારા પ્રમાણમાં નોંધો પણ પ્રગટ કરી. એની ખાસ પસંદગીની વનસ્પતિમાં Papaverccíæ અહિફેણાદિ, Fumariaceæ ક્ષેત્રપર્યાયદી, Scrophulariaceæ તિત્કલોણિકાદી, Labiatac તુલસ્યાદી અને Leguminosac શિબિવર્ગોની વનસ્પતિઓ હતી. વળી એને આર્થિક વનસ્પતિમાં પણ રસ હતો. જેવી કે શણ, ઘઉં, રાઈ, કઠોળો અને ગળી. ૧૫મી ડીસેમ્બર ૧૯૦૫માં એની વરણી રોયલ બોટેનીકલ ગાર્ડન્સ ક્યુના ડાયરેક્ટર તરીકે થઈ. આ વખતે એ ખાતામાં અસંતોષ જામેલો હતો પણ એણે કુનેહથી કામ લઇ બધાનો માનીતો થયો ૧૯૨૨માં એ અહીંથી નિવૃત થયો. બન્ને વિશ્વયુદ્ધોએ એને મોટી હાલાકીમાં મુક્યો. પહેલા યુદ્ધમાં એણે એનો એકનો એક પ્યારો પુત્ર ગુમાવ્યો જ્યારે બીજા યુદ્ધમાં એનું મકાન બોમ્બમારાથી તારાજ થયું. એની તારીફ લાયક કામગીરી માટે જુદી જુદી સંસ્થાઓએ એને જુદે જુદે વખતે વરણી કરી માન આપ્યું છે. ૧૯૪૨માં એની ધણીયાણીનું અવસાન થયું અને ત્યાર પછીથી એની તબીયત લથડી ગઈ અને ૧૬મી માર્ચ ૧૯૪૪નાં દિવસે એનું પણ અવસાન થયું.

૧૮૫૭માં જે વૈજ્ઞાનિકો મૃત્યુ પામ્યાં હતાં તેઓમાંના Bernard Schmid બર્નાર્ડ સ્મીડ પણ એક હતો. એનો જન્મ ૧૭૮૭માં થએલો. એ ૧૮૧૭માં હિંદમાં મીશનમાં જોડાવા મદ્રાસ આવ્યો અને ૧૮૩૫ સુધી કોરોમંડળના કીનારાના પ્રદેશમાં કામ કરવા લાગ્યો. અહીં એ માંદો પડ્યો અને રજા ઉપર ગયો. જ્યારે એ પાછો ફર્યો ત્યારે એને નીલગીરી ટેકરીના ઉટાકામંડમાં રાખવામાં આવ્યો અને અહીંજ એની જીંદગી પસાર થઈ. અહીંની મનોરંજક ટેકરીઓએ એને વનસ્પતિના અભ્યાસ તરફ ખેંચ્યો. ભારતમાં આવવા પહેલાં એ લંડન ગયો અને સર વીલીયમ હૂકરને ક્યુમાં મલ્યો. એ મુલાકાતનું પરીણામ એ આવ્યું કે એના સંગ્રહ કરેલા વનસ્પતિના નમુના સર વીલીયમને મલ્યા અને તેની નોંધ ક્યુ બુલેટીનમાં

૧૯૦૧માં થઈ. ૧૮૫૭માં એણે જોયું કે એની જીંદગીનો અંત નજીદીક આવતો જાય છે ત્યારે એણે સર વીલીયમ હૂકરને પુછાવ્યું કે એની પાસે હજુ બીજા બાકી રહેલા નમુનાઓનું શું કરવું. એનો જવાબ આવ્યો કે એ નમુનાઓ હોહેનકર Hohenackerને મોકલવા. એણે Fern હંસરાજ અને Mosses સેવાળ વર્ગની વનસ્પતિઓનો પણ સારો સંગ્રહ કરેલ હતો.

એના મરણના થોડા વખત પહેલાં એને હંસરાજ વર્ગની વનસ્પતિની યાદી લીપઝીગના પ્રોફેસર ગુસ્તાફ કુંઝ Gustav Kunzeને મોકલી જે મદ્રાસના જનરલમાં ૧૮૫૮ માં એના મરણ પછી પ્રગટ થઈ. એના મરણ બાદ એના કુટુંબીઓએ હેલ Halleના Johann Karl August Mueller જોહાન કાર્લ ઓગસ્ટ મ્યુલરને સેવાળ Mossesની યાદી મોકલી તે પણ પેલાજ જનરલમાં પ્રગટ કરવામાં આવે છે.

ગુ. અ. કાપડીઆ.

## પ્રજાનાં આરોગ્ય વિષે સમાચાર

નવી દિલ્હીમાં પૂરક આરોગ્ય સેવાના તબીબી ( contributory health services ) અધિકારીઓની શિબીરનુ ૧૮ મી મે, ૧૯૫૮ ને દિવસે ઉદ્દ્ઘાટન કરતાં મુખ્ય પ્રધાન શ્રી નહેરૂએ ગામડાંઓ અને દૂરના ડુંગગળ પ્રદેશોમાં તબીબી સગવડો મળવી જોઈએ એની જરૂરિયાત ઉપર વધુ ભાર આપ્યો. એમણે કહ્યું કે ગામડાંઓમાં સાધનોને અભાવે મોટાં મકાનોમાં સુસજ્જ હોસ્પિટલો સ્થાપવી શક્ય નથી. તેથી મોટી હોસ્પિટલો સ્થાપવાની વૃત્તિને પ્રોત્સાહન આપવું ન જોઈએ. ગામડાંઓમાં ખાસ કરીને નાના મકાનો અને થોડા સાધનો વડે ચલાવવુ જોઈએ. શ્રી નહેરૂએ કહ્યું કે આરોગ્ય સેવાના સંચાલકના અહેવાલની એમના મન ઉપર સારી છાપ પડી હતી. કારણકે લોકોને આરોગ્યના પ્રશ્નો વિષે જ્ઞાન આપવામા એમણે મૈત્રીભર્યુ વલણ અખત્યાર કર્યું હતું. મુખ્ય પ્રધાને એવી આશા પ્રગટ કરીકે સરકારી કર્મચારીઓ માટેની પૂરક આરોગ્ય સેવાની યોજના દેશના આરોગ્ય વિકાસ માટે કેન્દ્રરૂપ બની રહેશે અને સમય જતાં સારી જનતાને માટે ઉપયોગી નિવડશે. આ પહેલાં આરોગ્ય મંત્રી શ્રી ડી. પી. કારમકરે જણાવ્યું હતું કે યોજના પ્રમાણે ચાર વધારે દવાખાનાઓ ખુલ્લાં મૂકવામાં આવશે, પણ હજીએ સુવાવડના દરદીઓ માટે જોઈતી સંખ્યામાં ખાટલાઓ આપી શકાયા નથી એ એક મુખ્ય પ્રશ્ન રહ્યો છે. સંચાલકે ચાર વર્ષમાં યોજનાએ જે પ્રગતિ કરી હતી તે વિગતવાર જણાવી.

### મલાડમા આરોગ્ય ધામ

મુંબઈ પાસે મલાડમાં કૈલાસ સેવા સદને શરૂ કરેલું "એસ. કે. પાટીલ આરોગ્યધામ" ઓક્ટોબર સુધીમાં તૈયાર થઈ જશે. એ અમેરીકાની મેયો કલીનીકને ધ્યાનમાં રાખીને બાંધવામાં આવ્યું છે. રક્તદાન બેંક અને દરદીઓને લોહી આપવા ઉપરાંત આ સંસ્થા ૪૨ દરદીઓ રહી શકે એવું આરોગ્ય ઘર સ્થાપશે.

### તબીબી શિક્ષકોનો અભાવ

અમદાવાદમાં ભારતીય તબીબી સંસ્થાની ગુજરાત-સૌરાષ્ટ્ર પ્રાદેશિક શાખાનુ ૧૧મી વાર્ષિક સંમેલનનુ ઉદ્દ્ઘાટન કરતાં મુંબઈના આરોગ્ય ખાતાનાં ઉપમંત્રી, ડો. એન. એન. કૈલાસે ભારતીય તબીબી સંસ્થાને વધારે તબીબી કૉલેજો સ્થાપવામાં સરકારની મદદે આવવા માટે હાકલ

કરી. તબીબી શિક્ષકોની ત્રુટિના પ્રશ્ન ઉપર જો વધારે ધ્યાન આપવામાં આવે તો નવી કૉલેજોનું સંચાલન થઇ શકે.

## દવાઓની કીંમત

અમદાવાદમાં ૯મી મે ૧૯૫૮ તારીખે ભારતીય મેડીકલ એસોશીએશનની ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની શાખાના વાર્ષિક અધિવેશનના પ્રમુખપદેથી ડો. રમણલાલ દેસાઇએ સરકારને સામાન્ય દવાઓની કીંમતમાં ઘટાડો કરવાની અને એના ગુણની જવાબદારી લેવા માટે ભલામણ કરી. એમણે એવી પણ દરખાસ્ત મૂકી કે સમસ્ત દેશમાં સમાન તબીબી લાયકાત નક્કી થવી જોઇએ. એમણે એવી પણ ઇચ્છા પ્રગટ કરી કે દેશમાં વધતા જતા ઉદ્યોગીકરણથી ઉભા થતા આરોગ્યના પ્રશ્નોના અભ્યાસ માટે શહેરમાં વસતા તબીબી કાર્યકરોએ એક યોજના ઘડવી જોઇએ.

## રોગનિદાન પ્રયોગશાળા

મુંબઈના શેરીફ શ્રી જે. સી. જૈને ૧૧મી મેએ નીમચંદ ઠાકરશી સાર્વજનિક રોગનિદાન (pathological) પ્રયોગશાળા ખુલ્લી મૂકી. આ પ્રયોગશાળા ઓછી કમાણીવાળાને પોષાય એવા વ્યાજબી દરો રાખશે. ડૉ. બી. આર. શાહ, પેથોલૉજીસ્ટ, આ પ્રયોગશાળામાં વિના વેતન સેવા આપશે.

## રક્તપિત્ત નિયામન

મુંબઈની સરકારે રક્તપિતને કાબુમાં લાવવા માટે રૂ. ૧·૩૧ કરોડની સાડા સાત વર્ષની યોજનાને માન્ય કરી છે. રક્તપિત રાજ્યના ૫૦૫ તાલુકામાંથી ૨૭૫માં પ્રસરેલો છે. ૨૧ લાખ રૂપિયાના ખર્ચે એક હોસ્પીટલ વડોદરામાં બાંધવાની છે અને બીજી રૂ. ૧૪ લાખની હોસ્પીટલ ભાવનગરમાં બાંધવાની છે. તે ઉપરાંત રક્તપિતને કાબુમાં લાવવા માટે ૨૨ નિયામન કેન્દ્રો ઉભા કરવાના છે; ૪૦૦ રક્તપિત સમાજ સેવકો કેળવવાના અને નીમવાના છે. યોજના જે SET (Survey, Education and Treatment) તરીકે જાણીતી છે તે જે પ્રદેશોમાં રક્તપિત રોગ પ્રસરેલો છે એની સામુદાયિક તપાસ લેવાનુ, જનતાનુ રક્તપિત વિષેનુ જ્ઞાન વધારવાનુ, હૉસ્પીટલની અંદરના અને હૉસ્પીટલ બહારના દરદીઓના દર્દનો ઉપચાર કરવાનુ અને એમને પુનઃસ્થાપિત કરવાનુ ધારે છે. હમણા મુંબઈ રાજ્યમા ૧,૮૦,૦૦૦ રક્તપિતના દરદીઓ છે એમાંના ૩૬,૦૦૦ ચેપી દરદીઓ છે. એમના ઉપચાર માટે રાજ્યમાં ૨૫ સંસ્થાઓ છે.

## વડોદરામાં પૂર્વ તબીબી અભ્યાસ ક્રમ

આ વર્ષથી વડોદરા વિદ્યાલયે તબીબી કૉલેજના એમ.બી.બી.એસના અભ્યાસ માટે એવાજ વિદ્યાર્થીઓને લાયક ગણ્યા છે જે વિદ્યાલયના પૂર્વ તબીબી અભ્યાસક્રમની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હોય. આ પૂર્વ તબીબી અભ્યાસક્રમ એક વર્ષનો છે.

## રાજકોટમાં કસ્તુરબા હોસ્પીટલ

શ્રી મણીબેન પટેલે ૨૪મી મેએ રાજકોટથી ૧૨ માઈલ દૂર ત્રાંબાંમાં શ્રી કસ્તુરબા ગાંધીના સ્મરણાર્થે બાંધેલી હૉસ્પીટલ ખુલ્લી મૂકી.

---

# संशोधन सदन

ગુજરાત સંશોધન મંડળ તરફથી સંશોધન સદનની રચના શરૂ થઇ ગઇ છે. તા. ૧૦મી નવેંબર ૧૯૫૭ના રોજે મુંબઇ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી યશવંતરાય ચવ્હાણના શુભ હસ્તે આ સંશોધન સદનનું શિલાઆરોપણ વિધિસર કરવામાં આવ્યું હતું. તે શુભ પ્રસંગે મંડળના પ્રમુખ શ્રી પોપટલાલ શાહ અને શ્રી હરસિદ્ધભાઈ દિવેટીઆ, શ્રી કનૈયાલાલ મુન્શી, શ્રી મણિલાલ નાણાવટી, ડો. બી. બી. યોધ, શ્રી રમણલાલ સરૈયા એટલા ઉપપ્રમુખો અને ટ્રસ્ટીઓમાંથી ડો. જીવરાજ મહેતા ઉપરાંત અનેક સભ્યો અને મહેમાનો હાજર રહ્યા હતા.

આ પ્રસંગનો સચિત્ર અહેવાલ ઓકટોબર ૧૯૫૭ના સંશોધન ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયો છે. ત્યાર પછી મકાનનું બાંધકામ શરૂ થયું છે અને થોડા માસમાં બીજો માળ પુરો થઇ જશે. આ પ્રસંગે સંસ્કૃત ભાષામાં તામ્રલેખની યોજના કરી છે. આ લેખની એક નકલ સભ્યોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

## संशोधनसदनप्रतिष्ठापनविधिः

श्रीविक्रमार्कसमयातीते २०१४ तमे वत्सरे, भारतस्वातन्त्र्याप्त्यनन्तरं एकादशेऽब्दे, कार्तिकमासस्य कृष्णपक्षे तृतीयायां पुण्यतिथौ, भारतीयराष्ट्रीयपञ्चाङ्गानुसारेण कार्तिकमासस्य १९ तमायां तारिकायां, खिस्ताब्दस्य १९५७ तमे वर्षे नवम्बरमासस्य १० तमायां तारिकायां, भानुवासरे,

सम्पूर्ण-प्रभुत्वसम्पन्न-लोकतन्त्रात्मक-गणराज्येऽस्मिन् भारते, राष्ट्रपति-डाक्टर-राजेन्द्रप्रसाद महाशयानां शासनकाले, भारतस्य राजधान्यां दिल्हीमहानगरे मन्त्रिपरिषदि पण्डित-जवाहरलाल-नेहरु महाशयेषु प्रधानमन्त्रिपदे स्थितेषु,

भारतान्तर्गत-मुम्बई-प्रदेशस्य मुख्यमन्त्रिभिः श्रीयशवन्तराव बलवन्तराव चवाण महाशयैर् मुम्बई महानगरस्थ-गुजरात संशोधन मण्डलाख्यसंस्थायामनोविज्ञानादि संशोधनसदनस्य प्रतिष्ठापनशिलाविन्यासविधिः कृतः

अस्य गुजरात-संशोधन-मण्डलस्याद्यतनाः कार्यकारिणी सभायाः सदस्याः निम्नलिखिताः सन्ति।

**अध्यक्ष :** श्री पोपटलाल गोविन्दलाल शाह महाशय :

**उपाध्यक्षा :**
१. श्री कनैयालाल मानेकलाल मुनशी महाशय :
२. श्री हरसिद्धभाई वी. दिवेटीआ महाशय :
३. श्री मणिलाल बी. नाणावटो महाशय :
४. श्री भास्कर बलवंत योध महाशय :
५. श्री रमणलाल गोकुलदास सरैया महाशय :
६. श्री चंदुलाल नगीनदास वकील महाशय :

**मानार्हमन्त्री :** श्री धनसुखलाल टी. लाकडावाला महाशय :

**मानार्हकोषाध्यक्ष :** श्री अरदेशर सोराबजी कालापेसी महाशय :

**'ट्रस्टी' इतिशब्दवाच्या न्यासाधिकारिमण्डल-सदस्या :**

१. श्री जीवराज नारायण महेता महाशय :
२. श्री हरसिद्धभाई वजुभाई दिवेटीया महाशय :
३. श्री चंदुलाल नगीनदास वकील महाशय :
४. श्री पोपटलाल गोविंदलाल शाह महाशय :

**भवननिर्माताधिकारि मण्डल-सदस्या :**

१. श्री पोपटलाल गोविंदलाल शाह महाशय :
२. श्री ठाकोरभाई चुनीलाल कांटावाला महाशय :
३. श्री महेन्द्र चीमनलाल पारेख महाशय :
४. श्री गोर्धनदास सोपारकर महाशय :

**'आर्किटेक्ट' शब्दवाच्यः भवननिर्माता**

श्री चुनीलाल झवेरचंद शाह महाशय :

**गुजरात संशोधनमण्डलस्य कार्यकारिणी सभायाः अन्ये सदस्या :**

१. श्रीमती हंसाब्हेन महेता महाशया
२. श्री प्रह्लाद चंदरशेखर दिवानजी महाशय :
३. श्रीमती मधुरी रतिकलाल शाह महाशया
४. श्री रतिलाल देवचंद आडतिया महाशय :
५. श्री मनुभाई प. वैद्य महाशय :
६. श्री जटाशंकर त्रिवेदी महाशय :

लिखित मिदं दिल्हीस्थ-सर्वोच्च-न्यायालये (एडवोकेट शब्दवाच्येन) अधिवक्त्रा मुम्बईस्थ-भारतीय-विद्याभवनस्य च मानार्ह-नियामकेन श्री जयन्तकृष्ण-हरिकृष्ण-दवे महाशयेन।

---

## IN MEMORIUM

In the passing away of Shri B. P. Wadia. who left his human coil on 20th August 1958, The Gujarat Research Society has lost one of its oldest members who took interest in its research work, sparing time from his philosophic outlook on the world as one. He was a tower of strength to all searchers after truth and contributed not a little to the ideals of peace and truth, literature and science, art and culture. May His Eternal Soul help the World in its progress towards Truth and Peace.

REVIEWS

## ભડકદ—ગુર્જર દેશનું એક ગામ

(સામાજિક તથા આર્થિક સમીક્ષા— લેખક:- નટવરલાલ સેવકલાલ દલસુખભાઈ પરીખ પ્રકાશક:- સંજીવન સાહિત્ય પ્રકાશન માલા પુસ્તક ૨, ૧૨૯, તિલકમાર્ગ, બોરિવલી, મુંબઈ. પૃ. ૨૫૬; મૂલ્ય : રૂ. ૯.)

કોઈપણ એક ગામને કેન્દ્રમાં રાખી તેની આર્થિક અને સામાજિક સંશોધનાત્મક સમીક્ષાનો મૂળ વિચાર તો સ્વ. સયાજીરાવ મહારાજને આવ્યો હતો. એમના પ્રોત્સાહન અને પ્રેરણાથી ગામડાની આર્થિક અને સામાજિક સમીક્ષક-તપાસ ૧૯૧૪માં સર મણિલાલ બાલાભાઈ નાણાવટીએ કરી હતી અને એ કામ ૧૯૧૮સુધી ચાલ્યું હતું. પેટલાદ તાલુકામા આવેલું 'ભડકદ' ગામ એ સમીક્ષા માટેનું ક્ષેત્ર બન્યું હતું. આ પ્રથમ તપાસ પછી એનો વિશાળ અભ્યાસ કરી સન ૧૯૫૫માં શ્રી નટવરલાલ સેવકલાલ પરીખે બીજી આગળ તપાસ શરૂ કરી હતી. એ કાર્ય ૧૯૫૬માં પૂર્ણ થયું હતું. એ બન્ને તપાસનો સંશોધનાત્મક તેમજ તુલનાત્મક સંપૂર્ણ હેવાલ અને તેમની સમીક્ષારૂપ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ સમીક્ષાના અભ્યાસ પહેલાં 'ભડકદ' ગામ વિશે 'સામાન્ય દર્શન' વિભાગમાં જે સંપૂર્ણ માહિતી આપી છે તેને સમજી લેવી જોઈએ. આ સમીક્ષામાં એ ગામની વસ્તી, એ ગામના લોકોનો આહાર, એમનાં વસ્ત્રો, એમનાં મકાનો અને તેની રચનાઓ, એમનાં સ્વાસ્થ્ય-આરોગ્ય, એમની શિક્ષણ સંસ્થા, અને એ ગામની સાક્ષરતા, એમના ધર્મ અને ધર્મસ્થાનો, આ બધી માહિતી પછી એ પુસ્તકનો 'સામાજિક વર્તુલો તથા પ્રથાઓ, જ્ઞાતિઓ તથા રીતરિવાજો'નો વિભાગ આવે છે તે અભ્યાસીએ મનન કરવા જેવો છે. પુસ્તકનો અર્ક કહીએ તો આ વિભાગમાં સમાયેલો છે. પછીના ભાગોમાં ખેતી તથા આર્થિક આલોચના આવે છે, એ પણ વાંચવા અને સમજવા જેવા વિભાગો છે.

બન્ને સમીક્ષાની સમાલોચના—તેજ અને છાયા એ ભડકદનો સંપૂર્ણ ખ્યાલ આપે એવું પ્રકરણ છે. અને નવરચના—નવવિધાન અને નવસર્જન—એમાં ગામડાના નવસર્જન અને નવરચના માટે કેવા પ્રકારનાં પગલાંની આવશ્યકતા છે એનું દર્શન છે. પંચવર્ષીય યોજનામાં ગામડું સાચી રીતે નવવિધાન પામશે તો જ એની સંપૂર્ણ સફળતા લેખાશે. ભારત ગામડાઓનું એકમ છે એનો ખ્યાલ પંચવર્ષીય યોજનાના સંકલન અને યોજનામાં આપણે રાખવો જ રહ્યો. પ્રવચનમાં પ્રકાશક લખે છે કે "ભડકદ ગામ એ ગુર્જર દેશમાં છે, અને ગુર્જર દેશને સ્વતંત્ર વ્યક્તિત્વ છે; તેમજ એ પ્રાચીન તથા અર્વાચીન ભારતનું એક અંગ છે, એ સત્ય લક્ષમાં રાખીને આપણી સંસ્કૃતિ, વિકૃતિ તથા પરિસ્થિતિનો ખ્યાલ આવે એ રીતે આ ગ્રન્થનું આલેખન કરવામાં આવ્યું છે." આ ગ્રન્થ આપણા ગામડાઓના આર્થિક અને સામાજિક નવવિધાન તથા વિકાસમાં એક માર્ગદર્શક બને એવો ગ્રન્થ છે. ગામડાંઓ મુખ્યત્વે ખેતી ઊપરજ નભી રહેલાં છે. પણ આજના સમયમાં એમાં બીજા ઉદ્યોગહુન્નરોનો પણ વિકાસ થાય એને પણ ધ્યાનમાં લેવા જેવું છે. ખેતી સાથે વાડીઓ

હાથવણાટ તેમજ બીજા ગ્રામઉદ્યોગોનો પણ વિકાસ થવો જોઈએ. પાણી અને રસ્તાઓ, શિક્ષણ સંસ્થાઓ અને દવાખાનાંઓ અને ઇસ્પીતાલો વગેરેનો પણ ખ્યાલ રાખવોજ જોઇએ. એ બધી ગ્રામવિકાસ યોજના માટે આ સમીક્ષક પુસ્તક ઘણું ઊપયોગી થઈ પડે એવું છે.

એની ભાષા સાદી, સરળ તેમજ શુદ્ધ છે. નથી એમાં સંસ્કૃત શબ્દોનો અતિરેક તેમજ નથી એમાં દેશ્ય શબ્દોનો ભંડોળ. સામાન્ય લોકોને સમજાય એવી એની ભાષા છે. ગામડાંના સામાજિક બંધારણ અને આર્થિક વિકાસ અભ્યાસીને તો આ પુસ્તક વાંચી લેવા જેવું છે.

—જનાર્દન પંડ્યા

**કાર્બનિક રસાયનિકનાં મૂળતત્ત્વો:** લેખક એન. એમ. શાહ, રસાયન વિદ્યાના પ્રાધ્યપક, સૅન્ટ ઝેવીઅર્સ કૉલેજ, અમદાવાદ. પૃ. ૨૩૨+૩૮, મૂલ્ય રૂ. ૪.૫૦.

સાધારણ રીતે વિદ્યાર્થીઓ માટે તૈયાર કરવામાં આવેલાં પુસ્તકોની સમાલોચના કરવામાં આવતી નથી. ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ જેવા સિદ્ધહસ્ત લેખકની કલમે તૈયાર થયેલું પુસ્તક ખાસ નોંધ માગી લે છે.

આ પુસ્તકની ખાસ એક વિલક્ષણતા નોંધવા જેવી છે. પરિભાષિક શબ્દોની પસંદગીમાં ખાસ વેવલાપણું જોવામાં આવતું નથી. અંગ્રેજી શબ્દો જરૂર લાગે ત્યાં રાખીને, અને મારા શબ્દસંગ્રહમાં દર્શાવેલા નિયમો પ્રમાણે ક્રિયાઓને માટે શબ્દો રચીને, અને સામાન્ય વસ્તુઓ કે રાસાયનિક તત્ત્વો, અને રાસાયનિક સંજ્ઞાઓનાં અંગ્રેજી જૂના નામોનો સ્વીકાર કરીને તેમણે આ અગત્યના વિષયનો ગુજરાતી દ્વારા અભ્યાસનું કાર્ય સરળ કરી આપ્યું છે.

માતૃભાષા અને અંગ્રેજી વિષેનો વિવાદ તો હમેશાં રહેવાનો, અને જ્યાં સુધી અંગ્રેજી ભાષાનું વર્ચસ્વ રહેશે ત્યાં સુધી અંગ્રેજી શબ્દોનો કે પરિભાષાનો ત્યાગ શક્ય નથી. તેવા પ્રસંગે શ્રી નરસિંહ શાહે કરેલા આ પ્રયત્નને ધન્યવાદ ઘટે છે.

પો. ગો. શાહ

आचार्य श्री विजयवल्लभसूरि स्मारकग्रन्थ, अनेक जैन तथा जैनेतर लेखको तथा कलाकारोना सहकारथी तैयार करी संपादन करनार, गुजराती विभागना, डॉ. भोगिलाल ज. सांडेसरा, डॉ. उमाकान्त प्रे. शाह अने श्री. नागकुमार ना. मकाती, हिन्दी विभागना, प्रा. पृथ्वीराज जैन तथा अंग्रेजी विभागना डॉ. मोतीचन्द्र, डॉ. जगदीशचन्द्र जैन अने सी. जे. शाह, छपावी प्रसिद्ध करनार श्री. महावीर जैन विद्यालय, गोवाळीया टेन्क रोड, मुंबाई—२६; १९५६; १-१८४, १-१४० तथा १-१७५ अनुक्रमे=४९९+१९; किं. रु. १७·८.

२. श्री महावीर जैन विद्यालय ए मुंबाईमां गोवाळीआ टॅन्क रोड उपर आवेली जैन विद्यार्थिओने उच्च धार्मिक अने व्यावहारिक केळवणी मेळववामां जरूरी सहाय करनारी ३० करतां वधारे वर्षोथी व्यवस्थित रीते चालती प्रसिद्ध संस्था छे। तेनी स्थापना माटे व्यवस्था करवामां जैन गृहस्थो शिवाय जे उदात्त जैन मुनिओए परिश्रम लईने सहकार कर्यो हतो तेमांना विशेष

आगळ पडतो भाग लेनारा मुनिओ पैकी सद्गत आचार्य श्री विजयवल्लभ सूरि हता। तेमना
थोडाक काळ पूर्वे थयेला अवसान पछी तेमनी निःस्वार्थ सेवानुं स्मरण कायम रहे अने भावि प्रजाना
जाणवामां आवे ए सद्हेतुथी ते संस्थाना व्यवस्थापक मंडळे प्रस्तुत ग्रन्थ उपरोक्त विद्वानो पासे
तैयार करावी प्रसिद्ध करेलो छे। तेमांनां प्रारम्भिक १९ पृष्ठो पैकी पृ. ५-६ उपर मुनि
श्री पुण्यविजयजीए लखेलो आमुख, पृ. ७-९ उपर विद्यालयना मंत्रीओ श्री. चंदुलाल साराभाई
मोदी तथा चंदुलाल वर्धमान शाह एमणे लखेलुं निवेदन, पृ. १० उपर संपादक मंडळना सभ्योनी
नामावली, पृ. ११-१४ उपर विभाग परत्वे लेखोनी अनुक्रमणिका अने पृ. १५-१९ उपर
चित्रपरिचय छे।

३. प्रत्येक विभागमां बे भिन्नभिन्न प्रकारना लेखो छे; एक "श्रद्धांजली अने जीवन"ने
लगतो तथा बीजो विविध विषय उपर लखायला "लेखोना संग्रहने लगतो छे। तेमां लेखसंख्याओ
नीचे प्रमाणे छे:—

| | | | |
|---|---|---|---|
| गुजराती विभाग—श्रद्धांजली अने जीवन | —२०; | लेखसंग्रह | —३२; |
| हिन्दी ,, ,, | — ४; | ,, | १६; |
| अंग्रेजी ,, ,, | — २; | ,, | २१. |

चित्रपरिचय उपरथी जणाय छे के प्रत्येक विभागना प्रत्येक पेटा-विभागमां वच्चे वच्चे तेमां चर्चेला
विषयोने वैशद्य अर्पवा माटे चित्रो मुकेलां छे। तेमनी संख्याओ विभाग तथा पेटा-विभाग परत्वे
नीचे प्रमाणे छे:—

| | | | |
|---|---|---|---|
| गुजराती विभाग—श्रद्धांजली अने जीवन | —१४ | लेखसंग्रह | —५७; |
| हिन्दी ,, ,, | — २ | ,, | —११; |
| अंग्रेजी ,, ,, | — १ | ,, | —३०. |

तेमां आधुनिक यन्त्रोपस्थित वैयक्तिक तथा सामूहिक प्रकाशचित्रो उपरांत स्थापत्य, शिल्पकळा,
चित्रकळा, हस्ताक्षरलेखनकळा, नृत्यकळा, तक्षणकळा विगेरेना उत्कृष्ट नमूनाओनां बीबां उपरथी
तैयार करेलां प्रकाशचित्रोनो समावेश थयेलो छे।

४. अनुक्रमणिकामां लेखोनी सामे लेखकोनां नामोनो उल्लेख छे ते उपरथी स्पष्ट थाय छे
के मात्र जैन मुनिओ अने गृहस्थोएज नहीं परन्तु आचार्य श्रीना संसर्गमां आवेला अनेक जैनेतर
विद्वानोए पण आ ग्रन्थने समृद्ध करवा माटे श्रमलई अभ्यासपूर्ण लेखो लखी आपीने तेमने माटेनो
पोतानो पूज्यभाव व्यक्त कर्यो छे अने तेमणे जैनधर्मनी अने गुजराती साहित्यनी जे सेवा बजावी
छे तेनी कदर करी छे।

५. आचार्यश्रीनो जन्म वडोदरामां एक जैन कुटुम्बमां थयो हतो अने १६ वर्षनी किशोर
वये ज एमने वैराग्य प्राप्त थवाथी एमणे गृहत्याग कर्यो हतो अने बाकीनुं सर्व आयुष्य ब्रह्मचर्यव्रत
पाळीने विद्याभ्यास, धर्मसाधना अने लोकोपयोगी कार्यो करवामां व्यतीत कर्युं हतुं। जो के एओ
यतिधर्म चुस्तपणे पाळता हता अने रूढीने अनुसरीने धर्मोपदेश करता हता ज परंतु एमना गुरु
श्री विजयानन्दसूरि उर्फे आत्मारामजीना चिरकाळना सहवास अने बोधने परिणामे एमनी मनोदशा
संकुचित न रहेतां विशाळ बनी हती। तेथी एओ आधुनिक परिस्थिति उपरथी भविष्यमां केवी
उपस्थित थवानो संभव छे ते विषे उंडो विचार करीने एवा निर्णय उपर आव्या हता के जन

संघनी उछरती प्रजा मात्र स्वधर्मपालन करती थवा उपरांत व्यवहारकुशळ पण बनवी जोइए अने ते हेतु पार पडे ते माटे तेने धार्मिक शिक्षण मळे तेवी व्यवस्था करवानी जेटली जरुर हती तेटलीज ते प्रजा भारतनी जैनेतर प्रजासाथेनी व्यावहारिक हरिफाईमां पाछळ न पडी जाय ते माटेनी व्यवस्था करवानी पण हती। शिवाय आधुनिक युगमां जैन धार्मिक सिद्धान्त अने प्रणालिकानुं वास्तविक ज्ञान ते धर्मना अनुयायिओज मात्र मेळवीने पोताने कृतकृत्य थयला माने ए इष्ट नथी; ते उपरांत ते ज्ञानना प्राप्ति अत्रत्य जैनेतर विद्वानोने पण सुलभ थाय एवी व्यवस्था करवी घटे छे. एटलुंज नहीं परंतु युरोप अने अमेरिका खण्डना पौर्वात्य साहित्यना अभ्यासीओने पण ते मेळववा माटे सुगमता करी आपवी ए पण आवश्यक हतुं अने ते माटे जैन ज्ञान भंडारोमांना प्राचीन अप्रसिद्ध लेखोनी आधुनिक पद्धती ए सूचिओ तैयार करी प्रसिद्ध करवानी व्यवस्था करीने ते लेखो नष्ट न थई जाय ते माटेनी योग्य व्यवस्था करवानी पण जरुर हती। ते विचारो अमलमां मुकवा माटे जेटली जरुर बीजा यतिओनी सहायनी हती तेटलीज आधुनिक संशोधनपद्धतिथी माहितगार तथा गुजराती, प्राकृत तथा अंग्रेजी भाषाओनुं ज्ञान धरावनार युवान जैनोनी सहायनी पण हती। तेथी तेमणे पोतानो स्वधर्म पाळवा तथा आत्मकल्याण साधवा उपरांत ते धोरणे लोकोपयोगी कार्यो उपर पण उत्साहपूर्वक लक्ष राखीने श्री महावीर जैन विद्यालय, मुंबाई अने तेनी मुख्य मुख्य जैन मथकोमां शाखाओनी स्थापना करवामां, खंभात, अमदावाद विगेरे स्थळोए आवेला जैनज्ञानभंडारोनी व्यवस्था करवामां तथा त्यां त्यांना हस्तलेखो विषेनां सूचिपत्रो तैयार करावी प्रसिद्ध कराववामां अग्रगण्य भाग लीधो हतो। अर्थातच "श्रद्धांजली अने जीवन" विभागमांनां केटलांक काव्योमां अने गद्यलेखोमां एमनी सेवानी प्रशंसा करीने एमने "युगद्रष्टा" तरीके अंजली आपी छे। ते कक्षाना लेखोपैकी विषेष नोंध लेवा लायक अने साहित्यिक तथा राष्ट्रिय द्रष्टिए महत्वना लेखो नीचे उल्लेख कर्या प्रमाणेना छे:—

## गुजराती विभाग--

१. भारतीव कळामां जैन संपूर्ति—ले. श्री रविशंकर रावळ; २. जैन अभ्यासमां नवी दृष्टिनी आवश्यकता—ले. प्रा. कामदार; ३. भाषाना विकासमां प्राकृत-पालीभाषानो फाळो —ले. पं. बेचरदास दोशी; ४. जैन परम्परानुं अपभ्रंशसाहित्यमां प्रदान—ले. प्रा. हरिल्लभ भायाणी; ५. श्री पंचासरा पार्श्वनाथना मन्दिर विषेना केटलाक एतिहासिक लेखो—ले. डो. भोगिलाल सांडेसरा; ६. महाराजा जयसिंह सिद्धराजना चांदीना सिक्का—ले. श्री. अमृत पंड्या; ७. भावलिङ्गानुं प्राधान्य –ले. डो. भगवानलाल म्हेता; ८. तत्त्वार्थश्रद्धानम्-सम्यग् दर्शनम्-एटले शुं?—ले. श्री. संतवाल; ९. धर्म अने संस्कृति—ले. मुनि श्री कल्याणचन्द्रजी; १०. ब्रह्मव्रतेषु व्रतम्—ले. श्री मनसुखलाल म्हेता.

## हिन्दी विभाग--

१. जैन पुराण-कथाका लाक्षणिक स्वरुप—ले. श्री वीरेन्द्रकुमार जैन; २. पालीभाषाके बौद्धग्रन्थोंमें जैन धर्म—ले. डो. गुलाबचंद चौधरी; ३. जैन साधनाका इच्छायोग—ले. श्री अमरचन्द्रजी महाराज; ४ जैनदृष्टिसें साधनामार्ग—ले. श्री ऋषभदेवजी; ५. प्राचीन भारतमें देशकी एकता—ले. डॉ. वासुदेव अग्रवाल; ६. तिरुवल्लुवर और अुनका ग्रन्थ तिरुक्कुरल—ले. पं. महेन्द्रकुमार जैन; ७: स्वर्णभूमिमें कालकाचार्य।

अंग्रेजी विभाग—

1. *Structural Evolution of the Doctrine of Karma* by Dr. H. S. Bhattacharya; 2. *The Figures of the Two Lowers Reliefs on the Pārśvanātha Temple at Khajurāho* by Dr. K. Bruhn; 3. *The Message of the Religion of Ahimsā* by Professor Chakravarti; 4. *Some Aspects of Jaina Monastic Jurisprudence* by Dr. S. B. Deo; 5. *Jainism: Its Distinctive Features and Their Impact on Our Composite Culture* by Dr. Karnataki; 6. *Historical Position of Jainism* by Dr. J. S. Jetly; 7. *A Thirteenth Century Inscribed and Metal Bell at Patan* by Dr. M. R. Majmudar; 8. *What Jainism offers to the World* by Sir C. S. Mallinath; 9. *Digambara Jaina Tirthamkaras from Māheśvara and Nevāsā* by Dr. H. D. Sankalia; 10. *Acārya Haribhadra's Comparative Studies in Yoga* by Dr. N. M. Tatia; 11. *The Place of Jainism in Indian thought* by Dr. F. Valyi; 12. *Jainism—A Way of Life* by Shri B. P. Wadia. आ शिवायना जे लेखो छे ते अमौलिक छे एम कहेवानुं तात्पर्य नथी। प्रत्येकमां कांई ने कांई गुणवत्ता छेज। परंतु जैन सिद्धान्त, तेनुं भारतना धार्मिक विकासमां स्थान, आधुनिक काळमां तेना साहित्यनो प्रचार अने भारतनी संस्कृति उपर तेनी छाप अने जे जे भाषाओमां तेने लगता ग्रन्थोमां रचना थयली छे ते ते भाषाओना साहित्यमां तेनुं स्थान, ए दृष्टिकोणोथी तपासतां मने उपरोक्त लेखोमां विशिष्टता लागी छे एटलुंज जणाववानो आशय छे।

६. स्थापत्य, शिल्पकळा, चित्रकळा, तक्षणकळा, लेखनकळा विगेरेना नोंध लेवा लायक नीचेना नमुनाओ छे:—**गुजराती विभागमां**:—१ बे पेटा-विभागो वच्चेना बधा—पृ. १०२ तथा १ वच्चेंना; २ प्रकाशानुं प्राचीन शिल्प तथा पंचासरा पार्श्वनाथ मन्दिरमांनी वनराज अने आशाकनी प्रतिमाओ—पृ. ७४–७५ वच्चेनी; ३. वडनगरना शिल्पो पैकीं नं ५–८—पृ. १३८–३९ वच्चेनां; ४. श्री नेमिनाथना जीवनना मुख्य मुख्य प्रसंगोनु आलेखन—पृ. १६४–६५ वच्चेनुं; ५. श्री ऋषभदेवना जीवनना तेवाज प्रसङ्गोनुं आलेखन—पृ. १६६–६७ वच्चेनुं; ६. श्री नेमिनाथनी गुप्तकालीन प्रतिमा आदि १५ चित्रो—पृ. १६८–६९ वच्चेनां; ७. पाटणनो काष्टपट—पृ. १७२–७३ वच्चेनां; ८. श्री महावीरनो जन्माभिषेक तथा तेनी पछवाडेनो ऐतिहासिक वस्त्रपट—पृ. १७४–७५ वच्चेना; ९. ४ रंगीन चित्रो—पृ. १७६–७७ वचचेनां; १०. श्री पार्श्वनाथना जीवनप्रसङ्गनुं चित्र–पृ. १७८–७९ वच्चेनुं; ११. तेमनाज निर्वाणकल्याणकनुं चित्र—पृ. १८०–८१ वच्चेनुं। **हिन्दी विभागमां**:—१. श्रवणबेळगोळमां बाहुवलीनी महाकाय प्रतिमा—आरम्भमां; २. पार्श्वनाथ भगवान, उदयगिरीगुफा, भीलसा गर्भद्वार, विमळ—वसही, आबु, अजितनाथ भगवान, कायोत्सर्ग मुद्रामां, शान्तिनाथ बस्तीनी दिवाल परनो शिल्प समृद्धि, जिनानाथपुर, स्तम्भो उपरना गणधरो, लूणवसही, आबु, हठीसिंग जिनप्रसादनी दिवालपरनी शिल्प मूर्ति, अमदावाद तथा राणकपुरना जिनप्रासादनी दिवालो उपरनी शिल्प समृद्धि—पृ. ६४–६५ वच्चेंनां। **अंग्रेजी विभागमां**—१. आचार्य विजयवल्लभसूरि—स्केच; श्री रविशंकर रावळ,— श्रद्धांजली अने जीवनना पेटा-विभागा आरम्भमां; २. सित्तन्नवासल गुफाना जिनप्रासादनी दिवाल परनु नर्तिकानुं चित्र, सहस्त्रकूटनुं धातुनुं शिल्प,

पाटण, राणकपुरनुं छतनुं संयोजना चित्र, उदयगिरीनी राणीगुंफानो, केवाळनो नमुनो, कंकालीटीलाना स्तूप उपरना कलाविधाननो नमुनो तथा विमळ-वसहीनी छतउपरनी कोतरणीनो नमुनो लेखसंग्रहना पेटा-विभागना आरम्भमां; ३. खजुराहोना पार्श्वनाथ मन्दिरना शिखर तथा दिवालो परना कोतरकामना नमुना—पृ. १४-१५ वच्चेना; ४. अकोटासंग्रहमांनी आदीश्वरप्रभुनी मुखमुद्रा तथा चामरधारिणीनी धातु-प्रतिमा—पृ. ४०–४१ वच्चेनी; ५. कोतरेला लेखसहित पाटणनो नकशीदार घंट तथा भर्तृहरिगुफामांनी प्रभावली, माहेश्वर—पृ. ११२-१३ वच्चेनां; ६ मल्लिनाथनी खंडित प्रतिमा, लकनौ तथा देलवाडाना कोतरकामना बे नमुना पृ. १२८-२९ वच्चेनां; ७. सचित्र हस्त लेखोना नमुना पृ. १४२-४३ वच्चेनां; ८. खण्डगिरि तथा उदयगिरिनी गुफाओमांना शिल्पनां नमुना पृ. १५६-५७ वच्चेना.

७. लेखो छपाववा माटे जाडा टकाऊ कागळनो तथा चित्रो माटे तेथी पण विशेष जाडा, टकाऊ अने चळकाटवाळा कागळनो उपयोग कर्यो छे, वधीज भाषाना टाईपो घाटदार अने स्पष्ट अक्षरो छपाय एवा वापरेला छे, छेवटनी छपाईमां पुस्तकना मूल्यांकनमां उणप आणे एटली भूलो न रही जाय तेनी खास काळजी राखी छे, चित्रो माटे वापरेलां बीवां स्पष्टपणे कोतरेलां छे अने ते उपरथी नकलो तैयार करवा माटे वापरेली रंगीन अने चकचकित शाहीओ पण उत्तम प्रकारनी छे। ग्रन्थनी बंधाई मजबूत अने टकाऊ थाय ते माटे उत्तम सामग्री वापरेली छे अने तेनो देखाव आकर्षक बनाववा माटे ते उपर एक रंगीन तथा सचित्र प्रावरण छे एटलुंज नहीं परन्तु ते सुरक्षित रही शके ते माटे ग्रन्थने राखवा माटे जाडा पुठ्ठांनुं खोखुं पण तैयार करावी प्रत्येक नकल साथे आपवानी योजना करेली छे। आ सर्व जोतां रु. १७-८नी किंमत योग्यज गणाय, जोके व्यक्तिओने पोताना खानगी उपयोग माटे तेनी नकल वेचाती लेवानो विचार करतां ते भारे लागे। आशा छे संशोधक मंडळोना तथा सार्वजनिक पुस्तकालयोना संचालको पोताना संग्रहोमां तेनी नकलने जरूर स्थान आपी श्री महावीर जैन विद्यालये जैन धर्मना अनुयायिओ अने संशोधनकार्यमां गुंथायली सामान्य जनतानी करेली आ उत्तम प्रकारनी सेवानी कदर करशे। आम बीजी वधी रीते आ ग्रन्थ प्रशंसापात्र जणायो छे परन्तु तेमां एक उणप ध्यान खेंचे छे अने ते तेमां चर्चेला विषयोनी सूचिनो अभाव छे। आशा छे के जो आ ग्रन्थनी बीजी आवृत्ति छपाववानो प्रसंग आवे तो एटली कमतरता दूर करवामां आवशे। तेथी ग्रन्थनी उपयोगितामां जरूर प्रशंसापात्र वधारो थशे।

प्र. चं. दिवानजी

...પડે છે. આ કારણને લીધે ગુજરાત સંશોધન મંડળની પ્રવૃત્તિમાં અનેક વિષયોને સ્થાન મળે છે અને સર્વદેશીય જ્ઞાનવિજ્ઞાનના વિકાસમાં રસ લેવાય છે. આ વિવિધતા ઉપરાંત ત્રૈમાસિકમાં ...તા વિષયોમાં ગુજરાત પ્રદેશ અને ગુજરાતી સંસ્કૃતિના વિકાસ અને સંશોધનમાં પ્રવૃત્તિ પ્રચલિત છે. ગુજરાત એટલે પ્રથમથીજ સૌરાષ્ટ્ર અને કચ્છનો સમગ્ર પ્રદેશ એ સ્વતઃસિદ્ધ છે અને તે તેના ત્રૈમાસિકમાં આવતા લેખો ઉપરથી પણ સમજી શકાય તેમ છે.

જેવી રીતે મારી માનસિક વૃતિમાં સંશોધનનું ક્ષેત્ર અપરિમિત છે. તેવી જ રીતે ગુજરાત ...નું સંકુચિત લાગતું નામ ધારણ કરેલું હોવા છતાં પ્રગતિ અને વિકાસનું ક્ષેત્ર આખો દેશ કે એટલું જ નહી પણ સમગ્ર મનુષ્યજાતિ અને સમગ્ર વિશ્વવ્યાપક છે. સંશોધન અને પ્રગતિના વિષયમાં સંકુચિત દૃષ્ટિ રાખે પાલવે તેમ નથી અને પ્રજાના ઇતિહાસ અને સંસ્કૃતિ, માનસિક વૃત્તિ અને મનોદશા તેમજ શારીરિક પ્રવૃત્તિ અને આરોગ્ય વિષેના વિવેચન કે સંશોધનમાં વિશાળ બુદ્ધિ અને સર્વદેશીય ધ્યેય રખાય નહીં તો તે કાર્ય નિષ્ફળ થાય છે અને તેનો યોગ્ય લાભ મળતો નથી. સંશોધકો, સંસ્થાઓ અને સમાજ આવી સંકુચિત દૃષ્ટિથી પ્રગતિ મેળવી શકતા નથી. તેથી જ મારા જીવનનું ધ્યેય કેવળ ગુજરાતી ભાષા કે ગુજરાત પ્રદેશની સાંસ્કારિક ...તિ, પ્રગતિ અને અસ્મિતા કેળવવાથી સંતોષ માનતું નથી, પરંતુ તે ઉપરાંત સમગ્ર મનુષ્યજાતિ અને વિશ્વના હિતમાં દરેક મનુષ્યે પ્રયાસ કરવો એ સિદ્ધાંત પર રચાયેલું છે.

સંશોધનના કાર્યમાં મારી સાથેના સહચારીઓ અને સહકાર આપનારી વ્યક્તિઓ વિષે બે શબ્દો કહેવા યોગ્ય લાગે છે. સંશોધન પ્રવૃત્તિઓમાં સહકાર અને સહયોગની આવશ્યકતા રહે છે. સંશોધનસંસ્થા વ્યાપારની દૃષ્ટિએ યોજી શકાતી નથી અને નભી શકતી પણ નથી. ખાસ કરીને સેવાભાવી સંશોધનનું કાર્ય નાણાં વિના ઘણું મુશ્કેલ રહે છે. તેથી સંશોધન કાર્યમાં નાણાંની સહાય કરવા ઉપરાંત અવેતન કે કમ વેતનમાં કાર્ય કરનાર સંશોધકોનો ઉપકાર માનવો આવશ્યક છે. મનુષ્ય કામ કરવાથી દુર્બળ થતો નથી. પરંતુ પોતાના કાર્યમાં રસ લઇને પોતાની કાર્યશકિત ખીલવી શકે છે. તેથી જ સંશોધન સંસ્થાઓમાં સહકારની વૃત્તિ આવશ્યક છે. ઉપનિષદ્નું પ્રસિદ્ધ વાક્ય આ પ્રસંગે યાદ કરવા જેવું લાગે છે. सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै। तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै। સાથે રહેવાના, સાથે ભોજન કરવાના, સાથે સહકાર કરવાના સિદ્ધાંતની સાથે વિશ્વવિશાળ દૃષ્ટિબિન્દુ જ આવશ્યક રહે છે.

આજના સમારંભને પ્રસંગે મારે આટલું સ્પષ્ટ કરવું ઘટે છે કે મને ગુજરાત સંશોધન મંડળની પ્રવૃત્તિ સિવાય બીજા ઘણા વિષયોમાં રસ છે. મારા ત્રણ ચાર પુસ્તકો હજી પણ મૂર્તિમંત સ્વરુપની આશા રાખે છે. તેથી આજને પ્રસંગે હું ઈચ્છું છું કે જેવી રીતે લક્ષ્મી ...સીંગ સોસાયટી થોડા વર્ષ સુધી પ્રમુખપદ ચલાવીને તેના દૈનિક વ્યવહારથી હું છૂટો પડ્યો છું તેવી જ રીતે આ ગુજરાત સંશોધન મંડળની સક્રિય પ્રવૃત્તિથી છૂટો થઈ ને મારા મૌલિક સંસ્કૃતિના તેમજ ધાર્મિક અને આધ્યાત્મિક આદર્શોને મૂર્ત સ્વરુપ આપવા જેટલો સમય અને સાધન પ્રાપ્ત થાય એ હું સહૃદયથી પ્રાર્થના કરું છું. ફરીથી આજના સમારંભના કાર્યકર્તાઓમાં ખાસ કરીને ડૉ. યોધ અને શ્રીમતી મધુરીબેન શાહનો ઉપકાર માનું છું અને ઈચ્છું છું કે તેઓ સર્વ મ્હારા કરતા વધારે દીર્ઘાયુષી થાય.

# સંશોધન સમાચાર

## संशोधनसदन प्रवेशविधि

ગુજરાત સંશોધન મંડળનું નવું "સંશોધનસદન" જૂન મહીનામાં પ્રવેશલાયક થયું હતું; પહેલો માળ તૈયાર નહીં હોવાથી નીચેના ખંડોમાં સામાન ગોઠવીને કાર્યનો પ્રારંભ કરવામાં આવ્યો હતો. તે પ્રવેશવિધિ પ્રસંગે જ્યોતિષી અંબાશંકર નારાયણ શાસ્ત્રીએ આપેલો શાન્તિ પાઠ અહીં મુદ્રિત કરવામાં આવે છે.

**श्री संशोधनसदनस्य** प्रवेशविधिसमये श्रीमन्नृपविक्रमार्क समयातीते २०१५ तमे वत्सरे तथा च श्रीमद्भूपति शालिवाहनकृत शके १८८१ तमे शुभे ज्येष्ठमासस्य शुक्लपक्षे द्वादश्यायां पुण्यतिथौ; भारतीय राष्ट्रीयपञ्चाङ्गानुसारेण ज्येष्ठमासस्य २८ तमायां तारिकायां, खिरस्ताब्दस्य १९५९ तमे वर्षे जूनमासस्य १८ तमायां तारिकायां गुरुवासरे शांतिसूक्तम्.

**।। श्रीसरस्वत्यै नम : ।।**

आरूढा श्वेतहंसे भ्रमति च गगने दक्षिणे चाक्षसूत्रम्
वामे हस्ते च दिव्याम्बरकनकमयं पुस्तकं ज्ञानगम्यां ।
सा वीणां वादयन्ती स्वकरकरजपै: शास्त्र विज्ञानशब्दै:
क्रीडन्ती दिव्यरूपा करकमलधरा भारती सुप्रसन्ना ।। १ ।।
निर्विघ्नं तस्य विद्या प्रभवति सततं चाश्रुतग्रन्थबोध:
कीर्तिस्त्रैलोक्यमध्ये निवसति वदने शारदा तस्य साक्षात् ।
दीर्घायुर्लोकपूंज्य: सकलगुणनिधि: सन्ततं राजमान्यो
वाग्देव्या:संप्रसादात्रिजगति विजयी जायते सत्सभासु ।। २ ।।

**।। श्रीपरब्रह्म परमात्मने नम : ।।**

ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितमाराविर्म एधि । वेदस्य म आणीस्थ: श्रुतं मे मा प्रहासी: । अनेवाधीतेनाहो रात्रान् संदधामि । ऋतं वदिष्यामि सत्यं वदिष्यामि । तन्मामवतु । अवतु मामवतु वक्तारमवतु वक्तारम् । ॐ शांति:

## ગુજરાતની તેલ, ગેસ વગેરે ખનીજ સંપત્તિઓ

સ્વતંત્ર ભારતના નવનિર્માણ અંગે અનેક યોજનાઓ તેમજ સંશોધનો હાથ ધરાયા છે. આવા સંશોધનોમાનું એક સંશોધન ભૂગર્ભમાં રહેલી તેલ, ગેસ વગેરે ખનીજ સંપત્તિનું

વિજ્ઞાનીઓ કરી રહ્યાં છે. આજે તો ખંભાતમાનાં લુણેજે અને વડોદરાના વડસરે એ અનેકના ધ્યાન ખેંચ્યા છે. તેલની શોધ માટેનો વિસ્તાર સૌરાષ્ટ્ર, અમદાવાદ તેમજ ભરૂચ સુધીનો ધીરે ધીરે વધ્યો છે. આ અંગે 'જનસત્તા' માં પ્રગટ થયેલા શ્રી અમૃત વસંત પંડયાનાં 'ગુજરાતમાં ખનીજ તેલની શોધ' અંગેના લેખો તેમજ તા. ૨૯–૧૨–૧૯૫૮ ના 'જનશક્તિ' માં પ્રગટ થયેલો શ્રી ચંદ્રવદન શુકલનો લેખ જોઈ જવા જેવા છે. આ શોધખોળ નવી નથીજ કારણ ઈ.સ. ૧૯૪૫ની સાલના જાન્યુઆરીના ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાં સર સુલતાન ચીનાઈએ આ અંગે માહિતીપૂર્ણ વિસ્તૃત ચર્ચા કરતો લેખ લખ્યો હતો એ લેખમાં દર્શાવેલા તેલના વિસ્તારો અને તેલની તેમજ ગેસની એમાં આપેલી ટકાવારી ગુજરાતની તેલ સંપત્તિ માટેની શોધખોળમાં ઉપયોગી થઈ પડે એવી માહિતી છે. ઈ. સ. ૧૯૩૪માં અને ત્યાર પછીના થોડા સમયમાં એક અમેરિકનની સહાયથી ઘોઘા વિસ્તારમાં તેલની શોધ માટે ચીનાઈ કુંએ બોરીંગ કરાવ્યું હતું અને એ દ્વારા ૮૪૦ ફીટ ના ઉંડાણ પછી એ સ્થળે ગેસ છે એની સાબિતી ચીનાઈ કુંને થઇ હતી. આ સંશોધન કાર્ય થોડો વખત ચાલ્યું પણ આર્થિક મુંઝવણોને લઈને તેમજ સરકાર તરફથી પ્રોત્સાહન ન મળતા આ કાર્ય અધુરૂં રહ્યું.

ગેસ તથાં તેલ ખનીજ સંપત્તિ માટે હિમાલયના શીવાલીક પહાડીઓનો વિસ્તાર, આસામનો શીવસાગર વિસ્તાર, બંગાળના ઉપસાગરેના સુંદર વન પાસેના સમુદ્રના તળિયાનો વિસ્તાર, વગેરે સ્થળો સંશોધન ક્ષેત્રો તરીકે રશિયન, રૂમાનિયન, અને અમેરિકન નિષ્ણાતોએ પસંદ કરેલાં અને એ પ્રદેશમાં સંશોધન કરતા તેલ–ગેસ ખનીજ સંપત્તિ અંગેની માહિતી એમને પ્રાપ્ત થઈ હતી.

ગુજરાતમાં વડોદરામાં ઈ. સ. ૧૯૨૧ ની સાલમાં લક્ષ્મી વિલાસ રાજમહેલના કંપાઉન્ડમાં, તેમજ તે સમયના દિવાન સર મનુભાઈ મહેતાના બંગલાનાં કંપાઉન્ડમાં ગેસ છે એવી વિગતો મળતા વડોદરા સરકાર તરફથી ડૉ. કે. જી. નાયક તેમજ ડૉ. એમ. એસ. પટેલના માર્ગદર્શન નીચે સંશોધન કાર્ય હાથ ધરાયું હતું. આ વિજ્ઞાનીઓએ વડોદરા ઉપરાંત ખંભાત, ઘોઘા, તેમજ સુરત જીલ્લાના ઉનાઈ સ્થળે પણ ગેસ છે એવી માહિતી પણ પ્રાપ્ત કરી હતી. આ અંગે થોડું ઘણું કામ સયાજીરાવના સમયમાં વડોદરાની સરકારે હાથ ધર્યું હતું.

ગુજરાતની ગેસ અને તેલ સંપત્તિ વિશે મહત્ત્વપૂર્ણ માહિતી આપતો સર સુલતાન ચિનાઇનો લેખ પણ આ સંશોધન માટે મદદ થઇ પડે એમ છે. એમાં પણ એમણે ઘોઘા, વડોદરાની તેલ અને ગેસ સંપત્તિ માટેની વિગતો વિસ્તારથી આપી છે. ઉપરયુક્ત વિગતો ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે અત્યારે હાથ ધરાયલી ગેસ તેલ અંગેની સંશોધન પ્રવૃત્તિ નવી નથી.

આમ આ વિજ્ઞાનીઓએ ચીંધેલા માર્ગે જો આજના ભૂગર્ભ નિષ્ણાતો તેલ, ગેસની સંપત્તિ માટે ગુજરાતમાં સંશોધન કાર્ય કરશે તો એમને ઘણી સિદ્ધિ પ્રાપ્ત થશે એમાં શંકા નથી.

ખંભાત અને ઘોઘાનો ઇતિહાસ કહી જાય છે કે એક વખત ગુજરાતના આ બે પ્રદેશો જાહોજલાલી અને વેપાર વાણિજ્ય ક્ષેત્રે આગળ ઊભા રહેતા પ્રદેશો હતા. જો યોગ્ય સંશોધન આ પ્રદેશમાં તેલ, ગેસ સંપત્તિ માટે થશે અને ખંભાતનો દરિયો ખોદી વહાણ વ્યવહાર માટે વધારે સુગમ બનાવવામાં આવશે તો આ બન્ને પ્રદેશો પાછા વેપારક્ષેત્રના સ્તંભતીર્થ બની જશે અને ભારતના તેલ, ગેસ ખનીજ સંપત્તિ ધરાવતા બીજા પ્રદેશો સાથે ગુજરાત ગૌરવંત બની ઊભુ રહેશે.

ભારતની તેલ ગેસ સંપત્તિનો વિકાસ થતાં વિશ્વમાં ભારત બળવાન રાષ્ટ્ર થશે અને જગતના મહાન રાષ્ટ્રો વચ્ચે એ મહામૂલુ સ્થાન પ્રાપ્ત કરશે એ વિના સંકોચે કહી શકાય.

સરકારનાં સંશોધન કાર્ય સાથે બીજા ખાનગી સંશોધન કર્તાઓને પણ સરકાર યોગ્ય સહાય અને પ્રોત્સાહન આપશે તો આ સંશોધનનું કાર્ય જલદીથી પૂર્ણ થશે અને એનો લાભ જલદી દેશને મલશે એમાં બે મત હોઈ શકે નહીં.

જનાર્દન પંડ્યા

## REVIEWS :

*Gaikwads of Baroda—Maharaja Sayajirao II* (1821 *to* 1830) *Selections from the Baroda Residency Records.* Edited by the late G. B. Pandya, Professor and Head of Department of History, M. S. University of Baroda, 1958. pp. 167—Rs. 12/-

The Volume was prepared by Professor G. B. Pandya (before he became a victim to Leukæmia) as a source book for future historians of Gujarat. It represents well selected documents from the records of the Baroda Residency, touching the political conditions, the financial transactions of the Ruling Chiefs and the rich money lenders, Samal Bechar and Hari Bhugtee, but the most important one are those that pertain to the social life of the people only about 130 years back. A graphic account is available of the practice of Sati and infanticide of female children and of life of the various tribes and castes of the region. The description of the turbulent Naikda tribe at page 77 indicates that the present violent habits of that tribe are based on old practices which were prevalent for hundreds of years. The little protection that the State could offer against the vagaries of such tribes and the warring forces of the Gaikwars and the Scindias, is in contrast to the strong forces of law and order brought in by the military officers of British occupation. The book provides useful material for the student of History, but the index, the spelling and the general editing would have improved if the Author had not died prematurally.

P. G. SHAH

*The Personality of India Pre-and Proto-historic Foundations of India and Pakistan* by B. Subbarao, M.A., LL.B., Ph.D., Head of Department of Archaeology, M.S. University of Baroda pp. 193, 43 Illustrations and XI Plates—Price Rs. 20/-, 2nd Edition 1958.

The demand for a second edition in about two years is in itself a tribute to the Author who has already to his credit two other Archaeological monographs. Archaeological field research in the areas of Indus valley, Sabarmati Valley and Narmada Valley, and in Rangpur and Lothal has revolutionised the conceptions of pre-history, and proto-history of Ancient India—even after its partition into Pakistan and India. The Indian ocean which has also been a centre of cultural contact between India, Arabia and Africa deserves to be incorporated into the study. The Author has expanded his conception of personality of India as unit of historic culture which attempts to give an integrated picture of the foundations of Indian History and culture. The result is that the book is full of thought provoking ideas about the conception of the unity of the national as well as regional culture and about the influence of centrifugal and centripetal forces.

In a paper presented at the Gujarat Research Workers Conference held by the Gujarat Research Society in 1952, Dr. Subbarao presented the conception of the Unity of Gujarat achieved out of the fusion of the three contingious units of Saurashtra, Anarta, North Gujarat with its windblown soils, and Lata the fertile

projection of western littoral Konkan coast (p. 21). The Saurashtra proximity of the Indus basin has developed an extension of Harappan culture; the arid Anarta supported primitive community some of which like the Bhils got pushed into the hills on the eastern flanks of Gujarat; while contact with central and south Indian influences has helped in developing an individuality and homogenity for Gujarat since early Christian Era. The development of a strong political power on the soil of Gujarat with the advent of the British led to the consolidation of a political unity based on physical and ecological unity. Dr. Subbarao has, with a keen critical and charming literary style, produced an interesting and a readable book. The numerous maps, charts and illustrations give a convincing proof of the material that he has collected before coming to the conclusions regarding the evolution of a personal entity of India in the fields of culture and progress.

P. G. SHAH

**ખોરાક, આરોગ્ય અને માંદગીમાં**—લેખક: ડૉ. જે. ડી. પાઠક, ગુજરાત સંશોધન મંડળ, આરોગ્ય પત્રિકા ૬.

સાહિત્ય એટલે કાવ્ય, નવલકથા, નાટક જેવું સર્જનાત્મક સાહિત્ય એવો અર્થ સમજાય છે, પરંતુ તે સિવાયના ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાનની વિવિધ શાખાઓ જેવા વિષયના પુસ્તકો પણ વ્યાપક અર્થમાં સાહિત્ય ગણાય છે. જો કે પ્રજામાં સામાન્યપણે સાહિત્ય શબ્દથી સર્જક સાહિત્યનો અર્થ વધુ સમજાતો હોય છે. સર્જક સાહિત્યની કલાત્મકતાને કારણે સહજ રીતે વધતી તેની લોકપ્રિયતા સમજાય તેમ છે. સર્જક સાહિત્યની આ લોકપ્રિયતા છે, પરંતુ વિજ્ઞાનના વિકાસના અર્વાચીન યુગમાં વિજ્ઞાનના શાસ્ત્રગ્રંથોનું મહત્ત્વ પણ વધુને વધુ અંકાતુ જાય છે. આપણા સામાન્ય જીવનવ્યવહાર તથા આચારવિચારમાં પણ વિજ્ઞાનની અને શાસ્ત્રીય પદ્ધતિની અસર તથા તેનું અનુસરણ દિનપ્રતિદિન વધતું જ આવ્યું છે. પણ અભ્યાસના સર્વ તબક્કામાં ગુજરાતી માધ્યમ સ્વીકારાયા પછી ખાસ તો વિજ્ઞાન-વિષયનાં ઉત્તમ પુસ્તકોનો પ્રચાર અને મહત્ત્વ જેટલાં વધે તેટલાં વધારવાનો વ્યવસ્થિત રીતનો ધ્યાનપૂર્વકનો જાગ્રત પ્રયાસ શિક્ષણ અને સંશોધન સંસ્થાઓ દ્વારા થવો એ બધા સંજોગો વિચારતાં હાલને તબક્કે અનિવાર્ય છે.

પ્રસ્તુત પુસ્તક 'ખોરાક, આરોગ્ય અને માંદગીમાં' શરીરવિજ્ઞાનની એક શાખા-ખોરાક વિષયક છે. તે વિષયના સંશોધનને આધારે ડૉ. જે. ડી. પાઠકે આ વિષયને સુવ્યવસ્થિત અને શાસ્ત્રીય રીતે ગુજરાતીમાં સંપૂર્ણ ચોકસાઈથી રજૂ કર્યો છે. આપણા શાસ્ત્રોમાં અન્નને બ્રહ્મ કહેવામાં તેનું મહત્ત્વ સ્થાપાયું છે. જીવનની સઘળી પ્રવૃત્તિઓ માટેનું આદિ સાધન શરીર છે. એ પ્રવૃત્તિઓ ત્યારે જ સધાય જો આ આદિ સાધન સ્વસ્થ અને તંદુરસ્ત-સાબૂત-હોય. માટે જ તો આપણામાં પહેલું સુખ તે જાતે નર્યા એમ ગણાયું છે. અને 'નર્યા' રહેવા માટેનો મુખ્ય આધાર પોષણ છે. આયુર્વેદમાં તેમ પશ્ચિમના વૈદકશાસ્ત્રમાં પૌષ્ટિક ખોરાકનું મહત્ત્વ ઔષધ કરતાંય પ્રથમ ગણાયું છે. જુદાજુદા કામધંધા કરનાર સ્ત્રી, પુરૂષ અને બાળકને તેમના જીવનની જુદી જુદી વયે અને અવસ્થાએ કેવો અને કેટલો આહાર લેવો જોઈએ તેની વિગતવાર માહિતી સામાન્ય માણસોને પણ સમજાય તેટલી સરળતાથી

આ પુસ્તકમાં આપવામાં આવી છે. આહારનાં ઘટકો, યુક્તાહારની સમજ, શરીરને જરૂરી એવાં તત્ત્વો અને ખોરાકમાં તે તે તત્ત્વોનું જરૂરી પ્રમાણ અને ઉપયોગિતાની ચર્ચા, વિષયની શાસ્ત્રીય છણાવટ વગેરે વસ્તુ પાયાની હોઈ પ્રારંભમાં જ યોગ્ય રીતે મૂકી છે. ઉપરાંત ખોરાકને રાંધવા અંગેની બાબત ઉપર લેખકે નોંધપાત્ર વિચારણા કરી છે. યુક્તાહારની યોજનામાં જુદાંજુદાં ઘટકોનું આવશ્યક પ્રમાણ, દરરોજના જરૂરી ખોરાકની માહિતી તથા ખાસ તો ગુજરાતી ખોરાકની વિશિષ્ટતા પણ તેમણે દર્શાવી છે. ઉપરાંત જુદીજુદી પ્રકૃતિવાળી વ્યક્તિઓને આવશ્યક આહારની વિગતો, તંદુરસ્તીમાં અને સંગ્રહણી, પેટની ચાંદી, સંધિવા, તાવ, બંધકોષ, મધુપ્રમેહ જેવા જુદાજુદા પ્રકારની માંદગીમાં પથ્ય ખોરાક તથા તેના પ્રમાણ અંગેની વિસ્તૃત માહિતી સારા પ્રમાણમાં અહીં એકત્રિત થયેલી છે. ખાસ તો ખોરાક વિશેની આ બધી વિચારણામાં જુદીજુદી આર્થિક સ્થિતિનાં કુટુમ્બોને પોસાય તે પ્રકારે શક્ય તેટલો વધુ પૌષ્ટિક ખોરાક કેમ લઈ શકાય તે ઘણા અગત્યના પ્રશ્નને લેખકે સતત ધ્યાનમાં રાખ્યો છે તે પુસ્તક વાંચતા આપણને જણાય છે વળી જુદાજુદા ખાદ્ય પદાર્થોમાં રહેલ પૌષ્ટિક તત્ત્વોનું પૃથક્કરણ પણ પુસ્તકમાં રજૂ કરેલું હોઈ, માણસને પોતાના ઘટતાં પોષક તત્ત્વો કયા પદાર્થોમાંથી કેવું મળશે તેનો ખ્યાલ સહેલાઈથી મળી રહે છે, ને આમ પુસ્તકની ઉપયોગિતા વધે છે.

વિષયને સળતાપૂર્વક રજૂ કરતાં કેટલાક કોઠા અને આહારવ્યવસ્થાની માહિતી એટલી સ્પષ્ટતાથી રજૂ થઈ છે કે વિદ્યાલયોમાં આ વિષયનો અભ્યાસ કરતા વિદ્યાર્થીવર્ગ સમક્ષ તો તેના charts બનાવી હમેશ માટે રાખી શકાય.

પ્રસ્તુત પુસ્તક તો સુધારેલી અને લગભગ નવેસરથી લખેલ બીજી આવૃત્તિ છે. આખું પુસ્તક વાંચતા અને પ્રથમ આવૃત્તિને મળેલ આવકાર જોતાં તેનું મૂલ્ય ઊંચુ અંકાયું છે. આવા શાસ્ત્રીય વિષયમાં લેખકે રાખવી જોઈતી ચોકસાઈ અને જવાબદારી ડૉ. પાઠકે આ પુસ્તકના આલેખનમાં રાખી છે. તેમનું આ જ વિષયનું પણ વધુ વિસ્તારપૂર્વક લખાએલ પુસ્તક 'આહારવિજ્ઞાન' પણ એ જ કોટિનું પુસ્તક હોઈ અભ્યાસીઓએ અવશ્ય વાંચવા જેવું છે. ડૉ. પાઠક શરીરવિજ્ઞાનના નિષ્ણાત છે, અને આવા અધિકારી અધ્યાપકને હાથે લખાએલ આ પુસ્તકો ઘણા ઉપયોગી છે. પ્રકૃતિએ જ અભ્યાસપરાયણ હોઈ, અધ્યયન અધ્યાપનમાં જીવંત રસ તેઓને છે. ગુજરાતી તેમની માતૃભાષા છે એટલે આ વિજ્ઞાનવિષયની વિશિષ્ટ શાખાને ગુજરાતીમાં ઊતારવાનો આ સફળ પુરૂષાર્થ જોતાં એવી આશા પ્રદર્શિત કરવાનું મન થાય છે કે તેમને હાથે આ વિષયનાં બીજાં ઘણાં પુસ્તકો લખાય, અથવા લખાવવામાં આવે તો ગુજરાતનાં શિક્ષણક્ષેત્રે ઘણું મહત્ત્વનું અને આવશ્યક કાર્ય થયું ગણાશે.

ચન્દ્રશંકર ભટ્ટ

"**વૈશાલી**". લેખક જૈનાચાર્ય શ્રી વિજયેન્દ્રસુરિ; પ્રકાશક: કાશીનાથ સરાફ, યશોધર્મ મંદિર, ૧૬૬ મર્જબાન રોડ, અંધેરી, મુંબઈ ૪૧; પૃ. ૧૫૨ : કિંમત રૂ. ૨–૦૦.

'વૈશાલી' નામનું પહેલુ પુસ્તક હિંદી ભાષામાં પ્રગટ થયું હતું એ પુસ્તકની આદરપૂર્વક નોંધ લેવાઈ હતી પણ એક સાધુએ "ક્ષત્રિય કુંડ" નામના પુસ્તક દ્વારા 'વૈશાલી' પુસ્તકની ચર્ચા કરી હતી એમાં કેટલાક વિવાદપૂર્ણ વિચારો હતા જેમાનાં કેટલાંક આ ગ્રન્થના લેખકને બાલિશતા ભર્યાં લાગ્યા. એ 'ક્ષત્રિય કુંડ'ના પ્રતિકાર રૂપે આ પુસ્તકની રચના થઈ છે. આ પુસ્તકની ૭૦ પાનાની પ્રસ્તાવના છે. એ પ્રસ્તાવનામાં 'ક્ષત્રિય કુંડ'ના પુસ્તકમાનાં વિચારો

અને વિધાનોની સવિસ્તાર ચર્ચા કરી એનો તુલનાત્મક અભ્યાસ 'વૈશાલી' ના પુસ્તક દ્વારા કર્યો અને એને પરિચય વાચકને કરાવ્યો છે.

આ પ્રસ્તાવના પછી ૮૨ પાનામાં 'વૈશાલી' ના સ્થળનો ઐતિહાસિક અને ધાર્મિક મહત્તાનો સરસ પરિચય લેખકે કરાવ્યો છે. આમાં જૈન, બૌદ્ધિક અને વૈદિક દૃષ્ટિએ આ સ્થળનો વિચાર પણ કરાયો છે એ ઉત્તમ છે.

ભારતની પ્રાચીન નગરીનો આ અભ્યાસપૂર્ણ ગ્રન્થ ખરેખર પુરાતત્ત્વના અભ્યાસ માટે ઉપયોગી થાય એમ છે. એમાં લેખકનું વિશાળ બહુશ્રુતપણુ જણાઈ આવે છે. એમણે એમના વિધાનો અને વિચારોનું અનેક ટાંચણોથી સમર્થન કર્યું છે. વૈશાલીની ઐતિહાસિક અને ભૌગોલિક સ્થિતિનું એ દ્વારા સરસ દર્શન આપણને પ્રાપ્ત થાય છે. શૈલી સાદી હોવાથી સામાન્ય અભ્યાસીને પણ એ વાંચવું ગમે એવું પુસ્તક છે. અને 'વૈશાલી' માટેના વિષયમાં એ પ્રામાણિક પુસ્તક બને છે.

જનાર્દન પંડ્યા

**"ભાલણ એક અધ્યયન"**—લેખક પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી; પ્રકાશક - મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય; પૃષ્ઠ ૧૭૬; મૂલ્ય રૂ. ૪.૭૫.

ગુજરાતી સાહિત્યમાં આદિકવિ જેમ નરસિંહ મહેતા તેમ આખ્યાન, ઉપાખ્યાનનો પ્રથમ રચયિતા ભાલણ છે. ભાલણ ઇ. સ. ૧૬૨૫ની આજુબાજુ થઈ ગયો, અને એણે પુરાણોમાંથી વસ્તુ લઈ આખ્યાનો લખ્યાં છે. એમના "સપ્તશતી", "જાલંધર આખ્યાન", "નળાખ્યાન", "ધ્રુવાખ્યાન", "મૃગીઆખ્યાન", "દશમસ્કંધ" વગેરે આખ્યાનો, શિવભીલડી સંવાદ "કાદંબરી"—જેવા કડવાબંધ કાવ્યો ગુજરાતી સાહિત્યમાં પ્રખ્યાત છે.

આ અધ્યયનમાં પ્રો. કેશવરામ શાસ્ત્રીએ આખ્યાન, ઉપાખ્યાન અને કડવાના સ્વરૂપની મહત્ત્વ ચર્ચા કરી છે. આ સાથે છંદ અને ઢાળનો પણ વિચાર એમણે કર્યો છે. સંશોધનતા અભ્યાસની દૃષ્ટિએ આ આખું પ્રકરણ ઉપયોગી બને એવું છે.

ચરિત્રાલેખનનું પ્રકરણ ભાલણની જીવની ઉપર સારો એવો પ્રકાશ પાડે છે. કોઈ પણ લેખકના સર્જનનું મહત્ત્વ સમજવા માટે એના જીવનનો આછો પરિચય જરૂરી છે. અને આ દૃષ્ટિએ ભાલણના 'ચરિત્ર આલેખન' વાળું આ પુસ્તકમાનું પ્રકરણ પાઠકે જોવું જોઈએ.

'ચરિત્રાલેખન' પછી ભાલણના કાવ્યને આકાર આપતા દેશી ઢાળો, દોહરા, સવૈયા, 'ચોપાઈ' વગેરેનો વિચાર કરાયો છે.

'ગુર્જર ભાષાતુ સ્વરૂપ'—આ પ્રકરણ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ મહત્ત્વનું છે. ભાલણની ભાષાનો પણ સવિસ્તર ઉલ્લેખ એમાં કર્યો છે.

'આખ્યાનકાર ભાલણ', "અનુવાદક ભાલણ" અને પદકાર ભાલણ' એ ત્રણે પ્રકરણો ભાલણની કવિ તરીકેની શક્તિનું ઉત્તમ મૂલ્યાકન કરાવી જાય છે. ભાલણ આખ્યાનનો જનક ખરો પણ એ ફક્ત નિરૂપક કથાકારજ રહ્યો હતો. રસ, ભાવ અને શબ્દલાલિત્યનું પ્રભુત્વ જે પ્રેમાનંદનું હતું તેવું એમનાં આખ્યાનમાં જણાતું નથી. આમ છતાં વસ્તુકથનમાં ઊર્મિનું મહત્વ એણે સાચવ્યું છે અને ભાવને અનુરૂપ પદરચના કરીને કાવ્યનો રસ જાળવવાનો એણે પ્રયત્ન કર્યો છે.—આ બધી વસ્તુઓનું પરિશીલનીય દર્શન આ પુસ્તકના છેલ્લા પ્રકરણોમાં મળે છે. ભાલણે એના યુગની કવિતાને નવો માર્ગવાળી–આખ્યાન, ઉપાખ્યાન અને કડવા

દ્વારા અને આ રીતે એ નવી રીતિનો પ્રસ્થાનકાર હતો. આ વસ્તુની સ્પષ્ટતા એમના છેલ્લા પ્રકરણોમાં લેખકે કરી છે.

ભાલણ માટે સ્વ. રામલાલ ચુનીલાલ મોદીએ એક પુસ્તક લખ્યું છે. એ પણ જોઈ જવા જેવું પુસ્તક છે. આ પુસ્તકમાં તર્ક અને બુદ્ધિ અને સંશોધન સાથે ઇતિહાસ દૃષ્ટિ પણ આપણને મળે છે. આ આખા અધ્યયનમાં લેખકની તુલનાત્મક સંશોધનવૃત્તિજ મધ્યસ્થ રહી છે એટલે આ અધ્યયન દ્વારા ભાલણના જીવનનો અને કવનનો સરસ પરિચય આપણને મલે છે. શ્રી ઉમાશંકર જોશીના 'અખો એક અધ્યયન' પછી બીજો વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થ ગુજરાતને પ્રાપ્ત થાય છે. આ અધ્યયનમાં કદાચ શ્રી ઉમાશંકર જોશીની કવિત્વપૂર્ણ શૈલી ન મલે છતાં સાદી, સચોટ અને તલસ્પર્શી શૈલીમાં લેખકે અધ્યયનનો સરસ પરિપાક ગુજરાતી અભ્યાસી જનતાને આપ્યો છે. આ અધ્યયનમાં ભાલણની મર્યાદાનો વિચાર કરવામાં આવ્યો છે છતાં ભાલણની એના યુગના બીજા કવિઓ ઊપર થયેલી અસરથી ભાલણની આખ્યાનકાર તરીકેની વિશિષ્ટતા કેટલી હતી એનો ખ્યાલ લેખકે આપ્યો છે. સમગ્ર રીતે આ ગ્રન્થ સંશોધન અને સાહિત્ય ક્ષેત્રે ઊપયોગી ગ્રન્થ બને છે.

**જનાર્દન પંડ્યા**

**પુસ્તક ચતુષ્ટય.** (૧) આયુર્વેદ વ્યાખ્યાનમાળા પૃ. ૪૪૭, રૂ. ૬·૫૦ (૨) આયુર્વેદ વિહંગાવલોકન પૃ. ૨૭૨, રૂ. ૪ (૩) આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ પૃ. ૩૭૬, રૂ. ૬ (૪) આપણો ખોરાક. પૃ. ૨૨૮, રૂ. ૩. કર્તા શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય. ગુર્જર ગ્રંથ કાર્યાલય.

સને ૧૯૫૮ના એપ્રિલ–સપ્ટેમ્બરના ગાળામાં ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે 'આયુર્વેદ ગ્રંથમાળા' એ શીર્ષકક હેઠળ સુરતનાં ઓચ્છવલાલ નાઝર આયુર્વેદ મહાવિદ્યાલયના પ્રિન્સિપાલ વૈ. બાપાલાલ ગડબડદાસ શાહે તૈયાર કરેલાં ચાર પુસ્તકોને પ્રકાશ આપ્યો છે. જે ગૂજરાતમાં વૈદ્યકને સ્પર્શતી એકાદ ચોપડીને પ્રસિદ્ધ કરવા પૂર્વે પ્રકાશકને અત્યંત વિચાર કરવો પડતો હતો, તે ગૂજરાતમાં એક સાહસપ્રિય પ્રકાશક એક એ નહિ પણ ચાર ચાર આયુર્વેદીય પુસ્તકો અને તે પણ એક જ લેખકનાં જનતા સમક્ષ રજુ કરે તે હકીકત પોતેજ ઉલ્લેખનીય અને અભિનંદનીય છે.

પુસ્તકોનું અનુક્રમ અને પ્રકાશનતિથિનો અનુક્રમ મળતો લાગતો નથી. ગ્રંથમાળાનું પુસ્તક બીજું પ્રથમ પ્રસિદ્ધ થયું છે અને પછી પહેલું, ચોથું અને ત્રીજું એ અનુક્રમો આવતા લાગે છે. પણ પુસ્તકોનો અનુક્રમ સાચવીને એ પુસ્તકોનો અલ્પશઃ પરિચય અત્રે રજુ કરવાનો આ પ્રયત્ન છે.

પ્રથમ છે **આયુર્વેદ વ્યાખ્યાનમાળા,** પછી આવે છે, **આયુર્વેદ વિહંગાવલોકન,** ત્રીજું, **આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ** અને ચોથું છે **આપણો ખોરાક.**

પ્રથમ પુસ્તક પાછળની ભૂમિકા જાણવા જોગ છે. મુંબઈ રાજ્યનાં આરોગ્યમંત્રી પદે જ્યારે ડૉ. ગીલ્ડર હતા ત્યારે તેમણે ડૉકટરી કોલેજીસમાં આયુર્વેદને સ્પર્શતી વ્યાખ્યાનશ્રેણી રજુ કરાવવાની એક યોજના કરાવી હતી. મુંબઈ ખાતે આ વ્યાખ્યાનો અંગ્રેજીમાં ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ આપ્યાં હતાં. પુના ખાતે નિયોજિત મૂળ વક્તા વૈ. ગંગાધરશાસ્ત્રી ગુણેનું અવસાન થતાં એ પ્રવચનો વૈ. ભાસ્કર ગોખલેએ મરાઠીમાં કર્યાં હતાં, અને

અમદાવાદની ડૉ. કૉલેજમાં ૧૨ વ્યાખ્યાનો રજુ કરવાની ફરમાયશ મુંબઈ સરકારે વૈ. બાપાલાલને કરી હતી. તે વખતે તેમણે રાખેલી નોંધો વ. પ્રવચનની વિગતોને કાર્ય કરીને પ્રસિદ્ધિ મળશે જ એમ એક ધારણા હતી અને તેનો અમલ મોડેથી પણ થયો તે સુંદર થયું છે.

વૈ. બાપાલાલની વ્યાખ્યાનમાળામાં આયુર્વેદનાં વ્યાપક ફલકને આવરી લેવા મથતાં ૧૨ (અને, તેમાંથી પ્રકાશન માટે વધારીને કરેલાં ૧૬) વ્યાખ્યાનો રજુ થયાં છે. એમાં માહિતી છે, ઉર્મિલતા છે, લાગણીવશતા છે અને આધારોનો ભરપૂર સંભાર છે. પરંતુ, વક્તાએ શ્રોતાઓમાં કેટલાંક લઘુતમ જ્ઞાનનો અવિર્ભાવ કરીને જ, જાણે, વ્યાખ્યાનો રજુ કર્યાં લાગે છે, અને, તેથી સર્વસાધારણ વાંચકને શરુઆતથી જ આકર્ષિ શકે તેવી રજુઆત આ વ્યાખ્યાનોની નથી. પોતાના વિષયને ટેકો આપવાની ધારણાથી અને રસપ્રદ બનાવવાની ભાવનાથી પાશ્ચાત્ય વિદ્વાનોના વધુ અને પૌર્વાત્ય વિદ્વાનોના પ્રમાણમાં ઓછાં અવતરણો લેખકે રજુ કર્યાં છે—પણ તેથી સામાન્ય રીતે વૈ. બાપાલાલની સરળ સરિતા સમાન લાલિત્યવાળી ભાંષામાં કૈંક આડંબર આવી ગયો મને લાગે છે.

બીજાં વ્યાખ્યાનથી જ વક્તા વિષયને ખીલે બેસાડે છે અને પછી વાંચક લેખકની જોડે આયુર્વેદની સૃષ્ટિમાં વિહાર કરવા માંડે છે અને ત્યાર પછીનાં વ્યાખ્યાનોમાં વક્તાએ આયુર્વેદનો ઠીકઠીક પરિચય આપવાનો નિષ્ફળ ના ગણાય તેવો પ્રયત્ન કર્યો છે.

આપણે જોયું તેમ 'આયુર્વેદનું વિહંગાવલોકન' પ્રથમ પ્રકાશ પામ્યું છે. વર્ષો પહેલાં સૌજન્યમૂર્તિ સ્વ. ત્રિવેદી સાહેબે તેમને ભલામણ કરી કે બાપાલાલે પોતાનાં લેખો છપાવવા એનો અમલ બાપાલાલ પોતાના 'શરમાળ સ્વભાવને' કારણે તુરત તો ના કરી શક્યા પણ ગયે વર્ષે પોતાના લેખોને ગ્રંથસ્થ કરવાની તક તેમને મળી અને ત્યારે લેખોની ગોઠવણી પાછળ કોઈ યોજના કર્યા સિવાય 'જ્યાંથી હાથ આવ્યા ત્યાંથી લઈ' તે છાપવા આપ્યા. પરિણામે કેટલાક વિષયોના પૂનરાવર્તન આ ગ્રંથમાં રજુ થયાં છે અને ચોથા ગ્રંથ 'આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ'માં તો એકનો એક લેખ એજ ગ્રંથમાં બે વાર ભિન્નભિન્ન શિર્ષક હેઠળ પ્રસિદ્ધ થયો છે. થોડી તકેદારી રાખીને આ સવળું ટાળી શકાયું હોત અને એક જ ગ્રંથમાં અનેક સ્થળે આવતા એકથી વધુ આધારોનેય કમી કરી શકાયા હોત.

અ ગ્રંથમાં એકંદરે ૧૩ લેખો રજુ કરવામાં આવ્યા છે અને પોતપોતાની રીતે તે રસપ્રદ છે પણ લેખો પાછળની ભૂમિકા, તિથિ કે ઇતર ખબર આપતાં લેખક શા માટે ખચકાયા છે તે સમજાતું નથી. દા.ત. એક અપિક્ષિય વ્યાખ્યાન શ્રી બાપાલાલે ૧૯૪૮ના નવેંમ્બર ગુજરાત કચ્છ કાઠીયાવાડ વૈદ સમ્મેલનમાં આપ્યું હતું. તે વખતની કેટલીક પ્રાસંગિક રજુઆતો વૈદ્યો માટે ઇતિહાસની દૃષ્ટિથી રસપ્રદ ગણાય, પણ, વ્યાખ્યાનને ગ્રંથસ્થ કર્યાં પૂર્વે એ કમી કરવામાં આવી હતે તો વૈદ્યેતર વાંચકોનો રસ વિશેષ જળવાતે, એમ માની શકાય. લેખોની રજુઆતો સાથે તે પ્રથમ છપાયાની તિથિઓ અને કયાં છપાયા તેની નોંધ જો રજુ કરીએ તો વિચારવંત વાંચકને તત્કાલીત વાતાવરણને દૃષ્ટિ સમક્ષ રાખવાનું સરળ બનતે અને તેથી લેખોનાં મહત્વમાં વધારો થતે.

ચોથું પુસ્તક 'આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ' એક રીતે જોતાં ગેરસમજવાળું નામ ધરાવતું લાગે છે. એ નામ વાંચીને વાંચક એ આશા રાખે કે પુસ્તકના લેખોમાં અર્વાચીન વૈજ્ઞાનિક દૃષ્ટિને આયુર્વેદીય પરિભાષામાં સમજાવવાનો યા બંનેની તુલના કરવાનો પ્રયત્ન

કે કર્યો હશે. પરંતુ, આ પુસ્તકમાં કેટલાક લેખોમાં તો આયુર્વેદનો નામોચ્ચાર પણ નથી—જેમ કે 'વૈજ્ઞાનિક વિચારણા'—'ગાંધીજી અને લગ્નભાવના' કેટલાક લેખો તો સીધા પાશ્ચાત્ય આધાર પરથી ઉતાર્યા હોવાનું લેખક જાતેજ સ્વીકારે છે, જેમ કે 'ક્ષયોપચારમાં આહારનું સ્થાન' હિન્દીનો અનુવાદ છે. આમ છતાં, લેખકે રજુ કરેલી સામગ્ર વાંચનીય, રસપ્રદ અને માહિતીપદ છે.

ત્રીજું પુસ્તક 'આપણો ખોરાક' આયુર્વેદ ગ્રંથમાલાના એક મણકા તરીકે અંશતઃ અસ્થાને લાગે છે. દા. ત. તેમાં કેટલાક લેખોમાં આયુર્વેદનો નિર્દેશ નથી યા અલ્પતમ છે—જેમ કે 'આપણો ખોરાક', 'મધ્ય આહાર', વિ. 'બાળકોના પીન્ટ ફૂટસ' નામક લેખ સ્વ. ડૉ. હચિન્ડલના લેખનો અનુવાદ છે તેમ લેખક જાતેજ કહે છે અને ત્યાં ય તેઓ આયુર્વેદની પરિભાષામાં એ લેખને કે ઈતરકત ઉપલા પ્રકારના લેખોને મૂલવી શક્યા નથી. આ જ પુસ્તકમાં કોઇ ઠેકાણે નગિલ પદાર્થો અને અન્યત્ર પ્રોટીન્સ, કાર્બોદિત અને કાર્બોહાઇડ્રેટસનો ઉલ્લેખ છે. પણ નગિલ-પ્રોટીન એટલે શું તેની પ્રાથમિક સમજ ગ્રંથમાં આપવામાં આવતી નથી—લેખકની ધારણા એમ હશે કે એ વાંચીને કુતહલપ્રિય વાંચક વધુ માહિતી મેળવવા પ્રેરાશે. એકંદરે 'આપણો ખોરાક' પુસ્તક ગુજરાતી વાંચકોએ સમજવા વિચારવા જેવું તો વિશેષ બન્યું છે અને તેમાં કરેલી કેટલીક ભલામણોનો વિચાર ના કરવામાં લગતાવળગતાઓ ભૂલ કરે છે એમ માનવામાં ખોટું નથી.

ચારેય પુસ્તકોમાં શ્રી બાપાલાલની વિદ્વત્તા, મેધા, ન્યાયપ્રિયતા, સત્યશીલતા અને આયુર્વેદ પ્રત્યેની ભક્તિનાં વિરાટ દર્શન થાય છે. આયુર્વેદ માટે તેમને આદર અને ભક્તિ હોવા છતાં તેમાં તેમને અંધશ્રદ્ધા છે તેવું તો નથીજ પણ જે કૈં નવું છે તે સઘળાં માટે તેમણે અંધ અશ્રદ્ધા પણ વિકસાવી નથી, તે પણ સ્પષ્ટ થાય છે. આ પુસ્તકોને વાંચી જનાર સર્વસાધારણ વાંચક તેમાંથી પ્રેરણા તો જરુર મેળવશે અને સમજદાર અને વિચારક વાંચક તેમાંથી સવિશેષ જ્ઞાન અને લાભ મેળવશે. બનવાજોગ છે કે તેના અનેક વાંચકોમાંથી કોઇ એવાય નીકળે કે જે આયુર્વેદની દિશામાં વધુ આકર્ષાઇને તેનો સવિશેષ અભ્યાસ કરવાને પ્રેરાય તથા ગુજરાતનાં આયુર્વેદીય સાહિત્યને વિશેષે સજાર બનાવે.

પાંત્રીસ કરતાંય વધુ વર્ષોથી શ્રી બાપાલાલ આયુર્વેદનાં ક્ષેત્રમાં સ્થિર થયા છે અને તેમનાં તપનાં નીચોડ અમો પ્રથમ ગ્રંથ નિઘંટુ આદર્શ ગુજરાતને આજથી ત્રીસ વર્ષો પૂર્વે મળ્યો હતો. તે ગ્રંથ એક સંકલન હતો, પણ, સુંદર અને વિરાટ હતું એ સંકલન. એની પાછળ જે પરિશ્રમ બાપાલાલે લીધો હતો તેવો પરિશ્રમ જો ઉપલા ગ્રંથની નવી આવૃતિ વખતે લેવાશે તો આ પુસ્તકો વધુ મહત્તાને વરશે. જો કે ગુજરાત તો તેને આજેય આવકારશે અને આપણાં પુસ્તકાલયો તેને જરુર વધાવશે.

શ્રી બાપાલાલને એક જ વિનંતી કરવાની રહે છે નવા પુસ્તકો તૈયાર કરાવતી વખતે સઘળી સામગ્રીનું ફેરસંપાદન કરવાનો પરિશ્રમ તેઓ જાતે જ ઉઠાવે કે જેથી તેમના રસપ્રદ લખાણો વિશેષ રસપ્રદ બને.

૧૨-૭-૫૯

**પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય**

# ત્વરિત, સુરક્ષિત, નિશ્ચિત . . .

ઘરગથ્થુ ઇલાજ

સુકી, શ્વાસ રૂંધનાર અને થકવનાર
ખાંસીથી છુટકારો મેળવવા માટે

*Alembic*

# ગ્લાયકોડીન
# ટર્પ-વસાકા

એલેમ્બિક કેમીકલ વર્ક્સ કું. લીમીટેડ, વડોદરા-૩

GTV. 59-JA GUJ

EVEREST

KARACHI
KANDLA
BEDI BUNDER
OKHA
BHAVNAGAR
BOMBAY
DABHOL
RATNAGIRI
MALVAN
VENGURLA
VISHAKHAPATNAM
KAKINADA
MADRAS
CALCUTTA
CHITTAGONG
AKYAB
RANGOON
MOULMEIN

# 4,000 miles of Indian coastline

MANGALORE
CALICUT
COCHIN
CUDDALORE
TUTICORIN
COLOMBO

Look at the vast coastline of India with its many ports and harbours, both large and small. There is a lively trade along the 4000 miles of the Indian coastline and many people travel from port to port. The coastal trade is guaranteed to Indian shipping companies. The Scindia Steam Navigation Co. Ltd. and its subsidiary the Bombay Steam Navigation Co. Ltd. carry between them large number of passengers and many tons of cargo in their ships every year. The passenger steamers are fast and modern and fitted with many conveniences for the comfort and safety of the passengers.

SCINDIA SHIPS SERVE INDIA'S NEEDS

## પ્રગતિનું પ્રતીક—ચક્ર...

જાણીને નવાઇ લાગશે કે આ પળે અને પ્રત્યેક પળે મુકંદ પોલાદમાં ઢાળેલાં કેટલાંય ચક્રો ભારતમાં યંત્રોને ગતિમાન કરતાં હશે. એન્જીનનાં વિશાળકાય ચક્રો, ટ્રોલીઓ તથા કોલસાની ખાણોમાં વપરાતાં નાંનાંનાંનાં પૈડાં, પત્થર ફોડવા માટેનાં મજબૂત નક્કર પૈડાં—આ ચક્રો સીમેન્ટ અને ખાંડ ઉદ્યોગોમાં તેમજ પત્થરની તથા બીજી ખાણોમાં ઉપયોગમાં આવે છે.

માત્ર ચક્રો જ નહિ પણ વિવિધ પ્રકારનાં પોલાદનાં અને મેંગેનીઝયુક્ત પોલાદનાં કાસ્ટીંગનો મુકંદમાંથી સતત પ્રવાહ વહે છે. ઉદાહરણરૂપે—પુલોનાં બેરીંગ, પત્થર તોડતાં મશીનનાં દાંતાદાર 'Jaws', સીમેન્ટ અને ખાંડ બનાવવામાં વપરાતી મશીનરીનાં ભાગો અને રેલ્વેનાં એન્જીનો, ડબ્બા તથા વેગનોનાં નાનાંમોટા ભાગો.

ઉચ્ચ જાતનાં સ્ટીલ કાસ્ટીંગ તેમજ મેંગેનીઝયુક્ત સ્ટીલ કાસ્ટીંગ જલ્દી મેળવવા મુકંદનો સંપર્ક સાધો.

**મુકંદ આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ લિ.**

મેનેજીંગ એજન્ટસ

જીવન પ્રાઇવેટ લિ.

કુર્લા - મુંબઇ-૩૭

ફોન: ૬૭૪૭૧—(૪ લાઇનો)

તાર: જીવન - કુર્લા

## ગ્રાહકો માટે સુચના

ઘણા સંકોચ સાથે અમારે જણાવવું પડે છે કે મોંઘવારીને લીધે અમારા ત્રૈમાસિકનું લવાજમ વાર્ષિક રૂા. ૬) હતું તે જાન્યુઆરી ૧૯૫૯થી વધારીને ટપાલ ખર્ચ સાથે રૂા. ૮) રાખવામાં આવ્યું છે. વિદેશના લવાજમની રકમ શિલીંગ ૧૫ કે ડોલર ૩ રાખવામાં આવી છે.

## PUBLICATIONS OF THE INDIAN SOCIETY OF AGRICULTURAL ECONOMICS

| No. | Publication | Rs. | NP. |
|---|---|---|---|
| 1. | THE INDIAN RURAL PROBLEM. 4th and Enlarged Edition (1951) by Sir Manilal B. Nanavati and Prof. J. J. Anjaria (out of stock) ... ... ... ... ... ... ... ... ... | 14 | 0 |
| 2. | LAND TENURES IN INDIA (1946). A Reprint from the Report of the Famine Inquiry Commission 1945. Also includes useful information supplied by Provincial Governments (out of stock) ... | 2 | 0 |
| 3. | AGRARIAN REFORMS IN WESTERN COUNTRIES (1946). An appraisal of European Land Reforms and their suitability to Indian conditions ... ... ... ... ... ... ... | 3 | 0 |
| 4. | A STUDY OF PANCHAYATS IN MADRAS (1947) by K. Jayaraman, M.A., M.Litt. ... ... ... ... ... ... ... | 5 | 0 |
| 5. | RURAL LIFE SERIES | | |
| | (A) Rural Problems in Madras. Prepared by the Government of Madras. (1947) ... ... ... ... ... ... | 6 | 75 |
| | (B) Rural Baroda. A Monograph (1949). (Out of stock) ... | 5 | 0 |
| 6. | A SOCIO-ECONOMIC SURVEY OF BHUVEL (1949) | | |
| | English Edition. (Out of stock) ... ... ... ... ... | 6 | 0 |
| | Gujarati Edition ... ... ... ... ... ... ... ... | 4 | 50 |
| 7. | A DESIGN FOR THE LAYOUT OF INDIAN TRANSPORT AND COMMUNICATION SYSTEM (1949) by Dr. G. B. Deodikar, Ph.D., LL.B. ... ... ... ... ... ... ... ... ... | 8 | 0 |
| 8. | AGRICULTURAL ECONOMICS IN INDIA (1950). A Report by Prof. A. W. Ashby on his winter tour ... ... ... ... ... | 1 | 0 |
| 9. | RELIEF MEASURES IN FAVOUR OF LOW INCOME FARMERS IN EUROPE (1951) by Dr. Sigmund V. Frauendorfer ... | 2 | 50 |
| 10. | READINGS IN AGRICULTURAL ECONOMICS SERIES | | |
| | (A) Vol. I, Nature and Scope of Agricultural Economics (1951) ... | 5 | 0 |
| | (B) Vol. II, Rehabilitation of Low Income Groups in Agriculture (1951) ... ... ... ... ... ... ... ... | 9 | 0 |
| | (C) Vol. III, Ten Years of Rural Rehabilitation in the United States (Abridged) by Olaf Larson (1951) ... ... ... | 5 | 0 |
| | (D) Vol. IV, Introduction to Rural Sociology in India (1953) by A. R. Desai (out of stock) ... ... ... ... ... | 8 | 0 |
| 11. | CO-OPERATION IN KODINAR (1952). A socio-economic analysis of the Co-operative Movement based on the field-study conducted by the Society ... ... ... ... ... ... ... ... | 6 | 0 |
| 12. | PROBLEMS OF FARM COSTS IN INDIAN AGRICULTURE. A Study in Methodology (1953). Based on the Papers read on the subject at the 12th Annual Conference of the Society ... ... | 5 | 0 |
| 13. | POST-WAR AGRICULTURAL PROBLEMS AND POLICIES IN INDIA (1954) by S. Thirumalai. A comprehensive study undertaken by the Society on behalf of the Institute of Pacific Relations, U.S.A. | 12 | 0 |
| 14. | THE ECONOMICS OF ESTATE FARMING (1954) by R. K. Hazari ... ... ... ... ... ... ... ... ... | 3 | 0 |
| 15. | ECONOMIC AND SOCIAL SURVEY OF MEHSANA DISTRICT (1954). A Socio-Economic study conducted by the Society ... | 7 | 0 |
| 16. | RAINFALL AND FAMINE. A STUDY OF RAINFALL IN THE BOMBAY DECCAN. 1865-1938 by Dr. Harold H. Mann. ... | 2 | 0 |

Nos. 1, 2, 3, 10(D) and 13 can be had from
VORA & CO., PUBLISHERS LTD.,
3, Round Building, Bombay 2.
The rest can be had from

THE INDIAN SOCIETY OF AGRICULTURAL ECONOMICS
46-48, Esplanade Mansions, Mahatma Gandhi Road,
BOMBAY 1

## *PUBLICATIONS OF THE GUJARAT RESEARCH SOCIETY*

| | Rs. nP. |
|---|---|
| **JOURNAL OF THE GUJARAT RESEARCH SOCIETY** (Published four times a year, January, April, July and October). Rs. 2/8/- per copy, per annum ... | 8 00 |
| **ENGLISH-GUJARATI SCIENTIFIC GLOSSARY** in Nagari Script, by P. G. Shah, pp. iii + 197, 1949 ... ... ... ... ... ... ... | 3 00 |
| **VIGNAN VICHAR** (Gujarati) by P. G. Shah, pp. 256 ... ... ... ... | 2 50 |
| **VIGNAN VINOD** by P. G. Shah ... ... ... ... ... ... ... | 2 75 |
| **THE BACKWARD CLASSES OF INDIA**, by P. G. Shah ... ... ... | 1 00 |
| **DUBLAS OF GUJARAT** by P. G. Shah, Published by Adimjati Sevak Sangh, Delhi-9. ... ... ... ... ... ... ... ... ... ... | 15 00 |
| **DUBLAS**—a serf tribe, by P. G. Shah ... ... ... ... ... ... | 1 50 |
| **NAIKA—NAIKDAS**, a Gujarat Tribe, by P. G. Shah Parts I & II ... ... | 5 00 |
| **RACE REALITIES IN CULTURAL GUJARAT** (with maps, 40 photographs, 13 charts, curves etc.) by Dr. D. N. Majumdar ... ... ... ... ... | 12 50 |
| **SOCIAL AND ECONOMIC SURVEY OF MEHSANA DISTRICT** (Gujarati) | 3 00 |
| **GUJARATNU GRAMJIVAN** (Economic life in Gujarat Village) by Shri M. B. Nanavati ... ... ... ... ... ... ... ... ... ... | 1 00 |
| **BOTANY OF DANGS DISTRICT** by H. Santapau ... ... ... ... | 5 00 |
| **A REPORT ON INTELLIGENCE TESTING OF GUJARATI SPEAKING CHILDREN**, by J. H. Trivedi and M. P. Vaidya ... ... ... ... | 2 00 |
| **MAHA GUJARAT SERIES :** | |
| Statistical Abstract of Maha Gujarat ... ... ... ... ... ... | 3 50 |
| The Language of Maha Gujarat, by T. N. Dave ... ... ... ... ... | 1 50 |
| Geological Evolution of Maha Gujarat, by R. N. Sukheshwala ... ... ... | 1 50 |
| Birds of Gujarat, by Salim Ali ... ... ... ... ... ... ... ... | 5 00 |
| Race Elements in Maha Gujarat, by D. N. Majumdar ... ... ... ... | 1 25 |
| Plant Life of Maha Gujarat, by G. A. Kapadia ... ... ... ... ... | 3 50 |
| Animal Life of Maha Gujarat, by G. A. Kapadia ... ... ... ... | 1 00 |
| Meteorology of Maha Gujarat, by Lily B. Desai and B. N. Desai ... ... | 3 00 |
| **HEALTH PAMPHLETS AND REPORTS :** | |
| Diet in Health and Disease (Gujarati) No. 6 ... ... ... ... ... | 0 50 |
| Diseases of the Digestive System, by Dr. H. I. Jhala and Dr. H. J. Mehta ... | 1 00 |
| Asthma—Its Origin and Prevention ... ... ... ... ... ... ... | 1 00 |
| Cancer, by Dr. H. R. Derasari ... ... ... ... ... ... ... | 0 25 |
| Old Age, by Dr. H. R. Derasari ... ... ... ... ... ... ... | 0 50 |
| Diabetes by Dr. H. R. Derasari ... ... ... ... ... ... ... | 0 25 |
| ધનુર્વા...by Dr. T. P. Vyas ... ... ... ... ... ... ... | 0 25 |
| બાળમાનસ વિકૃતિના પ્રશ્નો—મદન શાહ ... ... ... ... ... | 0 50 |
| Report of the Health Centre Maintained by the Society, by Dr. J. D. Pathak... | 1 50 |
| Report on Health and Diet survey of Middle Class Families in Khar 1948-51. Dr. S. T. Kantawala ... ... ... ... ... ... ... ... | 2 00 |
| **PSYCHOLOGICAL TESTS :** | |
| Intelligence Test by A. J. Joshi ... ... ... ... ... ... ... | 0 13 |
| Vocabulary Test by N. P. Dave ... ... ... ... ... ... ... | 0 13 |
| Reading and Comprehension Test by N. P. Dave ... ... ... ... | 0 13 |
| Arithmetic Ability Test by N. P. Dave ... ... ... ... ... ... | 0 13 |
| Mechanical Comprehension Test ... ... ... ... ... ... ... | 0 13 |
| Abstract Reasoning Test ... ... ... ... ... ... ... ... | 0 13 |

**PUBLICATIONS** sold at concession rates to Members of the Society at Half Price. Membership Subscription Rs. 12/- per annum includes free supply of the Journal and other privileges.

Printed by V. G. Moghe, at the Bombay University Press, Fort, Bombay 1, and Published by D. T. Lakdawala, Gujarat Research Society, at 16-18, Esplanade Mansion, Mahatma Gandhi Road, Bombay 1. 5-9-1959.

# ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક

# JOURNAL
## OF THE
# Gujarat Research Society

"DO RESEARCH FOR GOOD OF MANKIND"—Jawaharlal Nehru.
14-1-57

Vol. XXII JULY, 1960 No. 3/87

## SOCIAL MEDICINE NUMBER

CONTENTS



Yearly Subscription: Rs. 8/- Single Copy : Rs. 2/50

# The Gujarat Research Society

*(Registered under Societies Registration Act XXI of* 1880 *and also under Bombay Public Trust Act of 1950).*

*The objects of the Society are* :

(1) To promote, organise and co-ordinate research in all branches of knowledge.

(2) To collect and publish accurate information on all subjects relating to the region of Gujarat.

(3) To foster the cultural unity of all persons speaking Gujarati without neglecting the fundamental unity among all Indians.

(4) To train, advise and help qualified students in methods of research.

(5) To collect books, manuscripts and similar objects, and arrange for facilities for research by establishing libraries, museums, laboratories, art galleries, etc.

(6) To publish the results of research and to popularise modern knowledge in English, Hind, Gujarati and other languages referred to in Article 344 (ii) of the Constitution through journals, periodicals, books, lectures, photographs, films, etc.

(7) To provide facilities for social intercourse between persons interested in the cultural development of Gujarat and to foster interrelations between Gujarat and other part of India.

(8) To establish branches of the Society in furtherance of the above objects.

The Society publishes a Journal which is devoted to the publication of articles on all branches of knowledge and those pertaining to region of Gujarat, Saurashtra and Cutch. It has a scientific and cultural approach in the discussion of all problems. The articles are published in English or Gujarati or Hindi at the option of the author.

The Journal is published four times a year, in the months of January, April, July and October. The Journal is sent free to members of the Society. *The annual subscription to the Journal is Rs.* 8/- *only (including postage)*; for single copies, Rs. 2/8 (including postage) is charged. Rates of advertisement in the Journal can be obtained from the Hon. General Secretary of the Society. Editorial communications, and books for review should be sent to the Editor, Journal of the Gujarat Research Society, Lalitkunj, 166, Khar, Bombay 21. Copies of the Journal can also be had from N. M. Tripathi, Ltd., Princess Street, Bombay 2.



*Membership fee* : *Patron* Rs. 10,000 ; *Vice-Patron* Rs. 5,000 ; *Donor* Rs. 1,000 ; *Life Member* Rs. 250 ; *Ordinary Member* Rs. 12 *per annum*. It entitles members to a post free copy of the Quarterly Journal and other publications.

*N.B.*—Donations to this Society are exempted from income-tax under Certificate No. BRc/ch 105-G 8-15B dated the 16th April, 1960 under Sub-section (i) of section 15 B of the Income-tax Act.

**OFFICE NEW BUILDING** : *Sanshodhan Sadan*, South Avenue, Junction of 16th & 17th Roads, KHAR, Bombay 21
Tel : 88691

**Fort meetings are held at** 46-48, Esplanade Mansion, Mahatma Gandhi Road, BOMBAY 1.
Tel : 252657

JOURNAL

OF THE

Gujarat Research Society

Vol. XXII JULY 1960 No. 3/87

## INTEGRATED HEALTH

The July number of the Gujarat Research Society is usually devoted to social medicine subjects. The Editorial Board is glad to print in this number the second special report on the Physical Norms.

The Gujarat Research Society has made a speciality of the study of the norms of the growing Gujarati children firstly in the city of Bombay and the suburbs for the age group 6 to 16. The first report of the pilot survey of 1500 Gujarati children was printed in July 1956 and printed copies are not now available. The physical norms of 15,000 Gujarati age groups 6 to 20 located in 41 schools in the city and suburbs of Bombay form the main part of the report in this Journal. The interest taken in this matter has inspired the Universities of Gujarat and Baroda also to review the physical condition of the students of these Universities.

2. The results of these two surveys of Norms and this annual reports about the defects in the health of Gujarati college students, and specially the low level of the health of the female students has raised considerable interest not only in Gujarat but all over India. The comparative tables of heights of boys and girls from Tables XVIII to XX in this Journal, and other reports are eye openers as to the necessity of proper action in regard to the health of the College students. Dr. Vashi's report brings out that the Gujarat University students are taller by one inch on the average than the Poona students, and they are almost as tall as Calcutta students in the age group 17 to 21. As regards weight, they are 2 to 5 lbs. more than that of Poona students, whereas it is 3 to 6 lbs. less than that of Calcutta students.

3. The health standards of Gujarati students at the age of 20 are so low that the life insurance companies find them about five per cent below their requirements. The recruitment rules for Defence Services for men of 18 years are so high that 14% of Gujarati students do not possess adequate height, 35·4% are under weight and 6% are overweight—thus about 55·7% will not satisfy weight-height requirements.

4. Integration of the health of a nation requires urgent action in the case of the underweight boy and girl students, whose bad health often leads to strikes an unhealthy social and cultural reactions. Social education and Health education and positive health movement need increasing attention. The year 1960 is the World Mental Health Year and integrated health programmes need urgent attention. The Gujarat Research Society already celebrated this day by a symposium held at Samsodhan Sadan, Khar, Bombay on 14th August 1960 and has useful programmes of coordinated psychological and health programmes.

5. Dr. B. B. Yodh in his noteworthy article describes how the general practitioner can keep in practitioning preventive medicine and positive health. Wherever possible, health insurance for non-industrial worker should be encouraged, and a scheme for health insurance for non-industrial worker is described in the Journal. With the resources of a new regional state the insurance policy could be more liberal and less expensive, especially as an industrial worker is protected with a cover of only Rupees six per annum.

6. An article on changes of Gujarati diet during the last fifty years is of both scientific and general interest.

7. The various activites of coordinated and integrated physical and mental health activities required for the new region of Gujarat may not be fully provided for in the Budget of Rs. 3·37 crores on Medical facilities and Public Health for the year 1960-61, but the Chief Minister of the Gujarat State with his wide experience of doctors and financiers may be expected to be wide aware of the requirements of the region, with his experienced and wise awake staff.

P. G. SHAH.

# GENERAL PRACTITIONER AND PREVENTIVE MEDICINE

By

B. B. YODH

Over the last half a century there has been a gradual change in the outlook on and treatment of disease. As a result of successful efforts in finding the causative agents and other factors in many disease processes, much greater stress than before is laid on accurate diagnosis and appropriate treatment for either eradicating causative agents or obstructing the disease processes biochemically or physically.

These advances in the knowledge regarding infectious processes, avitaminosis and the manifestations arising therefrom has taken a large load off from the burden of the general practitioner. What used to be prolonged illnesses, anxious times because of heavy mortality associated with them, has now become a simplified process of diagnosing the illness and applying appropriate treatment. The Pharmaceutical houses have simplified this by providing the practitioner with tailor or rather machine made remedies and copious literature regarding their applications. It is true that this has increased the burden on the practitioner of studying this literature, and recognising the wheat from the chaff. This is, however, nothing compared to the original strain when not much knowledge was available.

The practitioner can, therefore, deal with the routine in a comparatively short time.

During this period however several chronic degenerative and malignant process have come to the forefront and have caught medical men as it were unawares. These require time, patience and great care for their diagnosis and treatment. They also require a much deeper knowledge of the basic sciences of biology and physics and chemistry and also of the structure and function of normal tissues of the body—thus medicine has become more rather then less difficult to practice.

All ideas of a basic doctor or a medical course of shorter duration are out of tune with modern requirements. The techniques and applications of this knowledge can be acquired in a short time by persons trained differently and for shorter periods—such as nurses, physiotherapists, radiographers, laboratory technicians and several others. These persons can work with and under the direction of well qualified medical practitioners in the country—Training for parentral therapy, ultra violet and diathormy applications, taking of tempera-

ture, blood pressure and other procedures should be done by these trained assistants. At present this is done by asssistants but these are not well trained and could not be given responsibility of looking after the sick as well as necessary. The practitioner should be free for a proper examination of the patient after a careful and well recorded history is taken by him. He should be free for planning out the requirements for a proper diagnosis of the patient's condition not only labelling the disease, but also of studying the disease in the individual, his make up, his environment and the stage at which the disease has progressed. This takes time and it should be available for the practitioner. Auxiliary examination, laboratory procedures required, consulting the person who has acquired a special knowledge of the disease processes suspected should follow this preliminary preparation. A large number of fruitless auxiliary examinations and specialist consultations can be avoided in many of the cases with a corresponding cheapening of medical diagnosis and care.

The next important function of the practitioner, that of looking after the family as a whole and keeping in mind the prevention of several diseases in the family, is largely neglected at present. This is the primary function of medical care and a complete reorientation of medical practice appears to be called for at the present time.

The value of advances in medical knowledge and treatment during the last fifty years can be passed on to the public if applied to families and groups by medical men during their practice. This is wholly feasible and should be required from the practising doctor.

All charitable dispensaries should be converted into preventive dispensaries where the public are cared for not only by an injection or a bottle of medicine, but by improving the general knowledge of the public regarding medical and personal health problems. All hospitals large or small should have one such department, well and liberally organised which will deal with problems in the family of preventable diseases, early stages of metabolic, degenerative disease and early diagnosis of malignant disease.

The enormous expansion of the pharmaceutical industry has done considerable good to the public. Useful remedies have become easily available. They have largely relieved the medical practitioner from compounding his own mixtures, powders and tablets. The expansion has not, havever, been an unmixed blessing. Over prescribing has become common procedure. This is often the result of an incomplete study of the patient or of the combinations of drugs used under trade names. The public is largely unaware that several drugs alone or in combination, are sold under different trade names. They also do not know and often do not accept that the actions of these are the same. If two or more doctors prescribe the same drugs for the same patient, but under different trade names, it becomes awkward for any medical man to explain

is and the patient is often sceptic of the explanation. The prescription of large number of drugs under their trade names also is an obstacle for e education of the student and the practitioner in rational therapeutics. it is conceded that the work of the medical practitioner has now panded to preventive and educational field as a result of modern advances medical knowledge, a reorganisation of the method of practice appears to be evitable.

Much better work is possible, if several young graduates entering the field f medical practice, start together in group practice. They can take up ifferent aspects of the preventive work in addition to the treatment of the ck. One of them may look after preventive inoculation, another after ducation of the public in health matters, a third after maintenance of good ecords. This will be novel but worthwhile experiment and good reliable linical research on a group basis will emerge out of it. Medical men will come to their own as practitioners of medicine in a fuller way.

---

આ કાર્યની દેખરેખ ડો. જે. સી. મારફતીયા અને ડો. વી. એન. બગડીયા સાઇકાયાટ્રીસ્ટ તેમ જ માનસચિકિત્સક તરીકે અને ડો. એન. એન. શુકલ માનસશાસ્ત્રી તરીકે રાખી રહ્યા છે.

આ કાર્યને લઇને મળેલી માહિતીનો ઉપયોગ આ ક્ષેત્રના સંશોધનમાં થઈ રહ્યો છે. ગયે વર્ષે એક સંશોધન યોજના—"બાળકોના ગેરવર્તનમાં મા-બાપો તરફથી વધુ પડતી કાળજી શો ભાગ ભજવે છે?" શરૂ થઈ હતી. એની સાથે એક બીજો કોયડો—"લગ્નજીવનના વિખવાદોની બાળકો પર થતી અસર" વગેરેની યોજનાનો પણ અભ્યાસાર્થે શરૂ કરવામાં આવ્યો છે. આ બન્ને યોજનાઓનો અભ્યાસ લગભગ પૂર્ણ થવા આવ્યો છે અને થોડા જ સમયમાં તેનો અહેવાલ અમારા ત્રૈમાસિક પ્રસિદ્ધ થશે.

૧૦. **કસોટી-રચના-વિભાગ :** ગયે વર્ષે તૈયાર થએલી ૭ કસોટીઓ, ૧ બુદ્ધિમાપન સમુહ કસોટીઓ, ૨ અમૂર્ત બુદ્ધિમાપન કસોટી, ૩ યાંત્રિક ગ્રહણશક્તિ કસોટી, ૪ શબ્દ ભંડોળ કસોટી, ૫ વાચન અને ગૃહણ કસોટી, ૬ અંકગણિત કસોટી—આ ઉપરાંત નીચે જણાવેલી બીજી કસોટીઓ પણ ગયે વર્ષે હાથ ધરાએલી અને તેનું કાર્ય હજુ પણ ચાલુ છે. ૧ કલેરીકલ એપ્ટીટયુડ (કારકુનીની લાયકાતની કસોટી), ૨ ઇન્ટરેસ્ટ ઇન્વેન્ટરી, ૩ નીચલી કક્ષાના સુપરવાઈઝરો માટેની કસોટી, ૪ આંગળાની ચપળતાની કસોટી (finger dexterity test) ૫ જ્ઞાનલબ્ધિ કસોટીઓ કે જે જુદી જુદી શાળાઓમાં ૫, ૬ અને ૭ ધોરણના બાળકોને આપવામાં આવે છે. આ બધી જ કસોટીઓનું કાર્ય ચાલુ છે અને તે ૧૯૬૧ માં પૂરું કરવાની ધારણા રાખવામાં આવે છે.

૧૧. **માધ્યમિક શાળાઓ માટેની જ્ઞાનલબ્ધિ કસોટી-રચના અને પ્રમાણભૂત ધોરણ :** આ એક ઘણી જ અગત્યની અને રસદાયી પ્રવૃત્તિ છે જે ગયા વર્ષથી શરૂ કરી છે આ કાર્ય માટે ભારત સરકારે ખાસ ગ્રાન્ટ મંજુર કરી છે. ગુજરાતી ભાષામાં ધોરણ ૫, ૬, ૭ માં શીખવાતા વિષયો ઉપર આ કસોટીઓ યોજવામાં આવી છે. જુદી જુદી શાળાઓમાં શીખવાતા વિષયો ઉપર લગભગ ૧૮ કસોટીઓ તૈયાર થશે આ યોજના ૧૯૬૧ માં પૂર્ણ થશે એમ આશા રખાય છે. ધોરણ ૫, ૬ અને ૭ દરેક માટેની ગૂજરાતી, હીંદી, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન અને ગણિત કસોટીઓ માટેની item construction અને pilot testing નું કાર્ય પૂર્ણ થયું છે અને તેના પરનું પૃથક્કરણ ચાલુ છે.

૧૨. **ઉદ્યોગ વિષયક સંશોધન એકમ :** આ જાતનું એક એકમ શરૂ કરવાની સંસ્થાની ઘણા વખતની ઇચ્છા ધીરે ધીરે પૂરી થઈ છે. આપણી સ્થિતિને અનૂકુળ થાય તેવી કસોટી રચના તેમ જ હિંદી અંક (norms) શોધી કાઢવાનું કાર્ય ગયે વર્ષે જ શરૂ થયું હતું. આ એકમમાં કામ કરતાં સંશોધકો ઉદ્યોગિક સત્તાવાળાઓને મળીને તેમનો સહકાર સાધીને જ્ઞાનલબ્ધિ અને લાયકાત (aptitude) ની કસોટીઓ પર કાર્ય કરી રહ્યાં છે. આ કાર્ય માટે નીચેની કસોટીઓની પસંદગી કરવામાં આવી છે. (૧) આંગળાની ચપળતા કસોટી. (૨) ઉપલી અને નીચલી બંન્ને કક્ષા પર કેવી રીતે સુપરવાઇઝ કરવું ?

'કારીગરોપર કેવી રીતે દેખરેખ રાખવી' એ નામની એક કસોટી, ને તેને લગતો પ્રાથમિક અહેવાલ અમારા ૧૯૬૦ના જાન્યુઆરીના અંકના માનસશાસ્ત્ર વિભાગમાં પ્રકાશન પામ્યો છે, આ બધી કસોટીઓ પરનું કાર્ય હજુ આગળ ચાલુ છે અને જ્યારે પૂરું થશે ત્યારે તેનો હેવાલ બહાર પાડવામાં આવશે.

આ વિભાગની એક બીજી સફળતા એ છે કે આ વર્ષે એક વીમા-કંપની તરફથી, તેમના કાર્યકરોની પસંદગી આ કસોટીઓના પરિણામોને આધારે કરવા માટે અમારા નિષ્ણાતોને બે વખત નિમંત્રવામાં આવ્યા હતા.

આ વિભાગ શરૂ કરવાનો મુખ્ય હેતુ એ છે કે ઔદ્યોગિક એકમો પોતાના કાર્ય માટે લાયક અને ચપળ કાર્યકરો મેળવી શકે. આ ધ્યેય માટે રચવામાં આવેલી કસોટીઓ દરેક ભાઈ અથવા બહેનને, પોતાનું કાર્યક્ષેત્ર પસંદ કરવા માટે સહાયરૂપ થઈ શકશે. આમ થવાથી કાર્યકરને સંતોષ થશે અને કંપનીનું કાર્ય પણ આગળ વધશે અને સત્તાવાળાઓને પૂરતું કામ થયાનો સંતોષ રહેશે અને તેથી કાર્યકરો અને સત્તાવાળાઓ વચ્ચેના સંબંધો સુધરશે. આ એકમ જ્યાંસુધી દર વર્ષે ૫૦,૦૦૦ રૂ. ન મેળવી શકે ત્યાંસુધી પૂર્ણ કાર્ય કરી શકે નહિ.

૧૩. **બીજી સંસ્થાઓ સાથેનો સહકાર :** આ સંસ્થા પોતાનાં જ વિષયોમાં રસ લેતી બીજી સંસ્થાઓને સક્રિય સહકાર આપે છે અને ડેમોગ્રાફિક ટ્રેનિંગ એન્ડ રીસર્ચ સંસ્થાની એક યોજના, કે જેમાં પોષણ, શારીરિક વિકાસ, શારીરિક ચપળતા, બુદ્ધિ અને આર્થિક સ્થિતિના વિષયોને આવરી લેવામાં આવ્યા હતા તેમાં લગભગ મુંબઈના પ્રાથમિક અને માધ્યમિક શાળાના ૫,૦૦૦ વિદ્યાર્થીઓના અભ્યાસના કાર્યમાં તેણે સહકાર આપ્યો હતો આ કાર્ય ગયે વર્ષે પૂરું કરવામાં આવ્યું હતું અને એકત્રિક કરેલી માહીતિનું પૃથ્થકરણ ચાલુ છે.

૧૪. **આગળ ધપતી યોજનાઓ :** ધાનકા જાતિને ખાસ લક્ષમાં રાખીને ગુજરાતની આદીવાસી સંસ્કૃતિમાં થતા ફેરફારોની એક યોજનાને ગયે વર્ષે હાથ ધરવામાં આવી હતી. આ કાર્ય માટે આદિવાસી વસ્તીનું બુદ્ધિમાપન કરવાની યોજના શરૂ કરવામાં આવી છે. મોઢેની તેમ જ પ્રાયોગિક બુદ્ધિમાપન કસોટીઓ રાજપીપળા વિભાગના ગરૂડેશ્વર વિભાગમાં અભ્યાસ કરતા ધાનકા તેમ જ બીજી જાતિઓને આપવામાં આવી હતી. અને તેને લીધે આદીવાસી તેમ જ બીજી જાતિઓનાં બાળકોની સરખામણી તેમ જ પ્રગતિનો અભ્યાસ થઇ શકશે. તેનો અહેવાલ અમારા ત્રૈમાસિકમાં પ્રગટ થશે.

ડૉ. વી. વી. કામટે હાથ ધરેલું બાળકોની શારીરિક વિકાસ, શારીરિક ચપળતા અને માનસિક શક્તિઓ માપવાંનુ કાર્ય પૂર્ણ થયું છે. ૧૩થી ૧૯ વર્ષની વચ્ચેના ૭૭૯ બાળકોનો અભ્યાસ કરી તેમની સરખામણી તારવવામાં આવી છે. તેને માટેનો અહેવાલ તૈયાર થઈ રહ્યો છે અને ત્રૈમાસિકમાં પ્રગટ થશે.

૧૫. કમનસીબે કેન્દ્ર સરકાર તરફથી મળતી ગ્રાન્ટની સમય મર્યાદા ફક્ત પાંચ જ

વર્ણની રાખવામાં આવી છે જે બનાવે સંસ્થાને વિસ્તૃત કરવાના અમારા ઇરાદાને નિરાશ બનાવી દીધો છે. ૧૯૫૮–૧૯૫૯ થી બંધ થતી આ ગ્રાંટે અમને રૂ. ૧૩,૦૦૦ ની વાર્ષિક ખાધ આપી છે.

૧૬. **પુસ્તકાલય:** સંસ્થાનું પુસ્તકાલય ઝડપી પ્રગતિ કરી રહ્યું છે. માનસશાસ્ત્ર, શિક્ષણ, કસોટીરચના, આંકડા શાસ્ત્ર સંશોધન, સમાજશાસ્ત્ર, માનવવિદ્યા અને સાહિત્ય વિષક પુસ્તકોની સંખ્યા ૨૨૫૦ ની અને માસિકોની સંખ્યા ૯૦ ની છે. આ બધાં પુસ્તકોનો લાભ સંસ્થાના કાર્યકરો, સંશોધકો અને સંશોધનના વિદ્યાર્થીઓ લઈ શકે છે. આ પુસ્તકાલયનું સંચાલન એક ખાસ તાલીમ પામેલા સ્તાનક કાર્યકર કરી રહ્યાં છે.

૧૭. **પ્રયોગશાળાઓ:** (અ) સંસ્થા પાસે ત્રણ પ્રયોગશાળાઓ છે. (૧) માનસશાસ્ત્રીય પ્રયોગશાળા—તેની પાસે અગત્યની માનસશાસ્ત્રને લગતી સામગ્રી છે. તેમજ વધારે પ્રયોગો કરવા માટે પ્રમાણભૂત માનસશાસ્ત્રીય અને શૈક્ષણિય કસોટીઓ સારા પ્રમાણમાં એકત્ર કરવામાં આવી છે. કોઈપણ યુનિ. ના એમ. એ. અને એમ. ઇડી. ના વર્ગોની જરૂરિયાતોને પહોંચી વળવા માટે દરેક રીતે આ પ્રયોગશાળા સુસજ્જિત છે.

(બ) સામાજિક સંશોધન પ્રયોગશાળા:—તેને આદિવાસી સંશોધન માટે રાખવામાં આવી છે તેમાં (૧) એન્થ્રોપોમેટ્રીક સાધનો, (૨) મુવી કેમેરા, (૩) કેમેરાં (૪) એકસપોઝ મીટર (૫) બેટરીથી ચાલતું ટેપ-રેકોર્ડર વિગેરે છે.

(ક) આરોગ્ય-સંશોધન પ્રયોગશાળા : આ પ્રયોગશાળાને હાલમાં જ શરુ કરવામાં આવી છે. તેમાં લોહીનું દાબાણ માપવાનું યંત્ર, માઇક્રોસ્કોપ, ઇલેકટ્રીક સેન્ટ્રીફયુમ અને સ્ટરીલાઇઝર, હેમોસીટોમીટર, હીમોગ્લોબીનોમીટર તેમ જ સાધારણ તપાસણા અર્થેના તમામ સાધનો છે. આરોગ્ય-સંશોધન એકમે દાખલ કરેલા કુટુંબોનાં સભ્યોની માંદગીના નિદાનનું કાર્ય એક તાલીમ લીધેલા પાર્ટ-ટાઈમ બહેન કરે છે.

૧૮. **સંગ્રહાલય:** (અ) સંસ્થાએ પોતાના સંગ્રહસ્થાનની શરૂઆત ઘણુંજ નાના પાયા પર કરી છે. ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી છોડ અને બીયાં માટે હરબેરીયાના નમુનાઓ એકઠા કરવામાં આવ્યા છે.

(બ) થોડા સોના તેમ જ ચાંદીના સિક્કા કે જેનો નોંધ સાથે સંગ્રહ કરવામાં આવ્યો છે; તેમ જ લોથલ અને હરાપ્પા સંસ્કૃતિના થોડા અવશેષો પણ છે.

(ક) આદિવાસી સંગ્રહસ્થાનમાં ઘણાં નમુનાઓ છે. વાદ્ય-સામગ્રી, ઘરેણાં, વેશભૂષા, આદિવાસી દેવ-દેવીઓની મૂર્તિઓ, મરણક્રિયામાં વપરાતી વસ્તુઓ, તેમ જ બીજી ઘણી વસ્તુઓ છે. આ સંગ્રહસ્થાનની દેખરેખ એક ઓનરરી કાર્યકર કુ. કીર્તિદા કોન્ટ્રાકટર B.A. ના હાથ નીચે છે.

૧૯. **શારીરિક અંકો (norms)નો વિભાગ:** સંસ્થાના પ્રમુખ શ્રી. પી. જી. શાહે શરૂ કરેલ રાષ્ટ્રીય બાયોમેટ્રીક યોજનાના એક અંગ તરીકે આ સંસ્થાએ ૧૯૫૨થી ગુજરાતના લોકોના આરોગ્યના પ્રમાણભૂત અંકોમાં રસ લેવો શરૂ કર્યો છે. ૧૯૫૫–૫૬ના વર્ષમાં હિંદ સરકારની સહાય વડે આ સંસ્થાએ ૧૫૦૦ છોકરા–છોકરીઓની ઉંચાઈ, વજન અને છાતીની પહોળાઈનાં અંકો નક્કી કરવા માટે એક પાઈલોટ તપાસ યોજી હતી. આ તપાસને આધારે હિંદ સરકારે વધારે તપાસની આંકણી કરવાની સૂચના કરી હતી. મુંબઈ અને પરામાં રહેતાં લગભગ ૧૫૦૦૦ શાળાએ જતાં છોકરા–છોકરીઓની માપણી કરવાનું કાર્ય ૧૯૫૯ના માર્ચમાં પૂરું કરવામાં આવ્યું છે. ઘણાં જ ટૂંક સમયમાં તેની પ્રસિદ્ધિ સંસ્થાના ત્રમાસિકમાં કરવામાં આવશે. તપાસનાં પરિણામોનું પૃથક્કરણ થઈ ગયું છે અને તેનો અહેવાલ હિંદ સરકારના અનુમોદન માટે મોકલવામાં આવ્યો છે. આ કાર્ય કરવાથી દરેક વય–સમુહને માટે ઉંચાઈ, વજન અને છાતીના ઘેરાવા માટેનાં પ્રમાણભૂત અંકો પ્રાપ્ત થઈ શકશે. આ કાર્યની દેખરેખ એક નોર્મ્સ કમીટી—જેમાં સંસ્થાના પ્રમુખ શ્રી. પી. જી. શાહ, હાફકીન ઈન્સ્ટીટયુટના સંચાલક ડો. એચ. આઈ. જાલા, મુંબઈ યુનિ. ના આંકડાશાસ્ત્રી વિભાગના વડા પ્રો. એમ. સી. ચક્રવર્તી, કાંદીવલીના શારીરિક શિક્ષણ-સંસ્થાના પ્રીન્સીપાલ શ્રી. ડી. બી. કોઠીવાલા, ડો. વી. વી. કામટ, ડો. શ્રીમતી એમ. આર શાહ અને ડો. એન. એન. શુકલ છે.

૨૦. **આદિવાસી સંશોધન-સંસ્થા:** (અ) આ મંડળે અત્યાર સુધીમાં ભીલ, દુબળા, નાયકા-નાયકડા, ગામીત, કુંકણા અને ધાનકા જાતિનો અભ્યાસ કર્યો છે. દિલ્હીના આદિમજાતિ સેવકસંઘ તરફથી ભીલ અને દુબળાના પુસ્તકો પ્રસિદ્ધિ પામ્યા છે. ગુ. રી. સો.એ પોતે નાયકા-નાયકડાનું પુસ્તક બહાર પાડ્યું છે. અને લોકો તરફથી તેને સારો આવકાર મળ્યો છે.

(બ) ગામીત અને ધાનકા જાતિના બે પુસ્તકો તૈયાર થાય છે.

(ક) હિંદ સરકારના પ્લાનીંગ કમીશનની રીસર્ચ પ્રોગ્રામ કમીટીની મંજુરીથી ધાનકા જાતિને ખાસ લક્ષમાં રાખીને ગુજરાતના આદિવાસી જીવનની સંસ્કૃતિમાં થતા ફેરફારોનાં અભ્યાસનું કાર્ય હાથ ધરવામાં આવ્યું છે. આ અભ્યાસ હવે પૂરો થવા આવ્યો છે અને તેનો અહેવાલ ટૂંકમાં બહાર પડશે.

(ડ) મુંબઈ સરકારના સામાજીક-કલ્યાણ વિભાગની મંજુરીથી "ખાસ વિવિધ-લક્ષી યોજનાઓ"નું કાર્ય ધરમપૂર અને સુરત જીલ્લાના આદિવાસી વિભાગોમાં શરૂ થયું છે. આ કાર્ય માટે એક સંશોધક ઓફિસર અને એક એસીસ્ટન્ટની નિમણુંક કરવામાં આવી છે અને તેનું ક્ષેત્રકાર્ય શરૂ થઈ ગયું છે.

(ઇ) આવી જ રીતે મુંબઈ સરકારનાં રાજકીય અને સેવા વિભાગની મંજુરીથી "અમદાવાદ અને ખેડા જીલ્લાની વાઘરી જાતિનો આર્થિક, સામાજીક અને સાંસ્કૃતિક અભ્યાસ"ની એક યોજના સરખે હિસ્સે હાથ ધરવામાં આવી છે. આ કાર્ય માટે માહિતી એકઠી કરવાનું કાર્ય શરૂ થઈ ચુકયું છે.

૨૧. **સંસ્થાના મુલાકાતીઓ :** (મહેમાનો)–નીચે જણાવેલા માનવંતા મહેમાનોએ સંસ્થાના નવા મકાનની મુલાકાત લઈને, સંસ્થાએ હાથ ધરેલ જુદી જુદી પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કર્યું હતું. તેઓએ કરેલી પ્રશંસાએ અમને ઘણી જ પ્રેરણા પાઈ છે. મુંબઈના રાજપાલ શ્રી. શ્રીપ્રકાશ, ડૉ. જીવરાજ મહેતા—ગુજરાતના હાલના વડા પ્રધાન, હિંદ સરકારના નાણાંકિય પ્રધાન શ્રી. મોરારજી દેસાઈ, હિંદ સરકારના વૈજ્ઞાનિક સંશોધન અને સાંસ્કૃતિક પ્રવૃત્તિના વડા ડૉ. હુમાયુન કબીર, ડૉ. એન. એન. કૈલાસ, શ્રી. મૈત્રજી વ્યરાજ, એસ. એન. ડી. ટી. યુનિ. ના વાઈસચાન્સેલર, શ્રીમતી પ્રેમલીલા ઠાકરસી, શ્રી. જી. ડી પરીખ, શ્રી. સ્થલેકર મુંબઈ યુનિ. ના માનસશાસ્ત્ર વિભાગના વડા પ્રો. મુકરજી વિગેરેએ સંસ્થાની મુલાકાત લીધી હતી.

૨૨. **નાણાંકિય વહીવટ :** ૧૯૫૯–૬૦ ના વર્ષની હિસાબની તપાસણી નીચેની માહિતી પૂરી પાડે છે.

૧. **આવક અને ખર્ચ :** ૧૯૫૯–૬૦ વર્ષમાં રૂ. ૩૨,૪૨૦.૮૫ ની આવક સામે રૂ. ૫૬,૮૩૧.૯૯ નો ખર્ચ થયો છે તે બતાવે છે કે રૂ. ૨૪.૪૧૧.૧૪ ની ખોટ ગઈ છે. તે પહોંચી વળવા માટે સંસ્થાના લાભાર્થે એક રંજનકાર્ય યોજીને તે પૂરી કરવાની ધારણા છે.

૨. **મિલ્કત :** ૧૯૫૮–૫૯ નું આ વર્ષ બંધાતા મકાન, બીજા રોકાણો, મકાનનું ફરનીચર, ઇલેક્ટ્રિક સામગ્રી, પુસ્તકાલય, સરંજામો વિગેરેથી પુરું થયું હતું. ૧૯૬૦ ના માર્ચમાં સંસ્થાનું કુલ ફંડ તેમ જ કરજ રૂ. ૫,૦૩,૨૫૯.૬૨ સુધી જાય છે. જ્યારે સંસ્થાનું રોકાણ અને સ્થાવર મિલ્કત રૂ. ૪૫૬,૭૨૧.૮૦ ની છે. આમ કુલ ખાધ રૂ. ૪૬,૫૩૭.૮૨ ની છે.

અમારી વાર્ષિક-આવકની ખાધ વધતી જાય છે. અને નીચેના કારણોસર વધુ ને વધુ વધતી જશે.

(૧) હિંદ સરકારે માનસશાસ્ત્રને લગતાં ખર્ચ માટે ૬૦% ની મળતી રકમ પાંચ વર્ષથી વધુ આપવા માટે ઈન્કાર કર્યો છે.

(૨) મુંબઈ સરકારે સંસ્થાના કુલ ખર્ચના અપાતા ૨૫% માંથી ઘટાડો કરીને ૨૦% ની મદદ આપવા ધારી છે.

(૩) એમ. એ. અને પી. એચ. ડી. ના વિદ્યાર્થીઓને સંસ્થા તરફથી અપાતા 'સંશોધન અર્થેના માર્ગદર્શનનો અમુક શરતોએ મુંબઇ વિદ્યાપીઠે સ્વીકાર કર્યો છે. અને તે એ કે સંસ્થા રૂ. ૧૫૦૦૦ હજુ પણ પુસ્તકો તેમ જ સાધનો માટે ખર્ચે. **આથી કાર્યવાહક સમિતિ ફરીથી અપીલ કરે છે કે અમારૂં કાયમી ભંડોળ રૂ. ૮ લાખ સુધી થવું જોઇએ અને સંસ્થાની જુદી જુદી પ્રવૃત્તિઓના વાર્ષિક ખર્ચ માટે રૂ. ૩૦,૦૦૦ મળવા જોઇએ.**

૩. ૧૯૫૯-૬૦ ના વર્ષ દરમિયાન સંસ્થાએ નીચે પ્રમાણે ડોનેશન એકઠાં કર્યાં છે. ચાલુ ખર્ચ માટે રૂ. ૫,૨૦૦.૦૦, કાયમી ફંડ માટે રૂ. ૨૯,૭૩૦.૦૦. આજીવન સભ્યો ની ફી કાયમી ફંડ માટે રૂ. ૯૮૦.૦૦ અને મકાનના ફંડ માટે રૂ. ૨૬,૦૨૫.૦૦.

૩(અ) ૧૯૫૯ માં કાયમી ફંડ તેમ જ મકાન માટે શરૂ કરવામાં આવેલા પ્રયત્ને ૧૯૬૦ ૩૧ માર્ચે આટલું ફંડ એકઠું કર્યું છે.

(૧) મકાન ફંડ માટે રૂ. ૬૦,૩૯૪.૦૦ નું ડોનેશન.

(૨) કાયમી ફંડ માટે રૂ. ૬૦,૦૬૬.૦૦ નું ડોનેશન.

(૩) શો દ્વારા થએલી કુલ રકમ રૂ. ૧૯,૬૩૫.૦૦ જે સઘળું મળીને રૂ. ૧,૪૬,૦૯૫.૦૦ થાય છે.

આ એકઠી કરાયેલ રૂ. ૧,૪૬,૦૯૫.૦૦ ની રકમ ધારવામાં આવેલી રૂ. ૮ લાખની રકમ પાસે બહુ જ થોડી છે. કાર્યકરોમાંથી ઘણાં ખરાં હંગામી છે. અને જ્યાં સુધી કાર્યકરોને કાયમી કરવા માટેનું અમારી પાસે પૂરતુ ભંડોળ ન થાય ત્યાંસુધી ખૂબ લાયક માણસોને પણ કાયમી કરી શકાતાં નથી.

૪. ૧૯૫૯-૬૦ માં ચાલુ ખર્ચ માટે તેમજ મકાન અને સાધનો માટે ગ્રાંટો નીચે મુજબ છે. કલમ ૧, ૨, ૪ અને ૫ થએલા ખર્ચ માટેની છે જ્યારે બીજી યાદીઓ કરવાના ખર્ચ પેટે છે.

(૧) ડીરેક્ટર ઓફ એડ્યુકેશન—મુંબઇ સરકાર ચાલુ ખર્ચ માટે ... ... ... ... ... ૧૩,૦૦૦.૦૦

(૨) સાયકોલોજીકલ કેન્દ્ર માટે હિંદ સરકારની, મીનીસ્ટ્રી ઓફ એજ્યુકેશન તરફથી ... ... ... ૧૩,૧૭૧.૦૦

(૩) ધરમપુરના આદિવાસી વિભાગમાં વિવિધલક્ષી યોજનાની ઝીણવટભરી તપાસાર્થે મુંબઈ સરકારના રાજકીય અને સેવા વિભાગ તરફથી ... ... ૫,૦૦૦:૦૦

(૪) મુંબઈ સરકારના જાહેર આરોગ્ય વિભાગ તરફથી સંસ્થાના આરોગ્ય-સંશોધન વિભાગને ... ... ૩,૦૦૦.૦૦

(૫) બાળમનોપચાર કેન્દ્ર માટે મધ્યસ્થ સામાજીક કલ્યાણ બોર્ડ તરફથી ... ... ... ... ૩,૦૦૦.૦૦

(૬) ખેડા અને અમદાવાદ જીલ્લાના વાઘરી સંશોધન માટે—મુંબઈ સરકારના સામાજીક કલ્યાણ કેન્દ્ર તરફથી ... ... ... ... ... ... ૫,૦૦૦.૦૦

(૭) ધાનકા જાતિને ખાસ લક્ષમાં રાખીને ગુજરાતની આદિવાસી સંસ્કૃતિમાં થતા ફેરફારોના અભ્યાસ માટે હિંદ સરકારના રીસર્ચ પ્રોગ્રામ કમીટી તરફથી ૧૧,૮૫૦.૦૦

૫. મકાન અને તેના સાધનો માટેની મદદ :
(૧) મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશન તરફથી મકાન માટે ૧૦,૦૦૦.૦૦
(૨) આરોગ્ય-સંશોધન સંસ્થા માટે જાહેર—આરોગ્ય વિભાગ—મુંબઇ સરકાર તરફથી ... ... ૭,૫૦૦.૦૦

૨૩. આમ આ સંસ્થા માનદ્ કાર્યકરોની અમૂલ્ય મદદથી પોતાની વિવિધ પ્રવૃત્તિઓ ચલાવવાને સફળ થઇ છે. આ માટે કાર્યવાહક સમિતિ તેઓને ધન્યવાદ આપવાની તકને ઝડપી લે છે. કાર્યવાહક સમિતિ જુદી જુદી પેટા-કમીટીના કાર્યકરોનો સંસ્થા માટે જુદી જુદી પ્રવૃત્તિઓની દેખરેખ રાખવા માટે આભાર માને છે. અમારા માનદ્ ઓડીટરો મેસર્સ દલાલ એન્ડ શાહ, ઓનરરી આર્કીટેકટ શ્રી. સી. જે. શાહ અને ઓનરરી સોલીસીટર શ્રી. એમ. ટી. મુનીમ વિગેરેનો સમિતિ આભાર માને છે. અમે મુંબઇ સરકાર, હિંદ સરકાર, મધ્યસ્થ સમાજ-કલ્યાણ બોર્ડ અને બૃહદ મુંબઇના મુંબઈ મ્યુનિસિપલ કોરપોરશનની તેમની જુદી જુદી ગ્રાંટો માટે તેમ જ સંસ્થાની જુદી જુદી પ્રવૃત્તિઓ માટે પોતાના ઉદાર ફાળા માટે દાતાઓનો આભાર માનીએ છે. અંતમાં સંસ્થાના કાર્યકરો કે જેઓએ પોતાનું કાર્ય વફાદારીથી કર્યું છે તેઓ પણ આભારના અધિકારીઓ છે.

**ડી. ટી. લાકડાવાળા,**
માનદ્ મંત્રી.
ગુજરાત સંશોધન મંડળ.

# ગુજરાતી હિંદુઓના આહારમાં પાછલી અડધી સદીમાં થયેલા ફેરફારો અને તે ફેરફારોની માઠી અસર

લેખક: હરરાય અમુલખરાય દેસાઈ

## ખોરાકની જવાબદારી

જ્યારે કોઈપણ પ્રજાના માણસોનાં શરીર ધીમે ધીમે પણ ચોક્કસ કથળતાં જાય ત્યારે તેમ શા કારણ કે કારણોથી થતું હશે તે જાણવાનો પ્રયત્ન કરી આવો બગાડ થતો અટકાવવા અને બગડેલી સ્થિતિ પાછી સુધારવાના પગલાં લેવાવાં જોઈએ. ગુજરાતમાં હિંદુઓ ઉપરાંત પારસીઓ અને મુસલમાનો રહે છે. જે હવા ને પાણી એ કોમો લે છે તેજ હવા અને પાણી હિંદુઓ લે છે એટલે હિંદુઓનું શરીર બગડવાનું કારણ એ હવા પાણી હોય તો ઉપલી બે કોમોના માણસોના શરીરો પણ તેજ પ્રમાણમાં બગડવાં જ જોઈએ. પણ તેમ નથી થતું. તેથી એમ ન જ કહી શકાય કે હિંદુઓના શરીર બગડવાનું કારણ હવા અને પાણી છે. તો હવે તેમનાં શરીર બગડવાનું કારણ ખોરાક સિવાય બીજું કંઈ હોઈ ન શકે.

## પેઢી દરપેઢી નબળી થતી સ્થિતિ

મારા મિત્રો અને સ્નેહીઓમાં બ્રાહ્મણો, વાણિયા, ક્ષત્રીઓ, કણબીઓ વગેરે જૂદી જૂદી કોમોના હિંદુઓ હતા. ૧૯ માં સૈકાની અંદર આ સ્નેહીઓના ઘરોમાં ભવ્ય ભરાઉદાર મોંવળા, ઉંચા, કદાવર અને મજબૂત બાંધાના વૃદ્ધ, તથા આધેડ વયનાં, સ્ત્રી પુરૂષો મેં જોયેલા, તે વખતે જે વૃધ્ધો હતા, તેમનાં શરીર કરતાં આધેડ વખના સ્ત્રી પુરૂષોના શરીર સહેજ નબળાં હતાં, પણ તે આધેડ વયના સ્ત્રી પુરૂષોની યુવાન પ્રજા તેમનાથીએ નબળી પડેલી. પણ તે પછી તો પેઢી દરપેઢી ગુજરાતી હિંદુઓના શરીરો નબળાં ને નબળાં પડતાં ગયા. આ બધી પેઢીઓ જન્મી અને મોટી થઈ તે અરસામાં ગુજરાતી હિંદુઓના આહારમાં એવા કયા ફેરફારો થયા છે કે તેમને આહાર શાસ્ત્રોની દૃષ્ટિએ અનુચિત ગણી શકાય ?

## દૂધ કેમ કમી થયું

**પહેલાં તો હિંદુઓના ખોરાકમાંથી દૂધ અને દૂધની વાનીઓ ઓછી થઈ.** મેં મારું બચપણ ખાડિયા જેવા ગિચ્ચ લત્તામાં ગાળ્યું. ત્યાં પણ શેરીએ શેરીએ અનેક ખાનગી ગૃહસ્થોના ઘરોમાં ગાયો પળાતી. તેમનાં દૂધ, દહીં વગેરે તે ગાયોના ધણીઓ અને તેમનાં કુટુંબી જનો ખાતાં એટલુંજ નહિ પણ દર ત્રીજે દહાડે વલોણું થાય ત્યારે પાડોશીઓ અને સગાંઓને જાડી છાશ મળતી જેથી તેઓ બીજું કંઈ નહિ તો

દર અઠવાડિયે એથી ત્રણ વખત જાડી છાશની કઢી ખાઈ શકતા. ઓગણિસમી સદી પૂરી થઇ તે અરસામાં મેં વિરમગામ, માંડળ, નડિયાદ, આમોદ, સુરત અને ભરૂચ જોયેલાં અને ત્યાં પણ ઘરે ઘરે દુઝાણાં ઢોરો હતાં. ૧૯૦૪ માં મેં નડિયાદ માં અનેક ઘેર ભેંશો જોયેલી. પણ ધીમે ધીમે તે બંધ થતું ગયું. વસ્તીના વધારાને લીધે થતી જગાની તંગી, ઢોરોને ચરવા જવાની જગાઓનો અભાવ અને મ્યુનિસિપાલિટી અને સરકારના સખત કાયદાઓને લીધે ધીમે ધીમે આવાં દૂઝાળાં ઢોર રાખવાનું મુશ્કેલ બન્યું. તેની સાથે સાથે ઢોરોની કોઢોને સાફ રાખવાની તકલીફ, તેમને ઘાસ દાણો મૂકવાની તકલીફ, તેમનાં દૂધ વગેરેની શું વ્યવસ્થા કરવાની તે તકલીફ લેવાની લોકોની ઇચ્છા પણ ઘટતી ગઈ. જયારે ઉપર પ્રમાણે દૂઝાણાં ઘણે ઠેકાણે હતાં ત્યારે બજારમાં પણ દૂધ ઘણું સસ્તું હતું. ૧૯૦૭ માં નડિયાદના પોરમાં એક આનાનું ત્રણ રતલ દૂધ મળતું. તે અરસામાં અમદાવાદમાં ચોખ્ખું દૂધ એક આનાનું બે રતલ મળતું અને સુરત ભરૂચમાં તેનો ભાવ રતલનો પોણો આનો હતો. ધીમે ધીમે દૂધ બધે મોઘું થતું ગયું અને તેનો ભાવ દર રતલે ચાર પૈસાથી ઉછળતો ઉછળતો છ પૈસા, આઠ પૈસા અને તેથી વધીને ચાર આના કે વધારે થતો ગયો. કારણમાં દૂધનું ઉત્પાદન ઘટયું નથી. પણ દૂધનો વપરાસ બીજી અનેક બાજુ ઘણો વધ્યો તેથી દૂધની તંગી ઉત્પન્ન થઇ અને ઢોરને જોઇતા ઘાસ અને દાણા વગેરે પણ મોંઘાં થયાં તેથી દૂધને સસ્તું વેચવું લોકોને પાલવે એમ નથી. દૂધ મોંઘું થયું એટલે મધ્યમ તેમજ ગરીબ વર્ગને દૂધ છોડી દેવાની ફરજ પડી. હિંદુઓ પૈકી ઘણા જ થોડા માંસ, મચ્છી અને ઈંડા ખાય છે એટલે પ્રાણિજ પ્રોટીનોમાં તે દૂધ તથા તેની વાનીઓ જ ખાઇ શકે, પણ એ મોંઘા થયાં અને તેની અછત થઇ એટલે ઘણાએ કુટુંબોને તે પ્રોટીનો જોઈતાં મળતાં નથી. આ પ્રોટીનોની ઉણપથી શા ગેરલાભ થાય તેની વાત પછીથી કરીશ.

## સવારના નાસ્તા બંધ થયા

**ગુજરાતના લોકોએ બીજી ચીજ જે ગુમાવી તે સવારનો નાસ્તો કે શીરામણ છે.** કેટલાક ધર્મચુસ્ત નાગરો અથવા બીજા બ્રાહ્મણો સિવાય ગુજરાતમાં બધે પહેલાં નાસ્તો લેવાનો રિવાજ હતો: નાસ્તામાં દરેક સ્થળે જુદી જુદી ચિજો લેવાતી જૈન લોકોમાં જૂના વખતમા પણ બાફેલા મગ ને મઠનો કે મઠના પાપડનો નાસ્તો થતો. કેટલાક લોકો ઘઉંના થૂલા વાળા લોટની ચીજો બનાવીને ખાતા. કોઇક ઠેકાણે બાજરીના રોટલા ખવાતા. પણ બધે તે વખતે જોડે જોડે દૂધ કે દહીં કે વલોણા વારે નીકળતા ફોદા કે જાડી છાશ ખવાતી. ખેડા જીલ્લામા અને અમદાવાદ જીલ્લાના ગામડાઓમા બાજરીના લોટના મોળિયાં એટલે મીઠાં મરચાં વગરના રોટલા અથવા મીઠા મરચાં વાળાં તળેલાં રોટલા ખવાતા, ભરૂચ જીલ્લામાં કોઈક સ્થળે રોટલા તો કોઈક સ્થળે કઠણ ભાખરી ખવાતી, સુરત જીલ્લામાં સવારે પાપડ પૌંઆ અને દળ કે મગજનો લાડુ નાસ્તામાં ખવાતો. ગરીબ લોકો જુવારના રોટલા ખાતા કે છાશમાં રાંધેલી કણકી કે કોઇ ચીજ ખાતા. ગમે તે ખાય પણ સવારે ભૂખે પેટે કોઈ જ કામ પર ચઢતા. તે વખતે ચા મુંબઈ થી ભરૂચ સુધી પેઠેલી પણ બીજે ઘણીજ થોડી પેઠેલી. ઇ. સ. ૧૮૭૯ માં મારા ઘરમાં અમે ફક્ત દિવાળીના દિવસોમાં શોખ ખાતર સવારે ચા પીતા. તેવુંજ

ઘણે ઠેકાણે થતું. ધીમે ધીમે બધા ગુજરાતમાં ચા પેઠી. અસલમાં લોકો તજ. મરી, સૂંઠ, વગેરેનો ઉકાળો બનાવતી વખતે તેમને પાણીમાં ખૂબ ઉકાળીને કામમાં લેતા.

## નાસ્તા ને બદલે ચા

**આ પ્રમાણે ચા બનાવવાની શરૂઆત ગુજરાતમાં થઈ.** જ્યાં અફીણનો પ્રચાર હતો ત્યાં ખૂબ ચા નાખી તેને ખૂબ ઉકાળી કડક ચા બનાવાતી અને બીજે થોડી ચા નાખી નરમ બનાવાતી. કડક ચા પીનારની ભૂખ મરી જતી, એટલે લોકો એમ સમજવા લાગ્યા કે આ એક જાતનો ખોરાક છે અને તેઓ નાસ્તાને બદલે કડક ચા પીતા થયા. વખત જતાં ચાનો વેપાર ઘણોજ વધ્યો. મારા જ ઘરમાં જ્યાં વર્ષે અડધો રતલ ચા નહિ વરતી ત્યાં અમે ચારેક રતલ ચા દર માસે વાપરતા થયા. આ વાત ૧૯૦૧ ની છે. અમદાવાદમાં ૧૮૯૫-૯૬ માં બે એક હોટેલો હતી તે જ અમદાવાદમાં ૧૯૦૪ માં મોટી હોટેલો અનેક થઈ અને ત્યાં ચા પીનારાના ટોળાં ભેગાં થતાં. આમ ચાના પગપેસારાને લીધે ભૂખ્યા પેટોની ભૂખ સવારે સહેજમાં દબાઈ જતી તેથી લોકોએ નાસ્તાની કડાકૂટ તજીને ચા સ્વિકારી. આ ચાને લીધે પણ નાસ્તાને ધક્કો પડયો. આવા કારણોને લીધે ગુજરાતીઓ હાલ મોટે ભાગે સવારના પેટ બાળે છે અને પહેલાના લોકો જેમ પ્રોટીનથી ભરપૂર નાસ્તો લેતાં તેમ કરતા નથી. જો કોઈપણ કોમ હંમેશા નાસ્તો કરતી જ હોય તો જૈનો કરે છે. તેઓ પૈકી ઘણા હજુ પણ બાફેલા મગ કે મઠ કે મઠના ખાખરા ઘી સાથે અથવા ઘઉંના ખાખરા ઘી સાથે ખાય છે, ગામડાંનાં લોકો પણ પહેલાના જેવો નાસ્તો નથી કરતા. તેઓ ખૂબ કડક ચા સાથે રોટલાનો કકડો કદાચ ખાઈને ચલાવી લેછે. પછી જો નવ દસ વાગે ભૂખ લાગે તો તેને મારવા તેઓ ફરીથી કડક ચા પી લેછે. **આમ થવાથી સવારથી પ્રોટીનની ભૂખ શરીરને પડવા માંડી.**

## સફેદ લોટ અને સફેદ ચોખા

આ અરસામાં ગુજરાતીઓની રહેણ બદલાવા માંડી. તેમનામાં સોફિયાણી પેઠી. હાથ છડના ચોખાને બદલે લોકોને મીલ છડના સફેદ બાસા જેવા ચોખાપર પ્રેમ વધ્યો આમ થવાથી ચોખાના ઉપલાં પડ તથા તેમનો બીજ વિભાગ કુશકીમાં જવા લાગ્યા. આ પડમાં ચોખાના થોડાંક પણ ઉમદા પ્રોટીનો તેમાંના ક્ષારો અને બ વર્ગના જીવન સત્ત્વો હોય છે. આ કુશકી ઢોરના ખાણામાં જાય છે. પણ તેનો લાભ માણસોને મળતો નથી. તેજ પ્રમાણે ઘઉંનું થયું. ઉત્તર ગુજરાતમાં તો ૧૯૦૭–૦૮ સુધી મોટા શહેરોમાં પણ ઘરઘંટીએ ઘઉં દલાતા અને તેનો લોટ મોટા વેહની ચાવણીએ ચળાતો અને તેમાંથી ફક્ત ઘઉંના દળાયેલા દાણા જ ચલાવી લેવાતા. જ્યારે જંગ કે ઘુઘરા, સુંવાળી, દહીથરા, શેવો વગેરે ચીજો બનાવાતી ત્યારે કેટલાક ઘરોમાં તે લોટને ખૂબ ઝીણા વેહ વાળી ચાળણી કે પાતળા લૂગડા વડે ચળાતો અને તેથી સહેજ સફેદ દેખાતો જે લોટ નીકળે તે વપરાતો, પણ તે વખતે જે જાડો ભાગ ચાળણીમાં કે લૂગડા પર રહી જતો તેની ભાખરીઓ થતી. **હાલની પેઠ થૂલું રસ્તા ઉપર ફેંકી દેવાતું નહિ.** હવાલેથી લોટ ચાળીને થૂલું ફેંકી

દેવાની પ્રથા મેં ૧૯૦૭ માં સુરતમાં જોઇ. પછી મેં તે પ્રથા મુંબઇમાં જોઈ અને બીજા સ્થળોએ તે ફેલાતી જોઈ. હાલતો તે પ્રથા લગભગ બધે જ છે. થોડા ઘણા જે જાણે છે ને સમજે છે કે આ થૂલામાં ઘઉંના લગભગ બધા ઉત્તમ ક્ષારો, જીવનસત્ત્વો અને મળ બરાબર લાવનાર કાષ્ટ વિભાગો છે તેજ થૂલા વાળા લોટને વાપરે છે.

## દાળ, કઠોળોનો વપરાશ ઘટયો

હવે બાકી રહ્યાં **કઠોળો ને દાળો,** જેમાંથી ગુજરાતીઓને પ્રોટીનો મળે. પહેલાં તો ઉત્તર ગુજરાતમાં બધે જાડી દાળ સવારે ને સાંજે કઠોળો ગરમ થતાં. કઢી પણ જાડી ને તેની સાથે લચકો દાળ પણ ઠીક પ્રમાણમાં ખવાતાં. કેટલાક ભાગોમાં તો સાંજે કઠોળ જ ખવાતું. લચકો કે જાડા નરમ કઠોળની સાથે રોટલો કે રોટલી ખવાતાં. આથી સામાન્ય માણસના પેટમાં રોજના દાળ કઠોળો મળી દસ થી બાર તોલા ભાર જતો. આટલું સૂકું કઠોળ વપરાય તેથી તેમને વનસ્પતિના પ્રોટીનો સારા પ્રમાણમાં મળતાં. ગુજરાતની અંદર ન્યાતો થાય ત્યારે તેની રસોઇમાં ૧૦૦ માણસે ૧૨ રતલ દાળ વપરાય છે, એટલે દર માણસે પાંચ તોલા કરતાં સહેજ જ ઓછી દાળ વપરાય. તે ઉપરાંત ઉમરેઠ ગામોમાં લાડુની ન્યાત હોય તો ૧૦૦ માણસે ૧૫ રતલ દાળ પણ વપરાય છે. આ ઉપરથી સમજાશે કે ગુજરાતના લોકો પહેલાં દર ટંકે લગભગ નવટાંક એટલે પાંચ તોલા દાળ કે કઠોળ ખાતા એટલે તેઓ રોજ લગભગ દસ તોલા આ ચીજો ખાતા. પણ પછી દાળ ધીમે ધીમે પાતળી થતી ગઈ અને ઘણાં ઘરોમાં દર માણસે ત્રણ તોલા દાળ પણ નથી ખવાતી. કઠોળો પરનો પ્રેમ ધીમે ધીમે ઘટતો ગયો અને હજી ઘટે છે શા. હરગોવનદાસ આનંદજી દેસાઇની બોર્ડિંગમાં સૂરત અને ભરૂચ જીલ્લાના છાત્રોને તે પૈકી સૂરત જીલ્લાના ગામડાંના છાત્રોને કઠોળ ઉપર પ્રેમ હતો. પણ ભરૂચના છાત્રો તેમને મળતા નરમ કઠોળો ન છુટકે ખાતા. તેઓ મઠ અને ચોખાથી સુગાતા રાત્રીના ભોજનમાં જ્યાં પહેલાં લચકો કે નરમ કઠોળો ખવાતાં તે સૂરત જીલ્લાના ગામડાંઓ સિવાય લગભગ બીજે બધે ખવાતાં બંધ થયાં છે. નરમ દાળમાં તો હજી બગાડો ચાલુ જ છે. કેટલાક ઘરોમાં તો દાળ ઘણી જ પાતળી થાય છે ને તે પણ માંડ આધી વાડકી ખવાય છે.

## પ્રોટીનો, ક્ષારો અને બ જીવન સત્ત્વોની પડતી ઉણપ

આ પ્રમાણે ધીમે ધીમે પ્રાણિજ તથા વનસ્પતિજ, પ્રોટીનો કમી ને કમી ગુજરાતીઓ ખાતાં થયા. તેમણે દૂધ લગભગ છોડી દીધું, ઘઉં અને ચોખાનાં ઉપલાં પડો ફેંકી દઈ પ્રોટીનો, બ વર્ગના જીવન સત્ત્વો અને ક્ષારો ગૂમાવ્યાં અને દાળ કઠોળો ઓછાં કરી તેમાંથી મળતાં પ્રોટીનો તથા બ વર્ગના જીવન સત્ત્વો અને ક્ષારો પણ ગૂમાવ્યાં. આ ઉપરાંત તેમણે પ્રોટીનથી ભરપૂર નાસ્તો કરવાની ટેવ છોડી દીધી. આમ થવાથી તેમને પ્રોટીનની તથા બ વર્ગના જીવન સત્ત્વોની તથા લોહના ચૂનાના ને ફાસ્ફરસના ક્ષારોની ઉણપ પડવા માંડી.

## શાક બનાવવાની જૂની રીત

જે વખતે ઉપલા ન ઇચ્છવા જેવા ફેરફારો ખોરાકમાં થતા હતા તેજ વખતે એક ઘણો ખરાબ ફેરફાર તેમની શાક બનાવવાની રીતમાં થતો ગયો. આજથી પચાસ સાઠ વર્ષ ઉપર ગુજરાતના ગામડાંઓમાં લીલોતરી શાકભાજીઓ ઓછાં ખવાતાં, પણ શહેરો, કસ્બામાં અને મોટા ગામોમાં તે ઠીક પ્રમાણે ખવાતાં. તેમની શાક બનાવવાની રીતો બે હતી. **એક તો શાક તેલમા વઘારી તેમાં પાણી નાખી ચઢાવવું કે ખૂબ તેલ મૂકી તેમાં સીઝવવું. તેમાં ખારો નખાતો નહિ. તેમજ તેમાંના સત્ત્વો કાઢીને ફેંકી દેવાતા નહિ.** આથી લીલોતરી શાક ભાજીના ક્ષારો તથા તેમાંના જીવનસત્ત્વો પૈકી લગભગ બધા તેમના પેટમાં જતા. આ લાભ તેઓ ધીમે ધીમે ગુમાવતા ગયા.

## પહેલો બગાડ:–ખારા કે સંચોરાનો ઉપયોગ

ગુજરાતના કેટલાક ભાગોના પાણી કઠણ હોવાથી ત્યાં દાળ શાકમાં ખારો નખાતો. આ લોકોએ મુંબઈ આવીને પણ તેજ રીત ચાલુ રાખી. ગુજરાતના બીજા ભાગોના લોકો તેમના સંસર્ગમાં આવ્યાં, અને તેમણે તેમનાં ઘરોનાં સુવાળા શાક ભાજીઓ ચાખી તેમણે પણ ખારો નાખવા માંડયો.

## બીજી ખોટી રીતો

આ ઉપરાંત તેમણે તેમની બીજી ખોટી રીત પણ અપનાવી, જેમાં શાકની અનેક ચીજોને બાફી નાખી તેમાનું પાણી કાઢી નાખવાની એક છે. આ રીત ગુજરાતમાં ફેલાતી ગઈ. હાલમાં ઘણા ઘરોમાં સૂરણ, રતાળુ, શકરિયાં, અળવી, ગુવાર, ચોળાફળી વગેરેના પહેલાં બાફી જે પાણીમાં તેમને બાફ્યાં હોય તે પાણી ખાળોમાં વહેવડાવાય છે. કંદોના બાફેલા કકડાઓને બે હથેલીમાં વચ્ચે દાબી નીચોવી કોરા પાડી તેમના ઉપર મીઠું મસાલો ભભરાવી ખવાય છે. દૂધી, કાકડી વગેરે શાકોને છીણી તેમનું પાણી નીચોવી નાખી ફેંકી દેવાની રીતપણ પાછળથી શરૂ થયેલી. જૂના વખતમાં કારેલાં તૂરિયાં વગેરેની છાલો કાઢતા તો તેનો બીજી રીતે ઉપયોગ થતો. કારેલાંની છાલના રોટલી કે મૂઠિયા થતાં અને તુરિયાંની છાલને ઝીણી કાતરી તેના શાકમાં પાછી નખાતી.

## રાંધણકળાના પુસ્તકોનો દોષ

હાલના રાંધણશાસ્ત્ર કે રાંધણકળાના પુસ્તકો લખાયા છે. તેમણે તો લગભગ દરેક શાકમાં ખારો નાખવાની ભલામણ કરી છે. એક મોટું પુસ્તક તો તુરિયાં અને કોળાંના શાકમાં પણ દર રતલ શાકે અડધી ચમચી ખારો નાખવા ભલામણ કરે છે. આ છેલ્લા પાંચ છ વર્ષમાં જે પુસ્તકો લખાયાં છે તેમાં તો ચોળાફળી અને ગુવારફળીને ખૂબ પાણીમાં ઉકાળી તેમને જે પાણીમાં ઉકાળી હોય તે પાણી કાઢી નાખવાની ભલામણ છે. આ પાણીમાં તેમના બધાં ગળાઉક્ષારો, પ્રોટીનો અને જીવન સત્ત્વને જતાં રહે તેનું તે પુસ્તકોના લેખકોને ભાન નથી. તેઓ તો ફક્ત સુંવાળાશ કેમ આવે તે ઉપર જ લક્ષ આપે છે. આ પુસ્તકોનો ઉપયોગ ઘણી બહેનો કરે છે અને તેમાંથી અથવા તેમની ઓળખાણ પીછાનવાળી બહેનો જે પ્રમાણે તેમને ત્યાં દાળ શાકમાં સુંવાળાશ લાવતી હોય તે રીતનું અનુકરણ કરી પોતાનાં ઘરના માણસોને અન્ય ચીજોના સારાં સારાં તત્ત્વોનો

લાભ ન મળે એમ વર્તે છે. આમ ગુજરાતીઓની રાંધણકળામાં ફેરફાર થવાથી તેમને પ્રોટીનો, ચૂનાના અને ફોસ્ફરસના ક્ષારો, લોઢાના અને બીજા ક્ષારો તથા બ વર્ગના જીવનસત્ત્વો અને બીજાં કેટલાંક જીવનસત્ત્વો ઘણાં ઓછાં પ્રમાણમાં હવે મળે છે. તેમની ઉણપને લીધે તેમનાં શરીર કેમ કથળી ગયાં છે તે હવે જોઈએ. જેમને પ્રોટીનોની ઉણપ પડે તેમનાં શરીરનો બાંધો બરાબર બંધાય નહિ, તેમનું વજન ઘટે અને તે શરીરે દુર્બળ થાય તેઓ રોગો સામે ટક્કર ઝીલવાની શક્તિ ગૂમાવે અને તેમને પાંડુરોગ થાય. આવાં નબળાં થતાં મા-બાપોના છોકરાં પણ નબળાં થયાં. આ છોકરાંઓને તેમની માતાના ઉદરમાં યોગ્ય પોષણવાળું લોહી મળેલું ન હોવાથી તેમનાં શરીર તો પોષાયેલાં નહિ, એટલે તેઓ જન્મથી જ નબળાં પડયા, તેમને વળી માતાઓના દૂધમાં પૂરતા સત્ત્વોનો અભાવ હોય એવાં દૂધ મળેલાં અને તે ખાતાં થાય ત્યારથી તેમના પેટમાં જોઇતાં તત્ત્વો જાય નહિ એવો આહાર મળેલો જેથી તે પાછળથી નબળાં જ રહે તેમાં શી નવાઈ? આવાં નબળાં પડી ગયેલાં બાળકોમાંથી યુવાન સ્ત્રી પુરુષો બને, જે તે વખતે પણ નબળાં હોય અને તેવો નબળાં સ્ત્રી પુરુષોની પ્રજા થાય તે તેમનાથી એ નબળી થાય. આમ પેઢી દર પેઢી નબળાં ને નબળાં થતાં સ્ત્રી પુરુષોની ગુજરાતી પ્રજા બની.

## ક્ષારો તથા પ્રોટીનોની ઉણપની જરૂરો

ચૂનાના અને ફોસ્ફરસના ક્ષારો ઓછાંને ઓછાં મળતાં રહેવાથી ગુજરાતી પ્રજાના હાડકાં નબળાં ને નાજુક બન્યાં જેથી હાલના યુવાનો પૈકી કોઈક જ પહેલાંની પ્રજા જેવા ઉંચા અને કદાવર બાંધાના દેખાય છે. લોહના ક્ષારોની ઉણપથી હાલની પ્રજાનાં શરીર ફિક્કાં ને નિસ્તેજ બને છે. બ વર્ગના જીવનસત્ત્વોની ઉણપથી ગુજરાતીઓની પાચન શક્તિ ઘણી મંદ પડી છે અને તેમની શારીરિક શક્તિ ઘણી ઘટી ગઈ છે. આ વાત સત્ય છે કે કેમ તે જોવું હોય તો જેમનાં ઘરોમાં ૭૦–૮૦ વર્ષના વૃદ્ધો, તેમનાં ૪૦–૫૦ વર્ષના પુત્રો અને ૨૦–૨૫ વર્ષના પૌત્રો તથા પૌત્રીઓ અને તેમનાં છોકરાં હોય તેવાં ઘરોની મુલાકાત લેવી. તે ઘરોમાં પેઢી દર પેઢી શરીર ઉતરતાં ગયાં છે તેની ખાત્રી થશે. ૭૦–૮૦ વર્ષના વૃદ્ધોના ભવ્ય શરીરો આગળ તેમનાં પૌત્રો અને પૌત્રીઓ તથા તેમનાં છોકરાં છેક નિર્માલ્ય દેખાશે.

## ગુજરાતીઓની ફરજ

આ પડતી હવે અટકાવવી એ આપણા હાથમાં છે. ગુજરાતીઓએ સવેળા જાગવું જોઈએ, અને તેમણે પોતાનો આહાર બદલવો જ જોઈએ. પહેલાના ખોરાકમાં દૂધ અને દૂધની વાનીઓ ઠીક પ્રમાણમાં ખવાતી, પણ હાલની મોંઘવારીના સમયમાં તેટલું દૂધ પોસાતું નથી એ વાત ખરી પણ દાળ, કઠોળ, શણગાવેલા કઠોળ, કઠોળોના શાકો જેવા કે તુવેરના લીલવા, ફણસી, વાળોલ, વાલ પાપડી, ગુવાર એ તો પોષાય અને તે હાલ ખવાય છે તેના કરતાં વધારે પ્રમાણમાં ખાઈ શકાય. તે સાથે લોટમાંથી થૂલુ કાઢી નાખવાને બદલે થૂલા વાળો લોટ ખાઈ શકાય અને હાથ છડના કે હલકી છડના ચોખા પર પ્રેમ વધારી શકાય. દૂધ સારુ પૈસા બચાવવા હોય તો એવા કેટલાયે ખર્ચા છે તે કમી થઈ શકે. નોકર ચાકરનો ખર્ચ કમી કરી શકાય. પાન, બીડી, તમાકુ, સોપારી

અને ચાના વધતા જતા ખર્ચો કમી કરી શકાય કારણ કે એ ચીજો વ્યસનની છે અને બીનજરૂરી છે. ઝીણાં અને મોંઘા તેમજ થોડા વખતમાં ફાટી જાય એવાં કપડાંને બદલે સહેજ જાડાં, સસ્તાં અને ઠીક ચાલે એવાં કપડાં પહેરી શકાય. જો માણસો પોતાને ત્યાં આમ ખર્ચમાં કાપ મૂકે તો તેઓ દૂધને સારુ પૈસા કયાંથી લાવવા એવી બૂમો નહિ પાડે. આ ઉપરાંત જે નવી રાંધણકળાથી ખોરાકમાંથી જરૂરી અને પૌષ્ટિક તત્વો દૂર થાય છે કે નાશ પામે છે તે રાંધણકળા અવશ્ય તજી શકાય. તેમ કરવાથી પણ ગુજરાતીઓને અનેક લાભો થશે. ગુજરાતીઓએ પોતાની શારીરિક સ્થિતિ સુધારવા અને ભવિષ્યની પેઢીને સારાં શરીરનો વારસો આપવા સારુ આમ કરવુંજ જોઇએ.

આ નીચે આજથી પચીસ વર્ષ ઉપર ચૌદ પંદર વર્ષની ઉમ્મરના યુવાનો માથા દીઠ સરેરાશ કેટલો ખોરાક ખાતા તે અને હાલ એટલી વયનાં યુવાનો કેટલો ખાઇ શકે છે તેના કોઠાઓ આપ્યાં છે.

ઈ.સ. ૧૯૧૫ માં સરેરાશ માથાદીઠ ખોરાક અને તેમાંથી મળતી ઉષ્ણતા કૅલોરીમાં

| ખોરાકની ચીજો | વજન ઔંસમાં | કૅલોરી ઉષ્ણતા |
|---|---|---|
| ૧. દૂધ | ૪ | ૭૨ |
| ૨. ધાન્યો | ૧૦ થી ૧૨ | ૧૦૦૦ થી ૧૨૦૦ |
| ૩. દાળ કઠોળો | ૩ થી ૪ | ૩૦૦ થી ૪૦૦ |
| ૪. ઘી | ાા થી ાાા | ૧૨૮ થી ૧૯૨ |
| ૫. તેલ | ૧ થી ૧ાા | ૨૫૬ થી ૩૮૪ |
| ૬. ગોળ અને ખાંડ | ૨ | ૨૦૦ |
| | કુલે ... | ૧૯૫૬ થી ૨૪૪૯ |
| | ૧૦ બગાડ ... % | ૧૯૫ ૨૪૫ |
| | ચોકખી ઉષ્ણતા ... | ૧૭૬૧ થી ૨૨૯૩ |

## હાલનો ખોરાક

| ખોરાકની ચીજો | વજન ઔંસમાં | કૅલોરી ઉષ્ણતા |
|---|---|---|
| ૧. દૂધ | ૨ થી ૩ | ૩૬ થી ૪૮ |
| ૨. ધાન્યો | ૬ થી ૭ | ૬૦૦ થી ૭૦૦ |
| ૩. દાળ, કઠોળ | ૧ાા થી ૨ | ૧૫૦ થી ૨૦૦ |
| ૪. ઘી તથા તેલ | ૧ થી ૧ાા | ૨૫૬ થી ૩૮૪ |
| ૫. ગોળ તથા ખાંડ | ૩ — | ૩૦૦ — |
| | કુલે | ૧૩૪૨ થી ૧૬૩૮ |
| | ૧૦% બગાડ | ૧૩૪ થી ૧૬૪ |
| | ચોકખી ઉષ્ણતા | ૧૨૦૮ થી ૧૪૭૪ |

કેટલાક યુવાનો વધારે પ્રમાણમાં તેલ ખાવાનો શોખ રાખે છે. ચા નો વપરાશ વધવાથી ખાંડનો વપરાશ વધ્યો છે. કોઈક તો ઉપરના કોઠામાં આપ્યા કરતાં પણ ઘણી વધારે ખાંડ રોજ ખાય છે.

---

# શારીરિક કાર્યક્ષમતા અને પ્રસન્નતા

પો. ગો. શાહ

હિંદ જેવા પછાત દેશને પોતાની પ્રાચીન સંસ્કૃતિનો વારસો મળેલો હોવા છતાં પણ પોતાની પ્રગતિ સાધવી હોય તો દેશના કાર્યમાં પાછળ રહેવું પાલવે તેમ નથી. યોજના પૂર્વક કામનો ક્રમ નક્કી કર્યા પછી પોતપોતાને ભાગે યોજાયેલું કામ કરવામાં નિશ્ચય અને તત્પરતા હોવી જોઇએ. એક વાર કામ માથે લીધા પછી "આરામ હરામ હૈ" એ સિદ્ધાન્ત દેશના લાડીલા નેતા ડૉ. જવાહરલાલ નેહરૂએ પ્રતિપાદન કર્યો છે: જો કે ગામડાઓમાં અને ખાસ કરીને આદિવાસી પ્રદેશોમાં આખો વર્ષ કામ મળતુ નથી ત્યારે "કામ કહાં હૈ" એ પ્રશ્ન પણ ત્યાં ઊભો થાય છે. પરંતુ શહેરોમાં અને સુક્ષિત વર્ગોને માટે ઘણું કામ પડેલું છે. આપણા દેશમાં બેકારી ઘણી છે તેનું કારણ તપાસતાં દેખાય છે કે નિયમિત શિસ્ત કામ કરનારને નવરાશ નથી અને તેમને માટેની માંગ હમેશા તેમની સંખ્યાના પ્રમાણમાં વધારે હોય છે. આળસ, પ્રમાદ અને અવ્યવસ્થિત કામ કરનારને કામ ન મળે અને તેવા માણસો બેકાર રહે છે. પરંતુ શકિતશાળી કાર્ય કરનારને માટે હંમેશા દરેક દેશમાં પુરતું કામ મળે છે.

આજે આપણે આ પ્રશ્નને આર્થિક દ્રષ્ટિએ નહીં તપાસીએ: પણ માનસવિદ્યાની દ્રષ્ટિએજ જોઈશું. મનુષ્યની કાર્યશકિતનું માનસશાસ્ત્રની દ્રષ્ટિએ શું પૃથ્થકરણ થઈ શકે અને તે કાર્યશકિતને દેશની પ્રગતિના વિકાસ તરફ કેવી રીતે સફળતાથી વાળી શકાય તે વિચારીશું.

સાધારણ મનુષ્યને કામ એટલે થાક, ઘસારો, અને કંટાળો; અને કામ ન કરવું પડે એ વૃત્તિ તરફનો અનહદ પ્રેમ હોય છે. કામ પછી આરામ એ વિશ્વનો નિયમ છે: આરામ આવશ્યક છે પણ ખરો, પરંતુ કામ તરફ બેદરકારી, તિરસ્કાર અને અણગમો હોવો ન જોઈએ. દરેક મનુષ્યને પોતાના મનને ગમતું કામ પસંદ કરવાનો હક છે પણ એક વાર તે કામ પસંદ કર્યા પછી અને તે કામ હાથમાં લીધા પછી કામ પુરૂ કરવાની ધગશ કે શકિત ન રાખવામાં આવે તો તેનાં માનસિક કારણો શું હોઇ શકે તે તપાસવા જોઇએ.

આપણે ઘણી વાર જોઈએ છીએ કે જે કામમાં આપણને રસ પડે છે તે કામમાં કલાકો સુધી મહેનત કરવા છતાં થાક લાગતો નથી. માનસવેત્તાઓ પણ પ્રયોગાત્મક માનસવિદ્યાનાં અભ્યાસથી આવાજ પરિણામ ઉપર આવ્યા છે. સાધારણ મનુષ્ય કામ હાથમાં લેતા વિચાર કરે છે કે મને થાક લાગશે; અને થોડા સમયમાં હું કંટાળી જઈશ અને મારી શકિતનો વ્યય થઈ જવાથી હું થાકી જઇશ. ખરી વાત તો એ છે કે જે વિષયમાં રસ હોય છે, પ્રેમ હોય છે, તે કામમાં ઉમંગ, શકિત અને સફળતા મળે છે. આ સફળતાનું મુખ્ય ધામ માનસિક શાન્તિ—સમતા—પ્રસન્નતા છે.

ધંધા માર્ગદર્શનની પદ્ધતિ વડે દરેક કાર્ય કરનારને યોગ્ય ધંધો કે કામ સૂચવી શકાય છે. પરંતુ તે ઉપરાંત માનસિક શાન્તિ–સમતા–અને પ્રસન્નતા પ્રાપ્ત થાય નહીં તો તે કાર્યમાં સફળતા

શક્તિ અને વિકાસ સાધી શકાતાં નથી. સફળ મનુષ્યોના જીવનનો ઈતિહાસ તપાસતાં આપણને દેખાય છે કે કામ કરવામાં આવો રસ હોય અને સાથે આવી માનસિક સમતા હોય તો આખું જીવન સાર્થક અને સફલ થાય છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં કાર્યકરોના મનમાં આવી સમતા નથી: અને તેથી કામ તરફ કંટાળો હંમેશા રહે છે અને કામ અને શકિત બંનેનો ખોટો વ્યય થાય છે; અને જેમ યંત્રો ઘસાઈ જાય છે તેમ કારીગરની માનસિક અને શારીરિક શકિત ઘસાતી જતી દેખાય છે. દરેક માણસ એમજ ધારે છે કે તેની ઉપર કામનો બોજો અનહદ છે; પરંતુ તેજ કાર્યકર માનસિક સમતા અને શાન્તિ રાખીને કામ કરે તો પોતાને માટે નિયોજેલું કાર્ય નિયત સમયમાં પુરૂ કરી શકે છે અને તેની સાથે સંતોષ અને આનંદ ભોગવી શકે છે. તે પોતેજ અનુભવી શકે છે કે કેવળ કામથી માથાના વાળ ધોળાં થતાં નથી કે કપાલમાં કરચલીઓ પડતી નથી કે શરીર કે મન નબળું પડી જતું નથી. ખરી વાત તો એ છે માનસિક સમતા વગર કરેલી ધાંધલ અને શાન્તિ વિનાનું ધાંધલીયું જીવન જ્ઞાનતંતુઓની ઉપર અસર કરીને મનુષ્યને જ્ઞાનતંતુઓના રોગને આધીન બનાવે છે. સોંપેલું કામ અમુક સમયમાં પુરૂં કરવાની વૃત્તિ સારી છે–ઉત્તોજનને યોગ્ય છે–પરંતુ તે ઉપરાંત ધ્યાન, કાર્યશીલતા અને કાર્યદક્ષતા હોય તો ધૈર્ય અને શાન્તિથી પુરૂ કરેલું કાર્ય જ્ઞાનતંતુઓનો નાશ કરવાને બદલે તેને ઉત્તોજન શકિત અને સામર્થ્ય આપે છે. ફકત ઘડીઆળના કાંટા ઉપર જોઈને ધાંધલીયું કામ કરનાર નિષ્ફળ અને નિરાશ (frustrated) થાય છે. શરીર અને મનના રચનાત્મક કાર્યોમાં પણ આવી માનસિક સમતા–પ્રસન્નતાની જરૂર રહે છે. તેના અભાવે થતા કામમાં લગભગ નેવું ટકા નિષ્ફળતા મળે છે. વીનરના શબ્દોમાં મનુષ્યના અમાનુષિક ઉપયોગ થતો અટકાવવો—Stopping inhuman use of human beings—એ આપણું સાધ્ય હોય તો સાધન તરીકે માનસિક સમતા–પ્રસન્નતા હંમેશ ખીલવતા રહેવું જોઈએ.

કામનું પ્રયોજન બે પ્રકારનું છે એ આપણે સમજવું જોઈએ. એક તો કોઈ વસ્તુ–પદાર્થ–કલા–કે સાહિત્યની કૃતિનું ભૌતિક ઉત્પાદન: અને બીજું ઉત્પાદકની માનસિક શકિત અને સામર્થ્યની વૃદ્ધિ. ૨. ઉત્પાદનના દરેક કાર્યમાં પહેલી ચીજ ઉપર ભાર મુકવામાં આવે છે. પરંતુ ઉત્પાદકની શકિત–સામર્થ્ય–આત્મશ્રદ્ધા–નવી ભાવનાઓમાં જે વૃદ્ધિ અને વિકાસ થાય છે તેની ગણત્રી ભાગ્યેજ કરવામાં આવે છે અને તેથી કાર્યકર–કારીગર–કલાકારને કલાની પ્રગતિમાં જોઈએ તેટલો લાભ મળતો નથી.

આપણને કામ કર્યા સિવાય કાંઈ લાભ થાય અને કાંઈ ચીજ મફત મળે એ વૃત્તિ બધા દેશોમાં જોવામાં આવે છે. પરંતુ પછાત દેશોમાં આ વૃત્તિ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. કામ નં કરનારા ભીખારીઓ અને પોતાના સ્વતંત્ર પ્રયત્નોથી પ્રાપ્ત થતા ધન ઉપરાંત નાંણાં ખર્ચનારી સંસ્થાઓના સંચાલકો આવીજ કાંઇ આશા રાખે છે. આપણને કામ કરીને સાધન પ્રાપ્ત કરવા તરફ અણગમો હોય એ આપણા મનની ખોટી સ્થિતિ દર્શાવે છે. વધારે કામ કરવાની શકિત–ખરી શકિત આપણે પ્રાપ્ત કરીશું ત્યારે આપણે મફત કોઈ ચીજની આશા નહીં રાખીએ. પરંતુ આપણી–આપણા સમાજની ખરી જરૂરીયાતો માટે આવશ્યક કામ કરવાની સબળ શકિત પ્રાપ્ત કરીશું.

દરેક કાર્યકરની ફરજ છે કે તેણે પોતાની લાયકાત અને શકિત સતત વિકાસ માટે વાપરવી જોઈએ. એ વૃત્તિનું પાલન દરેકે કરવું જોઈએ. પોતાના કાર્યની કિંમત વધે, સુંદરતા,–કાર્યદક્ષતા વધે તો પોતાના ઉત્પાદનની કિંમત અને કદર વધવાનાજ. અને સત્કાર્ય અને શુભવૃત્તિનું ફળ તરતજ પ્રાપ્ત થવાનાંજ પરંતુ સાધારણ મનુષ્ય એમ પણ કહેશે કે પોતાના કાર્યથી સાંજે ઘેર જતાં એટલો થાકી જાય છે કે પોતાના આત્મસુધાર–માનસિક ગુણોની ખીલવણી માટે સમયજ રહેતો નથી: આખો દિવસ કામમાંજ જાય છે અને કામ પુરૂં થાય છે ત્યારે વધારે અભ્યાસ કે આત્મ વિકાસના પ્રયત્ન માટે પણ સમય રહેતો નથી—મારા એક મિત્ર કહેતા કે તેઓ કામમાં એટલા બધા રોકાયેલા રહે છે કે તેમને મરવાની પણ ફુરસદ રહેતી નથી! ખરી વાત તો એ છે કે જે મનુષ્યનું નિત્યજીવન—શાન્તિ સમતા અને પ્રસન્નતાથી વિહોણુ હોય છે તેને વિકાસનો માર્ગજ જડતો નથી. તમારે જે સદ્‌ગુણો કેળવવા હોય, જે સદ્‌વૃત્તિઓનો વિકાસ કરવો હોય, જે કુટેવો છોડવી હોય, જે નવી ઉત્તમ ટેવો પાડવી હોય, જે નવી વૃત્તિ કેળવવી હોય તે તમારા કામની દરેક પળોમાં કામ સાથેજ પ્રાપ્ત કરી શકો છો. તમે સમતા અને પ્રસન્નતાથી કાર્ય કરી શકો તો ધીમેથી વધારે સારૂં કામ પણ કરી શકો, અને તમારા શરીર અને મનની શકિતઓનો એવી સારી રીતે સુયોજીત અને સુસંગિત harmony સુસંવાદિત સાથે કરી શકશો. તમારી કાર્યશકિત અને કામની ઝડપ પણ વધતી જશે. તમારો પગાર વધે એવી તમારી આશાઓ તમારી કિંમત વધવાની સાથેજ ફળીભૂત થશે. વિજળીનું બળ અને શકિત—ધાંધલ વિના—તદ્દન શાન્તિથી—અવાજ વિના—કેવું સુંદર કામ કરી શકે છે? આપણે કામ કરવાથી ઘસાઈ જઈશું એવો ડર રાખ્યા વિના આપણી આંતરિક શકિતઓ કામ કરવાથી કેવી રીતે વિકસાવી શકીએ—વ્યકિત અને સમાજના લાભમાં કેવી રીતે વાપરી શકીએ તે વિચારવાનું છે—કામ કરવાથી કામ કરવાની શકિત વધે છે, કાર્યદક્ષતા વધે છે. આ ઉપરાંત અનુભવ મળતા કામ કરનારને ભૌતિક કે આર્થિક લાભ મળે છે. તે ઉપરાંત પોતાની માનસિક અને અધ્યાત્મિક શકિત વધે છે. તેનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાને માટે માનસિક સમતા અને પ્રસન્નતા પ્રાપ્ત કરતાં શીખવું જોઈએ. આ માનસિક સ્વાસ્થય એ મનુષ્ય જીવન, તેમજ માનસવિદ્યાની પ્રબળ સિદ્ધિ છે અને તે પ્રાપ્ત કરવા તરફ નિત્ય પ્રયત્ન થવા જોઈએ.

દરેક કામ કરનાર—વિદ્યાર્થી કે અધ્યાપક, કારકુન કે કારીગર, મજુર કે ફોરમેન કે શેઠ, ઘરકામમાં રહેલી ગૃહિણી, કે કુટુમ્બના પાલનમાં રસ લેનાર ગૃહપતિ, કે પ્રજાનું કામ કરનાર પ્રધાનો, મીનીસ્ટરો કે અમલદારો, ઉદ્યોગપતિઓ, અને વ્યાપારીઓ, લેખકો કે વિચારકો બધાને મારી વિનંતી છે દરેક કાર્યમાં તમારે સફળતા મેળવવી હોય અને કાર્ય કરવામાંજ નવી શકિત વિકસે છે તે અનુભવ કરવો હોય તો શાન્તિ, સમતા, અને પ્રસન્નતાના ગુણોનું પાલન કરો. પ્રસન્નતા એ જીવનનું ધ્યેય રાખશો તો પ્રજા અને દેશની પ્રગતિ સાધવાનું એક નવું સાધન તમારા હાથમાં આવશે.

प्रसन्न वचनं ब्रुव। प्रसन्न वदनो भव। प्रसन्नात्मा भव।
प्रसादे सर्व दुःखानां हानिरस्योपजायते।
प्रसन्न चेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते।

---

# છઠી સકળ હિંદ આદિવાસી કલ્યાણ પરિષદ

## પોપટલાલ ગોવિંદલાલ શાહ

આ વાર્ષિક પરિષદો દીલ્હીની ભારતીય આદિમજાતિ સેવક સંઘ તરફથી દર વર્ષે કે બે વર્ષે યોજાય છે. પાંચમી પરિષદ મુંબાઇ પાસેના બોરડી ગામમા યોજાઈ હતી અને તેનું વર્ણન આ ત્રૈમાસિકના અંકમાં અપાયું હતું. તે સમયે થાણા જીલ્લાના આદિજીવનના સંપર્કનો લાભ મળ્યો હતો.

આ વર્ષે નીલગીરી જીલ્લાના ઉટાકામંડ શહેરમાં ત્યાંની નજીકના રહેવાસી ટોડા અને કોટા જાતિના આદિવાસીઓના જીવન અને સંસ્કૃતિ જોવાનો લાભ પ્રેક્ષકોને મળ્યો હતો. આ પરિષદની વ્યવસ્થા હંમેશા ભારતીય આદિમજાતિ સેવા સંઘ કરે છે; અને ઉપપ્રમુખ શ્રી શ્રીકાંતભાઈ લક્ષ્મીદાસ પ્રથમ ભાગ લે છે. મંડળના હાલના પ્રમુખ શ્રી ઉછંગરાય ઢેબરે પણ ખૂબ મહેનત લીધી હતી. તે ઉપરાંત શ્રી ઠક્કરબાપાના પટ્ટશિષ્યો શ્રી ડાહ્યાભાઈ નાયક, શ્રી પાંડુરંગ વણીકર, શ્રી અંબાલાલ વ્યાસ, શ્રી સુખલાલ પંડયા વગેરે પીઢ કાર્યકરો હાજર હતા. ગુજરાત સંશોધન મંડળના પ્રમુખને, માનવ-વંશશાસ્ત્રના પ્રમુખશ્રી ની ગેરહાજરીમાં તે કામ સોંપવામાં આવ્યું હતું અને ગુજરાત સંશોધનના એક આદિવાસી સભ્ય શ્રી છગનલાલ કેદરીઆને આદિવાસી વિભાગના પ્રમુખ નીમવામાં આવ્યા હતા. ઉટીમાં હાજર રહેલા ગુજરાતી પ્રવાસીઓએ પણ આ પ્રસંગે ભરાયેલા પ્રદર્શન અને મેળાવડામાં સારી સંખ્યામાં હાજરી આપી હતી.

પરિષદનું કામ ઘણી રીતે ઉપયોગી અને રસમય હતું. દરેક પરિષદનું ઉદઘાટન ઘણું ખરૂં રાજપ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદના આદિવચનથી થાય છે; પરંતુ આ વખતે ઉપપ્રમુખ શ્રી રાધાકૃષ્ણનના મંગળ પ્રવચનથી થયું હતું. પરિષદના પ્રમુખ શ્રી સંજીવ રેડીએ બે દિવસ હાજરી આપી હતી; મદ્રાસના ગવર્નર શ્રી વિષ્ણુરામ મેઢીએ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરીને અને ડેલીગેટ પ્રતિનિધિઓને રાજભવનમાં મીજલસ આપીને પરિષદનું સન્માન કર્યું હતું. આ પરિષદમાં બીજી પરિષદની માફક નિબંધો વંચાયા હતા તેમાં ૨૪ અંગ્રેજી અને ૭ હિંદી લેખો હતા. તેમાં પોપટલાલ શાહને 'આદિવાસી જાતિઓને સામાજીક આર્થિક સહાય આપવાના ધોરણો" અને "આદિવાસીઓના બુદ્ધિમાપન" એ વિષયનાં બે લેખો હતા. શ્રી ડાહ્યાભાઇ નાયકે આદિવાસીઓમાં વિવિધલક્ષી યોજનાઓ સંબંધી અભ્યાસપૂર્ણ સૂચનાઓ કરી હતી.

પરિષદના વિભાગી પ્રમુખોમાં ગુજરાત સંશોધન મંડળના એક આદિવાસી સભ્ય શ્રી છગનલાલ કેદારીઆ એમ.પી. ને આપવામાં આવ્યું હતું તેમનો વિષય હતો આદિવાસી કલ્યાણની યોજનાઓ. માનવવંશશાસ્ત્ર વિભાગસ્થાનનું પ્રમુખસ્થાન શ્રી પોપટલાલ શાહને શ્રી આયપનની ગેરહાજરીમાં આપવામાં આવ્યું હતું.

પરિષદના કાર્યમાં વર્ષાદથી ઘણી ખલેલ પડી હતી. પરંતુ આદિવાસી કુટુમ્બો (લગભગ પાંચસો માણસોનું સરઘસ) અને તેમની સાથે સહભોજનનો પ્રસંગ એ દરેકમાંથી ઘણું જ્ઞાન પ્રાપ્ત થાય અને ટોડાભાઈઓ, કોટાભાઈઓ અને બીજા આદિવાસીઓની સંસ્કૃતિ માટે ઉત્પન્ન થાય તેવી સંઘ તરફથી વ્યવસ્થા હતી. ટોડાભાઈઓની સંખ્યા ઘટીને પાંચસોની નીચે ગઈ હતી, પરંતુ

તેમને માટે દાકતરી ઈલાજો અને સમાજકલ્યાણની યોજનાઓથી તેમની સંખ્યા વધીને સાત સો જેટલી થઈ છે અને તેમના સ્ત્રી પુરૂષ બાળકોમાં નવું ચેતન અને નવી શકિત આવી છે તેનો પ્રત્યક્ષ અનુભવ કરવાનો આ સારો પ્રસંગ હતો. હું જાતે પણ તેમના કુટુમ્બો અને વસ્તી અને મંદિરો જોવાને માટે મોટરમાં પંદર વીસ માઈલ સુધી જવાને ભાગ્યશાળી થયો હતો. તેમની સંસ્કૃતિના અવશેષો અને ખાસ કરીને તેમની "અરણી"—લાકડાનો ગોળ કાણાવાળો ટુકડો અને વલોણા જેવી સીધી લાકડી જેના ઘર્ષણથી અગ્નિ પેદા થઈ શકે છે તેનો નમુના, અને તેમના ત્યજેલા દાગીનાઓ ગુજરાત સંશોધન મંડળના પ્રદર્શન માટે લાવી શકયો છું.

પરિષદનો વિસ્તાર પૂર્વક અહેવાલ ભારતીય આદિમજાતિ સેવક સંઘના માસિકમાં પ્રસિદ્ધ થાય છે. પરંતુ તેમાં પસાર થયેલા ઠરાવો ગુજરાતના આદિવાસીઓના અભ્યાસ અને પ્રગતિ માટે અગત્યના હોવાથી નીચે ગુજરાતીમાં ઉતારવામાં આવ્યા છે:—

## ઠરાવ નં. ૧. વિવિધલક્ષી યોજનાએ:—

આ પરિષદ નિર્ણય કરે છે કે મધ્યસ્થ સરકાર તરફથી હાથ ધરાએલ આદિવાસી સંબંધી વિવિધલક્ષી યોજનાને, આદિવાસી વિસ્તારોનાં દરેક અંદરનાં ગામો કે જયાંની આદિવાસી વસ્તી, જે હજુ પણ તેની જુની રીતરસમો જેવી કે અસ્થાયી ખેડાણ, અપરિણિતોનાં જુદાં નિવાસો તેમ જ તેમની સ્વભાષાને લઈને અભેદ્ય રહી છે, તેમ જ જેઓ આર્થિક રીતે પણ હજુ પછાત છે, ત્યાં સુધી વિસ્તૃત કરવી. આ યોજનાના વિસ્તૃતપણાનો આધાર તે માટે કેવા તાલિમ પામેલા કાર્યકરો મળે છે તેમ જ મધ્યસ્થ સરકાર તરફથી ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન કેટલી નાણાંકિય સહાય મળી શકશે, તેના પર રહેશે.

આ પરિષદ ડૉ. એલ્વીન કમીટી તરફથી મોકલવામાં આવેલી નીચે જણાવેલી અગત્યની ભલામણો સાથે થોડાએક ફેરફારો સહિત સહમત થાય છે.

૧. વર્ગીકૃત જાતિઓ તેમ જ આદિવાસી જાતિઓનાં કમીશ્નરે તેમના રીપોર્ટમાં સૂચવ્યા પ્રમાણે દરેક આદિવાસી વિભાગનું સંપૂર્ણ આવરણ ૨૫૦૦૦ ની વસ્તીવાળા ૨૦૦ ચો. મા. ના વિસ્તારથી વધારે ન હોવું જોઈએ.

૨. ભવિષ્યમાં આ આદિવાસી વિભાગો માટે કોઈ પણ નિર્ણીત અંદાજ-પત્રક ન હોવું જોઈએ, પરંતુ ખર્ચને ત્રણ વિભાગમાં વહેંચી નાખવો જોઈએ.

| | | |
|---|---|---|
| (અ) | આર્થિક વિકાસ માટેની યોજનાઓ | ૬૦% |
| (બ) | વાહનવ્યહવાર (વાહનવ્યય) | ૨૫% |
| (ક) | સમાજસેવાઓ માટેની યોજનાઓ | ૧૫% |

આ હિસાબમાં ગામની આંતર પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર થઈ શકે છે; તેમ જ ખેતીવાડી અને સિંચાઇ જમીનનું સંરક્ષણ તેમ જ reclamation ને લગતા વિષયોને પ્રાધાન્ય મળવું જોઈએ અને તે માટે ઓછામાં ઓછા ૧૦ લાખ રૂ. નો ખર્ચ કરવો જોઈએ.

૩. આ યોજનાની કલમ ૧ અને ૨ માટે રૂ. ૩૨ લાખની રકમ મંજુર થવી જોઈએ જેમાંથી રૂ. ૧૫ લાખ ગૃહખાતાએ આપવા જોઈએ અને બાકીની રકમ સમુહ વિકાસ ઘટક તરફથી મળવી જોઈએ.

૪. ખાસ આદિવાસી ઘટકોમાં ન રહેતાં હોવાં છતાં સામાન્ય વિકાસ ઘટકોમાં આવી જતા આદીવાસીઓનાં કલ્યાણ માટે વધુ પૂરતાં નાણા મળશે એવી ખાત્રી ગૃહખાતાએ આપવી જોઈએ.

૫. દૂર તેમજ અંદરનાં વિસ્તારોમાં રહેતા ગરીબ લોકો તરફ આ વિકાસ ઘટકોનાં અધિકારીઓનું ધ્યાન મુખ્યત્વે કેન્દ્રિત થવું જોઇએ. શકય હોય તેટલાં અંદરનાં વિસ્તારોમાંજ આ વિકાસ ઘટકોનાં અધિકારીઓનાં નિવાસસ્થાનો રાખવાથી આ કામ બની શકશે. કોઇ પણ સંજોગોમાં અધિકારીઓના રહેઠાણો નાનાં શહેરોમાં અથવા તો આદિવાસી સિવાયની બીજી વસ્તીઓની વચ્ચે ન હોવા જોઇએ આ કાર્ય માટે અભેદ્ય વિસ્તારોમાં ધૂમવા માટે મુસાફરી ભથ્થું છૂટથી મળવું જોઈએ.

૬. આ કાર્યને પહોંચી વળવા માટેની તાલીમ આપવા માટેની હાલની ચાલુ સગવડો તદ્દન અપૂરતી છે. બને તેટલી ઝડપથી તેમ જ અનધિકૃત સત્તાઓની શકય હોય તેટલી મદદ મેળવીને આ સગવડો જલ્દીથી વિસ્તૃત કરવી જોઇએ.

૭. આ વિવિધલક્ષી યોજનાની સફળતા માટે ખાસ આદિવાસી ઘટકો ચલાવવા માટે બરાબર યોગ્ય અધિકારીઓની પસંદગીની જરૂર છે કે જેથી તેઓ, આ આદિવાસીઓ તેમના કલ્યાણની યોજનાઓને ઉત્સાહપૂર્વક તેમ જ વેગપૂર્વક વધાવી લે તે પહેલાં તેમને માટે યોગ્ય માનસિક વાતાવરણ ઉભું કરી શકે. તેમ જ આ યોજનાની મુદતમાં વચ્ચેથી આ અધિકારીઓની ફેરબદલી ન થવી જોઈએ. સિવાય કે તેઓ આ કામ માટે અશકત તેમ જ અકુશળ હોય અને આદિવાસીઓ તરફ સહાનુભુતિ રહીત હોય.

ભારતીય આદિમજાતિ સેવાસંઘ સાથે સંકળાએલી તેમજ બીજી અનધિકૃત સત્તાઓને આ પરિષદ વિનંતિ કરે છે કે તેઓ આ વર્ગીકૃત જાતિઓ તેમજ આદિવાસી જાતિઓના આસીસ્ટંટ કમીશનરોની મદદ લઇને આદિવાસી વસ્તીવાળાં અવિકસિત ગામોની તેમની અગ્રતા પ્રમાણે એક યાદી મોકલી આપે.

## ઠરાવ નં. ૨. સકળ હિંદની આદિવાસી જાતિઓનો નવો ગ્રંથ—

આદિવાસીઓનું કલ્યાણ કાર્ય કરતાં કાર્યકરો તેમ જ બીન સરકારી સંસ્થાઓને આ પરિષદ વિનંતી કરે છે કે તેઓ વર્ગીકૃત જાતિ અને આદિવાસી જાતિઓના કમીશ્નરો, તેમ જ આદિવાસી સંશોધન મંડળોની સહાયતા લઈને રાજ્યવાર સમિતીઓ ઊભી કરે, અને જુદા જુદા રાજ્યમાં વસ્તી આદિવાસી પ્રજાઓની તેમની અગ્રતા પ્રમાણે નીચેની મહત્ત્વની માહિતી આપતી નાની અભ્યાસ-પૂર્ણ પુસ્તિકાઓ તૈયાર કરે.

૧. વસ્તી
૨. રહેઠાણ
૩. તેમના ગુજરાન ચલાવવાના સાધનો
   (અ) અસ્થાયી ખેડ.
   (બ) અનાજ એકઠું કરવું.
   (ક) ખેતી કામની મજુરી (અર્ધ-ગુલામ સ્થિતિ).
૪. સામાજિક રીત રિવાજો અને સમાજનું બંધારણ.
૫. ભાષાઓ
૬. જુદી જુદી સરકારી અને બીનસરકારી સંસ્થાઓએ હાથ ધરેલી સામાજિક સેવા પ્રત્યેની તેમની પ્રક્રિયા.

## ઠરાવ નં. ૩—

(અ) આ સરળ તેમ જ સીધા અને સાદા આદિવાસી લોકોના સર્વાંગી વિકાસને રૂંધતું તેમનું વધુ પડતું કરજ કે જે તેમનાં ઉપર અલંઘનીય આવરણ ઉભું કરે છે. તેને ઓછું કરવા માટેની તાત્કાલિક જરૂરિયાત તેમ જ વિચારણા માટે આ પરિષદ ફરી ફરીને સૂચન કરે છે અને હિંદના ગૃહખાતાનાં પ્રધાન શ્રી. ગોવિંદવલ્લભ પંતની કુશળ આગેવાની હેઠળ સંચાલિત થતી કેન્દ્રિય-આદિવાસી-સલાહ સમિતી તરફથી પસાર થએલા ઠરાવ પ્રત્યે રાજ્ય સરકારોનું તાત્કાલિક ધ્યાન ખેંચે છે.

(બ) ખાઉકી-કોઠાર, અનાજગોળા, વિવિધલક્ષી સહકારી મંડળીઓ, સેવા-મંડળો તેમજ ધીરધારને ખરીદી-વેચાણની સુવિધાઓ સાથે સાંકળી લેવાની સગવડ વિગેરે ઉપાયો જ આદિવાસીઓને જમીન-દારો, શરાફ તેમજ વ્યાપારી શરાફોના નિ:શંક શોષણમાંથી બચાવવાના છે. આમ જો બની શકે તો જ તેઓ સ્વાશ્રયી બનીને પોતાનું જીવન-ધોરણ ઉંચુ લાવી શકે.

(ક) આ દિશાનો પ્રથમ પ્રયાસ તો સહકારી મંડળીઓ અને સરકારી કરજ સિવાયના તેમના ત્રણ વર્ષ જુના બધાં જ કરજોની સંદતર મુકિત અપાવવાનો છે; તેમ જ રાજ્ય સરકારો તરફથી ખાસ નિયુકત કરાએલ કરજ-વિમુકત બોર્ડ દ્વારા તેઓના ત્રણ વર્ષથી વધુ જુનાં કરજો ભરપાઈ કરવાની તેમની શકિતની સાચી આંકણી થવાની જરૂર છે.

## ઠરાવ નં. ૪—કાર્યકરો માટેની તાલીમ

આદિવાસી વિસ્તારોમાં વિકાસ યોજનાઓની ઝડપી પ્રગતિ તેમ જ તેને માટેના કાર્યકર્તાઓની અછતને ધ્યાનમાં લેતાં એમ સૂચિત થાય છે કે ગામડાઓમાં તેમ જ પંચાયતો અને સહકારી મંડળીઓમાં કામ કરતાં લોકોને તાલીમ આપવાની જરૂર છે. તે માટે આ પરિષદ ભારતીય અદિમજાતિ સેવક સંઘને વિનંતી કરે છે કે તે શકય તેટલી ઝડપથી બીનસરકારી સંસ્થાઓની સહાયથી કાર્યકર્તાઓને શિક્ષણ આપવા માટે તાલીમ કેન્દ્રો ખોલે.

આ પરિષદ નીચેની વ્યકિતઓની એક મંડળી, શિક્ષણનો ક્રમ નક્કી કરવા માટે નીમે છે. જે તેઓ ત્રણ માસની અંદર ભારતીય આદિમજાતિ સંઘને સુપ્રત કરશે.

(૧) શ્રી. એલ. એમ. શ્રીકાન્ત.
(૨) શ્રી. આચાર્ય ભીસે.
(૩) શ્રી. એન. વી. બાપટ.
(૪) શ્રી. અંબાલાલ વ્યાસ.
(૫) શ્રી, ધર્મદેવ શાસ્ત્રી.
(૬) શ્રી. ડી. જે. નાયક (કન્વીનર)
(૭) શ્રી. નારાયણજી.
(૮) શ્રી. જુગતરામ દવે.

## ઠરાવ નં. ૬—આદિવાસી જંગલોની આર્થિક વ્યવસ્થા

આદિવાસીઓની આર્થિક વ્યવસ્થા મુખ્યત્વે બે વિભાગમાં વહેંચાઈ જાય છે. (૧) ખેતીવાડી.

(૨) જંગલ. તેઓ એમ માને છે કે તેઓના જમીન તેમ જ જંગલના બધાં જ હક્કોને સરકાર તરફથી કચડવામાં આવે છે, તેઓની આ માન્યતામાં સુધારો કરી તેઓમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે તેમ જ તેમની આર્થિક સ્થિતિ સુધારવા માટે આ પરિષદની માન્યતા છે કે તેમના જંગલ તેમજ જમીનના હક્કો તરફ ખાસ ધ્યાન અપાવું જોઈએ. જંગલ તેમ જ જમીનને લગતા વર્તમાન કાનુનો તેમ જ ધારાઓને એવી રીતે ફેરવવા જોઈએ કે જેથી તેઓનાં હક્કો જળવાઈ રહે.

આ ઉપરાંત રાજ્યસરકારોને આ પરિષદ સૂચવે છે કે તેઓ આદિવાસીઓ વચ્ચે કામ કરતી સામાજીક સંસ્થાઓની સહાયથી મુંબઈ સરકારની માફક જંગલ સહકારી મંડળીઓ સ્થાપવા માટે તેમના જંગલ-વિભાગો તેમ જ સહકારી-વિભાગોને હુકમ કરે; તેમ જ એવી ઉદ્યોગ-પ્રવૃતિ શરૂ કરે કે જે મહુડાનાં બીયાં, મધ, પાંદડાઓ તેમ જ ઔષધી માટે કામ આવે તેવી વનસ્પતિઓ વગેરે જેવી જંગલની પેદાશો ઉપર નિર્ભર રહે અને સહકારી ધોરણ મુજબ, ટીમ્બર, ટીક તેમ જ બાંબુના લાકડાંઓ ઉપર વૈજ્ઞાનિક ક્રિયાઓ અજમાવે.

અંતમાં આ પરિષદ વર્ગીકૃત વિસ્તારો તેમ જ આદિવાસી જાતીઓને માટે નીમાએલા નવા પંચને વિનંતી કરે છે કે તેઓ આદિવાસીઓની આર્થિક વ્યવસ્થાને દરેક રીતે સ્વતંત્ર કરી શકાય તેવી બનાવે તેમ જ આ જાતિઓને જંગલ તેમ જ જમીનના તેઓનાં મૂળભૂત હક્કો પાછાં મેળવી આપે.

ઉપરના ઠરાવોની પાછળ બહુ વિચાર અને યોજના પૂર્વક સહકાર રહેલો છે. આદિમજાતિ સેવક સંઘના પ્રમુખ શ્રી ઢેબરભાઈ હિંદી સરકારે, નીમેલા આદિવાસી જાતિઓ અને તેમની વર્ગીકૃત વિસ્તારો કમીશન (પંચ) ના પ્રમુખ છે. તેમણે પરિષદમાં જણાવ્યું કે આદિવાસી જાતિઓના પ્રશ્ન ઉપર ઘણો વિચાર કરવાનો છે. અધીરાઈ વિના નીતિ, અને યોજના Policy and Strategy પૂર્વક કાર્ય સાધવાનું છે. તેમણે આ પંચનું કાર્ય ડીસેમ્બર ૧૯૬૦ પહેલાં પુરૂં કરવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો અને ખાત્રી આપી કે ત્રીજી આયોજન યોજનાનાં આદિવાસીના પ્રશ્નોને યોગ્ય સ્થાન મળે તેને માટે તેઓશ્રી પ્રયત્ન કરશે.

બીજી પરિષદ કરતાં આ પરિષદ વધારે સફળ થઈ ગણાય. વર્ષાદની હરકત નડી હતી, પરંતુ બીજી બધી રીતે ઘણું કાર્ય થયું હતું. આદિવાસીભાઈઓ સાથે સંપર્ક, તેમની સંસ્કૃતિનું પ્રદર્શન, તેમનું સહકુટુમ્બ સરઘસ, તેમની સાથે સહભોજન, શ્રી રાધાકૃષ્ણન, કોંગ્રેસ પ્રમુખ સંજીવ રેડી અને બીજા વકતાઓના ભાષણો, અને યોજનાપૂર્વક નિર્ધારિલા ઠરાવો. એ બધા આદિવાસીના કલ્યાણના પ્રશ્નોને હલ કરવાના પ્રયત્નોમાં આશા અને ઉમંગ ઉપજાવે છે.

તા. ૧૦-૭-૬૦ પો. ગો. શાહ

---

## REVIEWS

**યુદ્ધકાંડ :** વાલ્મીકિ રામાયણના યુદ્ધકાંડનો સમશ્લોકી સંક્ષિપ્ત અનુવાદ. શ્રીમતી હંસા મહેતા. વિક્ર. ૨૦૧૪. દીવાળી. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. મુંબઈ–૨. પૃ. ૧૯૮. રૂપિયા ૭.

વાલ્મીકિ રામાયણનો ગુજરાતી સમશ્લોક અનુવાદ કરવાનો મનોરથ શ્રી હંસા બ્હેનને ૧૯૫૩ માં સૂઝયો અને ૭ વર્ષમાં ૭ કાંડો પ્રગટ કરીને પોતાના "મનોરથની" સિદ્ધિ પ્રાપ્ત કરી છે.—તે પણ પોતાના જીવનના અનેક વ્યવસાયોમાંથી સમય કાઢીને એકજ નિષ્ઠાથી અને એકજ દૃષ્ટિથી—તેને માટે તેમને અને ગુજરાતી સાહિત્યને ધન્યવાદ આપીએ તે ઓછો છે.

પ્રથમ બાળકાંડના પ્રસ્તાવમાં તેમણે નિર્દેશ કર્યા પ્રમાણે તુલસીદાસના શબ્દો ટાંકીને તેમણે લખ્યું હતું કે "મનોરથ રાજ—મનોરથ રાજા મનુષ્ય પાસે શું નથી કરાવતો." અન્ય ભાષાનું શિષ્ટ સાહિત્ય ગુજરાતી ભાષામાં આવે એ મનોરથ તો ઘણા વખતથી સેવું છું, અને એ દિશામાં યથાશક્તિ પ્રયત્નો પણ કર્યા છે. સંસ્કૃત ભાષાનું ઘણું ખરૂં શિષ્ટ સાહિત્ય ગુજરાતીમાં ઉતારાયું નથી. પરંતુ વાલ્મીકિનું રામાયણ ગુજરાતીમાં ઉતારાયું નથી એજ આશ્ચર્ય છે. "વળી જે રામાયણ કવિ વાલ્મીકિએ અનુષ્ટુપ વિષે ગાયું" એજ છંદમાં ફરી ગાવાનો સંકલ્પ તેમણે સફળતાથી સંપૂર્ણ કર્યો છે.

પ્રથમના પાંચ કાંડોમાં જે અર્થ સિદ્ધિ ભાષા શુદ્ધિ અને શબ્દ લાલિત્ય પ્રાપ્ત કર્યાં તે છેલ્લાં ખંડમાં પ્રસરેલ છે. વળી તેમણે અનુષ્ટુપ છંદ ઉપર મેળવેલો વિજય અને સરળતા આ કાંડમાં પણ પ્રત્યક્ષ થાય છે સમશ્લોકી છંદ રચનાનું કામ જેટલું અટપટુ અને મુશ્કેલ છે તેટલેજ વિશ્વાસ અને દૃઢતાથી આ કામ સફળ થયું છે. કાવ્યરચના અને છંદરચનાના ટીકાકારો કોઈ કોઈ ઠેકાણે વિક્ષેપો દર્શાવવાના પ્રયત્નો ભલે કરે પરંતુ રામાયણના શોખીન વાંચકોને આ અનુષ્ટુપ હવે ૭ વર્ષથી પરિચિત થઇ ગયો છે, અને આખા વિષયની પૂર્ણાહૂતિ થતાં આનંદ અને સંતોષ અનુભવે છે, વડોદરા યુનિવર્સિટી જેવી સંસ્થામાં રચનાત્મક સુકાર્યો કરવા ઉપરાંત, યુનેસ્કો અને માનવ હક સમિતિની વિશ્વવિસ્તૃત બેઠકોમાં આપવા છતાં લગભગ ૧૨૦૦ પાનાં જેટલાં પૃષ્ઠો લખીને, સુધારીને અને પ્રુફ તપાસીને તેમણે ૭ વર્ષમાં ૭ પુસ્તકો ગુજરાતી સાહિત્યને સેવામાં અર્પણ કર્યા છે તેને માટે અનેક અભિનંદન.

"હેમ્લેટ"ના પ્રવેશકમાં સદ્‌ગત પ્રો. બલવંતરાય ક. ઠાકોરે લખ્યું હતું કે "હંસાબ્હેને ખણુવો તો ડુંગર અને લૂંટવો તો ભંડાર એ ધોરણે પોતાની સાહિત્યસેવા માટે મહાકવિ શેકસ્પીયરનાં નાટકો જેવો અત્યંત સુંદર પ્રદેશ પસંદ કર્યો હતો." ત્યારપછી મહાકવિ વાલ્મીકિનું વિશ્વકાવ્ય સમશ્લોક અનુષ્ટુપ છંદ માં અનુવાદ કરવાનું માથે લઇને સફળ

બનાવીને પોતાની શક્તિ, શ્રદ્ધા અને સાહિત્યપ્રેમની સાક્ષી મૂકી છે. છંદ રચના, શબ્દ રચના, પદ્યરચનાના વિષયમાં પ્રાપ્ત કરેલી તેમની સિદ્ધિ ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં તેમનું નામ અમર મૂકશે.

તેમના અનુવાદના એક બે દૃષ્ટાંતો આપવા આવશ્યક છે :—

સાગર અંબરપ્રખ્ય, અંબર સાગરોપમ
રામરાવણનું યુદ્ધ રામરાવણની સમ.

× × × ×

પછી થયું મહાયુદ્ધ તુમુલ રોમહર્ષણ
અંતરિક્ષે અને ભૂમિ ને વળી ગિરિમસ્તકે.
દેવદાનવ યક્ષો ને પિશાચ સર્વ રાત્ર જે
ના રાત્રિ દિવસે વા ના તો મૂહૂર્ત કે ક્ષણ
રામરાવણનું યુદ્ધ પામે વિરામ તો નવ.

× × × ×

અનુવાદકની આદર્શ આર્યમહિલાની રામશ્રદ્ધા અપરિસીમાંત છે. રામચરિત્રમાં કોઈ પણ ઉણપ આવે તેવા પ્રસંગોને પાછળથી ઉમેરાયેલા ગણીને ખાસ કરીને અગ્નિ પ્રવેશ અને સગર્ભાવસ્થામાં વનત્યાગ વગેરે પ્રસંગો કાઢી નાંખવાને તે તત્પર છે. તે છતાં એક પ્રસંગમાં સીતાને યોગ્ય માન મળતું નથી એ વર્ણન તેમણે સાચવી રાખ્યું છે. રાવણના મૃત્યુ પછી અશોક વાટિકામાંથી સ્નાન કરીને રામની પાસે જવા નીકળે છે તે વખતે શિબિકામાં બેસીને જાય છે. તે વખતે તેને લાવવા માટે રસ્તામાં ઉભા રહેલા વાનરો દૂર કરવાને માટે વૈત્ર વીઝેને દૂર કાઢવા પડે છે: તેથી વાનરોમા થતો કોલાહાલ સાંભળીને રામ ખૂબ ક્રોધ ભરાય છે અને સીતાને હુકમ કરે છે કે તેણે લશ્કરની વચ્ચે જોઇને ચાલતાં આવવું.

ના ગૃહો કે ન વસ્ત્રો ના પ્રાકારે ઢાંકવા થકી
રાજસત્કારથી આવા સ્ત્રીનું ઢાકણ શીલ છે.
વિસર્જી શિબિકા માટે આવે પદાતિ તો મને
મારી સમીપ વૈદેહી વનૌ કસો ભલે જુએ"

આ પ્રમાણે સીતા ચાલીને આવે છે અને

લજ્જા સંકોચથી જાણે બીડા ગાત્ર મૈથિલી
છે વિભીષણ તો પૃષ્ઠે ભર્તા સમીપ આવતી,
હર્ષ વિસ્મયથી એ તો સ્નેહથી પતિદેવતા
મુખ ભર્તારનું જોતી સૌમ્યતરા નના.

કવિ કલુલ તો કહે છે કે લક્ષ્મણ સુગ્રીવ ને હનુમાનને આ હુકમ ગમતો નથી; પરંતુ રામરાજ્યમાં પ્રજાનું કષ્ટ બચાવવાને માટે રાજા અને રાણીએ પણ દુઃખ કે લજ્જામા સહન

